# મરીઝના શરઈ અહકામ

લેખક

(મુફતી) મુહમ્મદ ઈન્આમુલ હક (નકશબંદી)

સદર મુફતી :

દારુલ ઉલૂમ હિદાયતુલ્ ઈસ્લામ, આલીપૂર





અનુવાદકો

અબ્દુલ્ કાદિર ફાતીવાલા

મવલાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી

لَا يُكَلِّفُ اللّٰهُ نَفْساً اِلَّا وُسْعَهَا الخ

અલ્લાહ તઆલા કોઈ પણ જીવને તેની શકિત કરતાં વધારે તકલીફ આપતો નથી. [સૂરએ 'બ-ક-રહ' : ૨૮૬]

# મરીઝના શરઈ અહકામ


લેખક

મુફતી મુહમ્મદ ઈન્આમુલ્ હક
કાસિમી નકશબંદી (દા.બ.)
સદર મુફતી : દારુલ ઉલૂમ, આલીપૂર, જિ. નવસારી

અનુવાદકો

અબ્દુલ્ કાદિર ફાતીવાલા
મૌલવી મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી

કિતાબ : 'મરીઝના શરઈ અહકામ'

લેખક : હઝરત મૌલાના મુફતી મુહમ્મદ ઈન્આમુલ્ હક સાહબ
કાસિમી નકશબંદી (દા.બ.) વતન : સીતામઢી, બિહાર
સદર મુફતી : દારુલ ઉલૂમ, આલીપૂર, જિ. નવસારી
મોબાઈલ નં. : 099139 07800
E-mail : Inam @ FaizaneIlahi.Com
web : FaizaneIlahi.Com

અનુવાદકો : અબ્દુલ કાદિર ફાતીવાલા
મૌલવી મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી

પ્રકાશન વર્ષ : હિ.સ. ૧૪૩૨ મુતાબિક ઈ.સ. ૨૦૧૧

ટાઈપ સેટીંગ : જનાબ મવ્લાના મુહમ્મદ યૂનુસ મુન્શી ફલાહી

<u>કિતાબ મળવાના સ્થાનો</u> :

[૧] 'દારુલ ઉલૂમ હિદાયતુલ ઈસ્લામ'
મુ. આલીપૂર, જિ. નવસારી ૩૯૬ ૪૦૯
ફોન : (૦૨૬૩૪) ૨૩૭ ૮૦૬

[૨] 'મહમૂદ કિતાબ ઘર'
મલેકવાડ, જુમ્અહ મસ્જિદ નજીક,
નવસારી ૩૯૬ ૪૪૫
મોબાઈલ : 098243 44735

# અર્પણ

o તે કૃપાળુ અને પ્રેમાળ માનવંત પિતાજીના નામે, જેમની હૂંફાળી છત્રછાયામાં આ આજિઝનો ઉછેર થયો.

o જેમણે મારી તા'લીમ અને કેળવણીના માટે મળસ્કાની દુઆઓમાં કોઈ કસર નથી છોડી.

o અને મમતા ભરેલી એ માતાજીના નામે જેમણે દીનની ખિદમતના માટે દુઆઓની સોગાતની સાથે હંમેશા આંસૂ ભરેલી આંખોએ વિદાય કર્યો.

o **''રબ્બિર્ હમ્હુમા કમા રબ્બયાની સગીરા''**

હે અલ્લાહ !
એ બન્ને (માતા–પિતા) પર રહમ ફરમાવ જેવી રીતે બાળપણમાં તેમણે મારા પર રહમ ફરમાવ્યો.

o હે અલ્લાહ !
આ (માતા–પિતા રૂપી) મહાન નેઅમતોનો કૃપાળુ છાંયડો તંદુરસ્તી સહિત, લાંબા સમય સુધી, (મારા પર) કાયમ ફરમાવ ! આમીન !

o દારુલ્ ઉલૂમ હિદાયતુલ્ ઈસ્લામ, આલીપૂરના નામે પણ અર્પણ કરવું સઆદત સમજું છું કારણ કે આ ઈલ્મી તોહફો એને આભારી છે.

o અને તે ઝાતે ગિરામીના નામે જેમણે કલમ ચલાવતા શીખવી. એનાથી મારી મુરાદ ઉસ્તાઝુલ્ ઉલમા, આરિફ બિલ્લાહ, હઝરત અકદસ મૌલાના એ'જાઝ અહમદ સાહબ આ'ઝમી ઝીદ મજદહૂ છે.

**મુહમ્મદ ઈન્આમુલ્ હક કાસિમી સીતામઢી**

# મુબારક અભિપ્રાય

## હઝરત મુફ્તી ઝફીરુદ્દીન સાહબ મિફ્તાહી (રહ.)
## પૂર્વ મુફ્તી : દારુલ ઉલૂમ, દેવબંદ

### નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ

અલ્લાહ તઆલાના લાખ લાખ શુક્ર છે કે આ મુલ્કના ઉલમાએ કિરામ :

- ઝિંદા દિલ છે અને
- હાલાત (પ્રવર્તમાન પરિસ્થિતિ) પર તેમની નઝર છે,
- લખવા–વાંચવામાં રસ અને રુચિ છે,
- તેઓ મદ્રસાઓમાં શિક્ષણ આપતાની પોતાની ફરજ બજાવવાની સાથે જ લેખન અને સંપાદનનું કર્તવ્ય પણ અંજામ આપી રહ્યા છે.



મૌલાના ઈન્આમુલ્ હક કાસિમી, ઉસ્તાઝે હદીસ, દારુલ્ ઉલૂમ આલીપૂર, ગુજરાત એક અરસાથી આ બન્ને ખિદમતો મહેનતપૂર્વક અંજામ આપી રહ્યા છે. આથી પહેલાં મૌલાનાની કેટલીયે કિતાબો છપાઈને આપણા હાથોમાં આવી ચૂકી છે, અને ખવાસ તેમજ અવામ (વિશિષ્ટ તથા સામાન્ય વર્ગ)માં આ કિતાબોને પૂરતી મકબૂલિયત પ્રાપ્ત થઈ છે.

અત્યારે એક નવી કિતાબ તેમણે ઘણી મહેનતથી લખી છે, જેમાં પુષ્કળ બારીક મસ્અલાઓનો સમાવેશ કર્યો છે. એનું નામ રાખ્યું છે :

**'મરીઝ કે શરઈ અહકામ.'**

મરીઝ (બીમાર)ની સાથે જે મસ્અલાઓ સંબંધ ધરાવે છે તે તમામને પ્રકરણવાર એકત્ર કરવાની મૌલાનાએ કોશિશ કરી છે. ફિકહી ક્રમ પ્રમાણે પ્રકરણોની ગોઠવણી કરી છે. તહારતથી લઈને નમાઝ, રોઝહ, હજ, નિકાહ,

વગેરે તમામને આવરી લેવાની ફાઝિલાનહ અને આલિમાનહ કોશિશ કરી છે.

કિતાબની શરૂઆતમાં :

- મર્ઝ (બીમારી)ની ફઝીલત અને તેના ફાયદાઓ,
- દવા અને ઈલાજની તાકીદ, અને તેના મહત્ત્વ પર રોશની નાંખવાની કોશિશ કરી છે.
- એવા એવા મસાઈલ આ કિતાબમાં આવી ગયા છે કે જે શોધવાથી જલ્દી મળતાં નથી; અને દિવસ–રાત તેની જરૂર પડે છે.
- અને એના પેટા મસાઈલને પણ ભેગાં કરી લીધાં છે.
- દવાઓના ઉપયોગથી બચવું નહિ જોઈએ બલ્કે એ બાબતમાં જે સુન્નત તરીકા છે તે બધાં લખી દીધાં છે.

ટૂંકમાં મરીઝ (બીમાર)ને જેટલા મસાઈલની જરૂર પડે છે, પોતાની કોશિશ પ્રમાણે સર્વ પર મૌલાનાની નઝર છે.

મસાઈલ અને તેના હવાલાઓની તલાશમાં મૌલાનાએ તનતોડ મહેનત કરી છે. કિતાબની જામિઈય્યત (સર્વગ્રાહિતા)નો અંદાઝો સંપૂર્ણ કિતાબ પઢવા બાદ થશે.

આપ આ કિતાબને શરૂઆતથી અંત સુધી ગંભીરતાથી વાંચો તો આપો આપ લેખકના માટે દિલથી દુઆ નીકળશે.

અંતમાં રબ્બુલ્ આલમીનથી દુઆ છે કે મૌલાના મૌસૂફની આ ઈલ્મી મહેનતને કબૂલ ફરમાવે અને તેમના માટે આખિરતનું ભાથું બનાવે.

ખાકસાર પોતાના તરફથી મૌલાનાને મુબારકબાદ આપે છે અને ભવિષ્યમાં પણ આ સિલસિલાને ચાલુ રાખવાની તાકીદ કરે છે.

તાલિબે દુઆ,

પૂર્વ મુફતી, દારુલ ઉલૂમ, દેવબંદ ઝફીરુદ્દીન મિફતાહી,

# પેશલફ્ઝ

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ**

ઈસ્લામી શરીઅતની એક સ્પષ્ટ વિશિષ્ટતા આ છે કે માનવ જીવનની તમામ બાજુઓનું માર્ગદર્શન કરે છે. માનવ જીવનના દરેક ખૂણા વિષે અહકામ અને મસાઈલ તેમજ આદાબ બતાવે છે. અને અહકામમાં ખિફ્ફત અને સહૂલત તથા રુખ્સત અને ઈજાઝત આપીને :

**'અદ્દીનુ યુસ્રુન્'** અર્થાત્ 'દીન આસાન છે'
નો અમલી નમૂનો રજૂ કરે છે.

બંદાએ (મેં) ફિકહી તરતીબ (ક્રમ) પ્રમાણે, ફિકહના મોટા ભાગના પ્રકરણોમાંથી, મરીઝ (બીમાર)ના જરૂરી મસાઈલને એકત્ર કરવાની કોશિશ કરી છે. ઘણું જ શકય છે કે હું એમાં ભૂલ અને ખતાથી બચી શકયો ન હોઉં. એટલે શુભેચ્છાનો તકાઝો આ છે કે જો ગલતી અને ખતાઓ વાચકોના ધ્યાનમાં આવે તો તેની મને જાણ કરી આભારી કરે. ઘણી જ કૃતઘ્નતા થશે જો હું મારા રફીકે મુકર્રમ જનાબ મૌલાના મઝહરે આલમ સાહબ શીવહરી, ઉસ્તાદે હદીસ, દારુલ્ ઉલૂમ, આલીપૂરનો શુક્ર અદા ન કરું, જેમણે શિક્ષણકાર્ય અને ઈમામતની ઝિમ્મેદારીની સાથે આ કિતાબનું પુનરાવલોકન કરી ઈસ્લાહ ફરમાવી.

મુહિબ્બે મુકર્રમ હાફિઝ મૌલવી મુહમ્મદ સદરે આલમ સાહબ (કસ્યાપતી)નો પણ આભારી છું જેમણે, માદરે ઈલ્મી દારુલ્ ઉલૂમ, દેવબંદમાં તા'લીમી મશ્ગૂલિયત છતાં કિતાબની ઈસ્લાહમાં તમામ શકય સહાય કરી.

અલ્લાહ તઆલા આ બન્ને મુખ્લિસોને દારયનમાં જઝાએ ખૈર આપે.

## ગુજરાતી અનુવાદ અને અનુવાદક

ઘણાં દિવસોથી તમન્ના હતી કે આ કિતાબનો ગુજરાતીમાં અનુવાદ થઈ જાય જેથી ગુજરાતી ભાષા જાણનારા લોકો પણ આસાનીથી એનો ફાયદો ઉઠાવી શકે.

ખુદાવંદે કરીમ અપાર રહમ ફરમાવે મુહિબ્બે મુકર્રમ મુખ્લિસે મુહતરમ જનાબ અલહાજ અબ્દુલકાદિર સાહબ ફાતીવાલા નકશબંદી મુજદ્દિદીને કે તેમણે પોતાની મશગૂલ તરીન લેખન પ્રવૃત્તિમાંથી સમય કાઢીને આ કામને ઘણાં જ સુંદર અંદાઝમાં અંજામ આપ્યું અને કિતાબની ઈલ્મી શોભામાં કોઈ કસર બાકી નહી રાખી. બલ્કે આપની સુંદર તરતીબના કારણે ચાર ચાંદ લાગી ગયા. જઝાહુમુલ્લાહુ ખૈરુલ જઝાઅ.

મૌસૂફ અબ્દુલકાદિર સાહબ જો કે આલિમ અને હાફિઝ નથી, પરંતુ ઔલિયાએ કિરામ અને ઉલમાની સુહબતના કારણે તેમને અજીબ ઈલ્મી ઝૌક (રુચિ) હાસિલ છે. મૌસૂફ લગભગ સવાસો (૧૨૫) કિતાબોના અનુવાદક છે. અને હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી મુજદ્દિદી (રહ.)ના ખલીફા છે. અને હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી મુજદ્દિદી (દા.બ.)થી પણ ઘણાં નજીક છે.

અલ્લાહ રબ્બુલ ઈઝઝતે રૂહાની ફૈઝ પણ કાફી અતા ફરમાવ્યો છે.

ખુદાવંદે કુદ્દૂસ મૌસૂફની ખિદમતોને કબૂલ ફરમાવે તથા ઈલ્મી અને રૂહાની ફૈઝ લાંબા સમય સુધી જારી રાખે.

આમીન યા રબ્બલ આલમીન.

**મુહમ્મદ ઈન્આમુલ્ હક કાસિમી નકશબંદી**

# પ્રકરણોની યાદી

# અનુક્રમણિકા

## 4 તહારત (પાકી)નું બયાન 60



## 5 તયમ્મુમનું બયાન 68

## 8 ઈસ્તિહાઝહનું બયાન 95



## 9 ગુસલનું બયાન 100

## 10 વુઝૂ તૂટવાનું બયાન 104

## 12 અઝાનનું બયાન 139



## 13 નમાઝનું બયાન 141



## 14 બેસીને નમાઝ પઢવાનું બયાન 145

## 15 ખુરસી પર નમાઝ પઢવાનું બયાન 161

## 16 નમાઝ કઝા પઢવાનું બયાન 169

## 17 જમાઅતનું બયાન 185



## 18 ઈમામતનું બયાન 191

## 20 ફિદયહનું બયાન 204



## 21 રોઝહનું બયાન 210

## 22 રોઝહ તોડવાનું બયાન 220

## 23 રોઝહ તૂટવાનું બયાન 228

## 26 હજનું બયાન 248

## 27 હજ્જે બદલનું બયાન 253

## 28 તવાફનું બયાન 265



## 29 રમી (શયતાનને કાંકરી મારવા)નું બયાન 272

## 30 એહરામમાં મના કરેલી ચીઝોનું બયાન 279

## 31 નિકાહનું બયાન 285

## 32 તલાકનું બયાન 297

## 33 નિકાહ તોડવાનું બયાન 303

## 34 મહેરનું બયાન 317



## 35 ઈદ્દતનું બયાન 321



## 36 નફકહ (ભરણપોષણ)નું બયાન 326

## 37 બાળકની પરવરિશ (ઉછેર)નું બયાન 328



## 38 બીમારની મન્નતનું બયાન 329

## 39 મૌતની બીમારીનું બયાન 339



## 40 વસિયતનું બયાન 350

## અન્ય ગુજરાતી કિતાબો

# 1 બીમારીની ફઝીલત

## [૧] બીમારી ગુનાહોને દૂર કરી દે છે

કદી કદી ઈન્સાન ગુનાહોના ઢગમાં એટલો દબાઈ જાય છે કે તેનો કોઈ અમલ એવો નથી હોતો જે તેના ગુનાહોને દૂર કરી શકે. જયારે અલ્લાહની રહમત ચાહે છે કે તે બંદો ગુનાહોના ભંવરમાંથી નીકળે અને તેના ગુનાહોની માફી અને સફાઈ થઈ જાય, ત્યારે અલ્લાહના તરફથી રંજ, ગમ અને મુસીબત તેમજ બીમારીમાં તેને સપડાવી દેવામાં આવે છે.

હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

"જયારે કોઈ બંદાના ગુનાહ ઘણાં વધારે થઈ જાય છે અને તેના આ'માલમાં એવો કોઈ નેક અમલ નથી હોતો જે એ ગુનાહને દૂર કરે, તો અલ્લાહ તઆલા તેને ગમ અને મુસીબતમાં સપડાવી દે છે કે જેથી તેના ઝરીઆથી બંદાના ગુનાહોને દૂર કરી દે."

['રવાહૂ અહમદ, મિશ્કાત' : ૧૫૮૦]

## [૨] બીમારી મગફિરતનું નિમિત્ત છે

અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામ સિવાય ગુનાહોથી કોણ મા'સૂમ (નિર્દોષ) હોઈ શકે છે ? ઈન્સાન છે કે જે ગુનાહો પર ગુનાહ કરે છે, પણ તેને ન તો કોઈ એહસાસ છે ન કોઈ ચિંતા છે.

કુર્બાન જાઓ અલ્લાહ તઆલા પર, જેનો મગફિરતનો સાગર એટલો વિશાળ છે કે જે મો'મિન બંદો મુસીબત અને બીમારી તેમજ ચિંતા અને રંજમાં સપડાય છે તેની મુસીબત અને બીમારીને ગુનાહોની માફીનો ઝરીઓ બનાવી દે છે.

મુશ્ફિકે આ'ઝમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝબાને રિસાલતથી નીકળેલી હદીષ વાંચો :

હઝરત અબૂહુરૈરહ અને હઝરત અબૂસઈદ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"મુસલમાનને જયારે કોઈ મુસીબત, બીમારી, ચિંતા, રંજ, તકલીફ અને દુઃખ પહોંચે છે અહીંયા સુધી કે કાંટો ભોંકાય છે તો અલ્લાહ તઆલા તેના ઝરીઆથી એના ગુનાહ દૂર કરી દે છે."

['બુખારી શરીફ', હદીસ નંબર : ૫૬૪૧]



## [૩] મુસીબત અને બીમારી રહમતનું નિમિત્ત છે

અલ્લાહ તઆલાની રહમત આ ચાહે છે કે બંદાને અનેક બહાનાથી રહમતો વડે નવાઝવામાં આવે.

આ જ કારણ છે કે જો તંદુરસ્તી અને સુખમાં બંદાએ શુક્ર અદા કર્યો, તો પણ પુષ્કળ ભલાઈ પ્રાપ્ત થઈ અને જો રંજ અને ચિંતા તેમજ મુસીબત અને બીમારી પર સબ્ર કર્યો તો પણ પુષ્કળ ભલાઈનો હકદાર બન્યો. માનો કે દરેક હાલતમાં ભલાઈમાં જ રહ્યો.

ખૈર અને ભલાઈથી નવાઝવાનો ખુદાઈ નિઝામ (પ્રબંધ) આ પણ છે કે પોતાના બંદાઓને કોઈ વખત મુસીબત અને તકલીફ તેમજ રોગ અને

બીમારીમાં સપડાવી દે છે કે જેથી એ તકલીફને બરદાશ્ત કરીને પણ વધુ ખૈર અને ભલાઈને મેળવી શકે.

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન વાંચો અને અંદાઝો લગાવો કે મો'મિનનું બીમાર થવું પણ કેટલો મોટો ભલાઈનો ઝરીઓ બની જાય છે.

હઝરત અબૂહુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"અલ્લાહ તઆલા જે માણસને ભલાઈ પહોંચાડવાનો ઈરાદો કરે છે, તેને મુસીબતમાં સપડાવી દે છે."

['બુખારી શરીફ', હદીસ નંબર : ૫૬૪૫]



## [૪] બીમારી અને કસોટીએ કેટલા દરજ્જે પહોંચાડી દીધા !

અલ્લાહ તઆલાની રહમતનું એક નિમિત્ત આ પણ છે કે તેણે બંદાઓના માટે જન્નતમાં એક દરજ્જો નક્કી કરી દીધો છે. હવે જો કોઈ બંદો પોતાના આ'માલ અને નેકીઓના કારણે તે મહાન દરજ્જા સુધી પહોંચવાનો હકદાર નથી હોતો તો તેને કોઈ મુસીબત અને તકલીફ, બીમારી અને ચિંતામાં સપડાવી દેવામાં આવે છે અને તેને સબ્રની તૌફીક પણ આપવામાં આવે છે કે જેથી તે માણસ તે મકામનો હકદાર બની જાય.

અલ્લાહ તઆલાના આ નિયમને પૈગમ્બરે આ'ઝમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ રીતે બયાન ફરમાવ્યો છે :

હઝરત મુહમ્મદ બિન ખાલિદ સલમા રહમતુલ્લાહિ તઆલા પોતાના વાલિદના ઝરીઆથી અને તેઓ પોતાના દાદાથી નકલ કરે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

"જયારે બંદાના માટે અલ્લાહ તઆલા તરફથી (જન્નતમાં) મહાન દરજો નક્કી કરી દેવામાં આવે છે અને તે તેને પોતાના અમલ મારફતે મેળવી નથી શકતો તો અલ્લાહ તઆલા એના શરીર અથવા એના માલ અથવા એની ઔલાદને કોઈ મુસીબતમાં સપડાવી દે છે અને પછી તેને સબ્રની તૌફીક આપે છે અને તેને તે દરજા સુધી પહોંચાડી દે છે જે એના માટે અલ્લાહ તઆલાના તરફથી નક્કી હતો.

['અબૂ દાઊદ શરીફ', હદીસ નંબર : ૩૦૯૦]

## [૫] અંધાપા પર જન્નતની બશારત

અલ્લાહની મહાન નેઅમત આંખ છે. આંખ વગર દુનિયા અંધેર છે. આંધળો બીચારો ઘણો જ ઓછો આ દર્દથી બચી શકે છે કે જો આંખ હોતે તો આ જોતે અને પેલું જોતે. પણ એ શું કરે ! અલ્લાહની મરજી આ છે કે તે જન્મથી આંધળો રહે. અથવા પાછળથી એની આંખ જતી રહે. કોઈપણ રીતે નેઅમતની આ કમી કુદરતના તરફથી છે. હવે જો બંદો સબ્ર અને ખૂશ્નૂદીનો અપનાવનારો બની જાય છે તો જુઓ, અલ્લાહ એને કેવી દૌલતથી નવાઝે છે.

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો :

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા :

અલ્લાહ સુબ્હાનહૂ વ તઆલા ફરમાવે છે કે :

"હું કોઈ બંદાને તેની બન્ને પ્યારી વસ્તુઓમાં સપડાવી દઉં છું અને તે એના પર સબ્ર કરે છે, તો હું એ બન્નેના બદલામાં એને જન્નત આપું

છું. (રિવાયત કરનાર કહે છે કે એની બન્ને પ્યારી વસ્તુઓથી) આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુરાદ એની બન્ને આંખો છે.” ['બુખારી શરીફ', હદીસ નંબર : ૫૬૫૩]

## [૬] આખિરતમાં તંદુરસ્ત માણસની તમન્ના

તકલીફ અને આફત તેમજ બીમારીઓ અને મુશ્કિલો પર મો'મિનબંદાને આખિરતમાં જે મહેરબાનીઓ અને કૃપાઓ, બદલાઓ અને દરજાઓથી નવાઝવામાં આવશે, એને જોઈને દુનિયામાં રાહત અને આરામથી રહેનારાઓ તમન્ના કરશે કે સેંકડો અફસોસ ! દુનિયામાં અમે પણ તકલીફ સહન કરી લેતે, કે અહીંયા એ જ મહેરબાનીઓ અને કૃપાઓ તેમજ દરજાઓથી સુખમાં રહેતે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુબારક ઈર્શાદ ધ્યાનપૂર્વક વાંચો :

હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

“કિયામતના દિવસે મુસીબત અને આફતોમાં સપડાયેલા લોકો ઘણાં વધારે અજ્ર અને સવાબથી નવાઝવામાં આવશે તો સુખી લોકો (અર્થાત્ તે લોકો જેઓ દુનિયામાં મુસીબતો અને આફતોથી સુરક્ષિત રહ્યા અને તેમનું જીવન મોજશોખ અને ખુશીમાં વીત્યું) તેઓ આ તમન્ના કરશે કે અફસોસ ! દુનિયામાં એમના શરીરની ખાલ કાતરોથી કાપવામાં આવતી (કે જે રીતે તકલીફોમાં સપડાયેલા લોકો આજે આટલા વધારે અજ્ર અને સવાબથી નવાઝવામાં આવી રહ્યા છે, એવી જ રીતે અમોને પણ ઘણો વધારે સવાબ મળતે.)”

['મિશ્કાત શરીફ', હદીસ નંબર : ૧૫૭૦]

## [૭] બીમારના આદાબ

મો'મિન માણસે હંમેશા ખૂશ રહેવું જોઈએ. રહમાન અને રહીમ (અલ્લાહ તઆલા) જે હાલતમાં રાખે, એ જ હાલતમાં રાઝી રહેવું જોઈએ.

જો કોઈ બંદો બીમાર થઈ જાય તો તેણે કેટલાક આદાબનું પાલન કરવું જોઈએ, જેથી પૂરી રીતે અલ્લાહ તઆલાની રહમતથી ફાયદો ઉઠાવી શકે.

બીમારના કેટલાક આદાબ આ પ્રમાણે છે :

**(૧) સબ્ર (ધીરજ) અને સહિષ્ણુતા :**

અર્થાત્ કોઈથી ફરિયાદ ન કરે, બલ્કે એના પર સબ્ર અને સહિષ્ણુતા કરે. હાં, પોતાના બીમાર હોવાની ખબર આપવી અથવા બીમારીની વિશિષ્ટતા અને વિવરણ બતાવવું આ સબ્રની ઉત્તમતા વિરુદ્ધ નથી.

**(૨) દુઆ :**

દુઆનો પ્રબંધ કરવો જોઈએ.

એક હદીસે પાકમાં છે કે :

બીમારે આ દુઆનો પ્રબંધ કરવો જોઈએ.

اَعُوْذُ بِعِزَّةِ اللّٰهِ وَقُدْرَتِهٖ مِنْ شَرِّ مَا اَجِدُ وَاُحَاذِرُ

**"અઊઝુ બિઈઝ્ઝતિલ્લાહિ વ કુદ્રતિહી મિન્ શર્રિ મા અજિદુ વ ઉહાઝિરુ."**

[અલ્લાહ તઆલાની ઝાત અને એની કુદરતની પનાહ લઉં છું, તે ચીજની બુરાઈથી જેની તકલીફ પામી રહ્યો છું અને જેનાથી ડરી રહ્યો છું.]

હદીસ શરીફ છે કે :

જે માણસ બીમારીમાં ચાલીસ વખત આ દુઆ પઢે :

لَا اِلٰهَ اِلَّا اَنْتَ سُبْحَانَکَ اِنِّیْ کُنْتُ مِنَ الظّٰلِمِیْنَ

**"લા ઈલા–હ ઈલ્લા અન્ત સુબ્હાન–ક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન."**

[તારા સિવાય કોઈ મા'બૂદ નથી. (હે અલ્લાહ તઆલા !) તું પાક છે. મેં મારી જાત ઉપર ઝુલ્મ કર્યો છે.]

જો એ માણસ બીમારીમાં મૃત્યુ પામશે તો શહીદનો દરજો પામશે. અને જો સારો થઈ જશે તો બધા ગુનાહ બખ્શી દેવામાં આવશે.

['હિસ્ને હસીન' : ૭૭]

**(૩) તવક્કુલ (શ્રધ્ધા, વિશ્વાસ) :**

અસ્બાબ અને તદબીર (યુક્તિ) પસંદ કરવી તો અમ્બિયા અલયહિમુસ્સલામની સુન્નત છે. તેમ છતાં પણ શિફાના માટે સંપૂર્ણ શ્રધ્ધા (વિશ્વાસ) અલ્લાહ તઆલાની ઝાત પર હોવો જોઈએ.

**(૪) સવાબની ઉમ્મીદ :**

હદીસોમાં બીમારીઓ પર જે ખાસ પ્રકારના અજ્ર અને સવાબનો ઝિક્ર છે એની ઉમ્મીદ રાખવી જોઈએ.

**(૫) આફિયતની દુઆ :**

અલ્લાહ તઆલાથી હંમેશા આફિયતનો તલબગાર રહે. દુનિયામાં જ આખિરતમાં થનારા અઝાબના બદલે તકલીફોને ન માંગે. બલ્કે

اَللّٰهُمَّ رَبَّنَا اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَةً وَّفِی الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّار

**"અલ્લાહુમ્મ રબ્બના આતિના ફિદ્દુન્યા હ-સ-ન-તંવ્ વ ફિલ્ આખિ-રતિ હ-સ-ન-તંવ્ વ કિના અઝા-બન્નાર"**

[હે અમારા પરવરદિગાર ! અમને દુનિયામાં ભલાઈ આપ તેમજ આખિરતમાં પણ નેઅમત આપ અને દોઝખના અઝાબથી અમને બચાવ.]

પઢતો રહે.

**(૬) મૌતની તમન્ના :**

તકલીફો અને બીમારીઓથી પરેશાન થઈને મૌતની તમન્ના કરવી તકદીર પર રાઝી ન રહેવાના સમાન છે. અલ્લાહ તઆલાની બારગાહમાં મૌતની તમન્ના કરવું ખરાબ છે. એ કારણે આ તમન્ના દુરુસ્ત નથી. હાં, જો દુઆ કરવું હોય તો અલ્લાહ તઆલાની ઝાતને સોંપીને આ પ્રમાણે કહેવું જોઈએ :

اَللّٰهُمَّ اَحْيِنِىْ مَا كَانَتِ الْحَيَاةُ خَيْرًا لِّىْ
وَتَوَفَّنِىْ اِذَا كَانَتِ الْوَفَاةُ خَيْرًا لِّىْ

(حصن حصين : ١٧٥)

**"અલ્લાહુમ્મ અહ્યિની મા કા-નતિલ્ હયાતુ ખય્રલ્લી વ ત-વફ્ફની ઈઝા કા-નતિલ્ વફાતુ ખય્રલ્લી."**

[હે અલ્લાહ ! તું મને ત્યાં સુધી જીવંત રાખ જયાં સુધી ઝિંદગી મારા માટે બહેતર હોય અને જયારે મરવું મારા માટે બહેતર હોય ત્યારે મને મોત આપી દે !]

**(૭) મગ્ફિરતની ઉમ્મીદ :**

તંદુરસ્તી અને જુવાનીમાં ખૌફ (ડર) વધારે હોવો જોઈએ અને

કમઝોરી અને બીમારીમાં રહમત અને મગ્ફિરતનો ખ્યાલ છવાયેલો રહેવો જોઈએ. આ દુઆ પઢવું મુસ્તહબ છે :

اَللّٰهُمَّ اغْفِرْ لِىْ وَارْحَمْنِىْ وَالْحِقْنِىْ بِالرَّفِيْقِ الْاَعْلٰى

**''અલ્લાહુમ્મગ્ફિર્ લી વર્હમ્ની વલ્હિક્ની બિર્રફીકિલ્ આ'લા.''**

[હે અલ્લાહ તઆલા ! મને માફ ફરમાવી દે અને મારા પર રહમ ફરમાવ અને મને ઉચ્ચ દરજાના સાથીઓ (અંબિયા અને સાલિહીન) સાથે મિલાવી દે.]

(૮) જો બીમારના ઝિમ્મે કોઈ હક અદા કરવાનો બાકી હોય (નમાઝ, રોઝહ, ઝકાત, કુર્બાની) અમાનત, કર્ઝ, ઉધાર લીધેલું હોય તે તો એને અદા કરવાની વસિય્યત કરવું વાજિબ છે, બલ્કે અગાઉથી લખીને રાખવું મુસ્તહબ છે. એ જ પ્રમાણે સદકાત અને ખયરાતની વસિય્યત કરવું પણ મુસ્તહબ છે.

(૯) ઈન્સાન કુદરતી રીતે કમઝોર છે. મુસીબત અને બીમારીથી કયારેક ગભરાઈને કંઈક એવા શબ્દો બોલી દે છે જે એના બંદા હોવાની શાનના બિલ્કુલ વિરુદ્ધ હોય છે. અને એના ખાલિક અને રાઝિક (અલ્લાહ તઆલા)ને પસંદ નથી આવતું. જો કે તે મુસીબત અને બીમારી તેના હકમાં મગ્ફિરત અને રહમત તેમજ દરજાઓ બુલંદ થવાનો ઝરીઓ હોય છે, પછી તેને બુરું–ભલું કહેવું કેવી રીતે જાઈઝ થઈ શકે ?

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત ઉમ્મે સાઈબ રદિયલ્લાહુ અન્હા પાસે તશરીફ લઈ ગયા જયારે કે તેઓ તાવની હાલતમાં હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પૂછયું :

"તમને શું થયું કે ધ્રૂજી રહ્યા છો ?"

તો તેના જવાબમાં હઝરત ઉમ્મે સાઈબ રદિયલ્લાહુ અન્હાના મુખમાંથી આ શબ્દો નીકળી ગયા :

"(હું ) તાવના કારણે (ધ્રૂજી રહી છું.) અલ્લાહ એમાં બરકત ન આપે."

તો મુઅલ્લિમે કાઈનાત (જગત ગુરૂ) સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને નસીહત કરતાં ફરમાવ્યું કે,

"તાવને ખરાબ ન કહો, એટલા માટે કે તાવ ઈન્સાનના ગુનાહોને એવી રીતે દૂર કરી દે છે જેવી રીતે ભટ્ટી લોખંડના મેલને સાફ કરી દે છે."

['ઈયાદત કે ફઝાઈલ વ આદાબ']

# 2 બીમારીપુરસીની ફઝીલત

## [૮] બીમારપુરસી કરનારાઓ પર રહમતની વર્ષા

પરેશાન અને તકલીફમાં સપડાયેલા સાથે હમદર્દી (સહાનુભૂતિ)નું વર્તન કરવું અને એની સામે તસલ્લી (દિલાસા)ના અમૂક બોલ બોલી દેવા કેટલું આસાન છે. પણ એનો ફાયદો તો જુઓ કે એનાથી ચિંતા અને બેચેનીમાં સપડાયેલા દુ:ખી અને ગમગીન દિલ પર, આનંદ અને ખુશીની હાલત છવાઈ જાય છે. અને એની ઝબાન અલ્લાહ તઆલાના શુક્રનું રટણ કરવા માંડે છે.

બીમારપુરસીની આજ અહમિયત (મહત્વતા)ના કારણે બીમારપુરસી કરનારાઓને અલ્લાહ તઆલાની રહમતથી નવાઝવામાં આવે છે. બરકતવંત શબ્દોમાં બીમારપુરસીની અહમિય્યતને વાંચો અને બશારતની ઉમ્મીદ પર બીમારપુરસી કર્યા કરો.

હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે :

"જયારે કોઈ માણસ કોઈ બીમારની બીમારપુરસી કરે છે તો જયાં સુધી બીમારપુરસી કરનાર બેસે નહિ ત્યાં સુધી રહમતના દરિયામાં દાખલ થતો રહે છે અને જયારે બીમારપુરસી કરનાર બીમાર માણસ પાસે બેસી જાય છે તો રહમતના દરજાઓમાં ડૂબકી લગાવી દે છે."

['મુસ્નદે અહમદ' : ૫ / ૧૪૨૬૪]

## [૯] બીમારપુરસી પર ફરિશ્તાઓની મગફિરતની દુઆ

અલ્લાહ તઆલાની રહમતની વિશાળતાનો કોઈ શું અંદાઝો લગાવી શકે છે ! અલ્લાહ તઆલા રહમાન (દયાળુ) અને રહીમ (કૃપાળુ) છે કે પોતાની અસીમ રહમત ન્યોછાવર કરવા માટે બહાનું શોધે છે.

અલ્લાહ તઆલાની રહમતનો નતીજો જ તો છે કે બીમારપુરસી કરનારાઓ માટે ૭૦,૦૦૦ (સિત્તેર હઝાર) ફરિશ્તાઓ મુકર્રર કરી દે છે કે મારા આ બંદાના માટે મગફિરતની દુઆ કરતા રહો, જે બીમારપુરસી જેવી મહત્ત્વની ઈબાદતના માટે જઈ રહ્યો છે.

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક હદીસ વાંચો અને બીમારપુરસીની અહમિય્યત (મહત્વતા)નો અંદાઝો લગાવો :

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂથી રિવાયત છે કે :

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા કે :

"જે મુસલમાન (બીજા બીમાર) મુસલમાનની દિવસના પહેલાં ભાગમાં (અર્થાત્ બીજા પહોરથી પહેલાં પહેલાં) બીમારપુરસી કરે છે તો ૭૦,૦૦૦ (સિત્તેર હઝાર) ફરિશ્તાઓ સાંજ સુધી એના માટે રહમત અને મગફિરતની દુઆ કરે છે. અને જે મુસલમાન રાત્રે (અર્થાત્ સૂરજ ડૂબવા પછી) બીમારપુરસી કરે છે તો ૭૦,૦૦૦ (સિત્તેર હઝાર) ફરિશ્તાઓ એના માટે સવાર સુધી રહમત અને મગફિરતની દુઆ કરે છે. અને જન્નતમાં એના માટે બગીચો નક્કી કરી દેવામાં આવે છે.' ['તિરમિઝી શરીફ', હદીસ નંબર : ૯૬૯]

## [૧૦] બીમારપુરસી માટે ઉઠેલું પગલું ઘણું મુબારક હોય છે

બીમાર અલ્લાહનો બંદો અને બીમારી અલ્લાહ તઆલાની અર્પણ કરેલ, બન્નેને અલ્લાહ તઆલાથી સંબંધ પ્રાપ્ત છે. હવે જો એ બંદાને દિલાસો આપવા માટે અને હમદર્દીમાં કોઈ માણસ ચાલીને જાય છે તો એ જવાને પણ અલ્લાહ તઆલાની ખુશ્નુદીથી નિસ્બત થઈ જાય છે.

હવે જુઓ, એની નેકીની ભાવના અને અમલ પર આસમાનથી શી પોકાર આવે છે અને એને શી બશારત (શુભ સમાચાર) સંભળાવવામાં આવે છે. બશારત વાંચો અને વિચારો કે અલ્લાહ તઆલાના દરબારથી બીમારપુરસી કરનારાઓને શું શું મળે છે !

હઝરત અબૂહુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"જયારે કોઈ માણસ બીમારની બીમારપુરસી કરે છે તો એક પોકારનાર (અર્થાત્ ફરિશ્તો) આસમાનથી પોકારીને કહે છે કે તારા માટે દુનિયા અને આખિરતમાં ભલાઈ થાય અને તારું ચાલવું (બીમારપુરસીના માટે) મુબારક થાય અને તને જન્નતમાં ઉચ્ચ મકામ મળે." ['મિશ્કાત શરીફ' : ૧૫૭૫]

## [૧૧] તઅઝિયત અને હમદર્દીનો સવાબ

બીમાર માણસને બીમારી શી થઈ, એના ગુનાહ માફ થવા લાગ્યા. દરજાઓ વધવા લાગ્યા. રડવું અને આંસુ વહાવવું આસાન થઈ ગયું. અને અલ્લાહ તઆલાની નિકટતાનો એક મોકો હાથ આવી ગયો. આ બધું બીમાર માણસને પ્રાપ્ત થશે. પણ એની બીમારપુરસી કરનાર અથવા મૌત પર તઅઝિયત કરનાર પણ અલ્લાહ તઆલાની રહમતથી વંચિત નથી, બલ્કે તે પણ તેના (બીમાર)ની જેમ સવાબ અને ફઝીલતથી ભાગ્યશાળી થઈ જાય છે.

જુઓ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેવા શબ્દોમાં અલ્લાહ તઆલાના ફઝલ (કૃપા)ને બયાન ફરમાવ્યું છે :

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"જેણે કોઈ મુસીબતમાં સપડાયેલાની તઅઝિયત કરી તો તેના માટે મુસીબતમાં સપડાયેલાની જેમ સવાબ છે." ['ઈબ્ને માજહ' : ૧૬૦૨]

## [૧૨] બંદાની બીમારપુરસી અલ્લાહની બીમારપુરસી બરાબર છે

ઈન્સાની નિયમ છે કે જયારે કોઈ માણસને કોઈ કામની મહત્વતા વધુથી વધુ બતાવવી હોય છે અને એની ફઝીલત અને મહત્વતા દિલમાં ઉતારવા ચાહે છે તો એની નિસ્બત પોતાના તરફ કરી દે છે. અને એનો લાભ પણ જાહેર થાય છે કે દરેક સાંભળનારની નજરમાં એની મહત્વતા ડબલ થઈ જાય છે. અને ઠીક ઠાક એનાથી લાભ ઉઠાવી શકાય છે. એ જ પ્રમાણે અલ્લાહ તઆલાએ બીમારપુરસીનું મહત્વ અને ફઝીલત વધુથી વધુ જાહેર કરવા માટે એની નિસ્બત પોતાના તરફ કરી છે.

હદીસ શરીફના શબ્દો વાંચો અને એની ફઝીલતનો અંદાઝો લગાવો :

હઝરત અબૂહુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"અલ્લાહ તઆલા કિયામતના દિવસે (બંદાથી) ફરમાવશે,

હે ઈબ્ને આદમ ! હું બીમાર થયો અને તેં મારી બીમારપુરસી ન કરી ?

બંદો અર્ઝ કરશે કે,

હે મારા રબ ! હું તારી બીમારપુરસી કેવી રીતે કરતે કે તું તો તમામ દુનિયાનો પરવરદિગાર છે. (અને બીમારીથી પાક છે.)

અલ્લાહ તઆલા ફરમાવશે,

શું તને ખબર ન થઈ હતી કે મારો ફલાણો બંદો બીમાર હતો ? અને તેં એની બીમારપુરસી ન કરી હતી.
શું તને ખબર ન હતી કે જો એ બીમાર બંદાની બીમારપુરસી કરતે તો મને (મારી ખુશ્નુદી) એની પાસે પામતે.

પછી અલ્લાહ તઆલા ફરમાવશે,

હે ઈબ્ને આદમ ! મેં તારી પાસે ખાવું માંગ્યું અને તેં મને ખાવું ન ખવડાવ્યું ?

બંદો અર્ઝ કરશે કે,

હે મારા રબ ! હું તને ખાવું કેવી રીતે ખવડાવતે તું તો તમામ દુનિયાનો પરવરદિગાર છે !

અલ્લાહ તઆલા ફરમાવશે,

શું તને યાદ નથી કે તારી પાસે મારા ફલાણા બંદાએ ખાવું માંગ્યું હતું અને તેં એને ખાવું ન ખવડાવ્યું હતું. તને ખબર ન હતી કે જો તું એને ખાવું ખવડાવતે તો એને (અર્થાત્ એના સવાબને) મારી પાસે પામતે.

પછી અલ્લાહ તઆલા ફરમાવશે,

હે ઈબ્ને આદમ ! મેં તારી પાસે પાણી માંગ્યું હતું અને તેં મને પાણી ન પિવડાવ્યું ?

બંદો અર્ઝ કરશે,

હે મારા રબ ! હું તને પાણી કેવી રીતે પિવડાવતે ? તું તો તમામ દુનિયાનો પરવરદિગાર છે ! (તને ન પાણીની જરૂરત છે ન કોઈ બીજી

વસ્તુની હાજત છે)

અલ્લાહ તઆલા ફરમાવશે,

તારી પાસે મારા ફલાણા બંદાએ પાણી માંગ્યું અને તુંએ એને પાણી ન પિવડાવ્યું, શું તને ખબર ન હતી કે જો તું એને પાણી પિવડાવતે તો એને (અર્થાત્ એના સવાબને) મારી પાસે પામતે."

['મુસ્લિમ શરીફ', હદીસ નંબર : ૬૫૫૬]

## [૧૩] બીમાર માણસનો હક

ઈસ્લામે જયાં અહકામ (આદેશો) અને મસાઈલ (સમસ્યાઓ)ની તા'લીમ આપી છે, ત્યાં જ સારા સમાજ અને શ્રેષ્ઠ અખ્લાકની પણ ઘણી જ તરગીબ (ઉત્તેજના) આપી છે. કેમકે એનાથી સમાજ ખૂશગવાર (રૂચિકર) થાય છે, અને સંબંધ અને સંપર્ક, નસીહત અને ખૈરખ્વાહીની ભાવના ઉભરે છે. અલબત્ત, તે બધાં ઉસૂલો એક દરજાના નથી બલ્કે અહમિયત (મહત્વતા)ના લિહાઝથી અમુક ઘણાં મહત્વપૂર્ણ છે, તો અમુક એનાથી નીચી કક્ષાના છે. તેમાંથી જ બીમારની બીમારપુરસી પણ છે.

અખ્લાકના સાક્ષાત સ્વરૂપ, ઈન્સાનિય્યતના મુહસિન (ઉપકારક) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પાંચ વાતોને વિશિષ્ટ રીતે મહત્ત્વની ઠેરવીને ઈર્શાદ ફરમાવ્યો :

"એક મુસલમાનના બીજા મુસલમાન પર પાંચ હક છે :

(૧) સલામનો જવાબ આપવો,
(૨) બીમારની બીમારપુરસી કરવી,
(૩) જનાઝહની સાથે જવું,
(૪) દા'વત કબૂલ કરવું,
(૫) છીંકનારનો જવાબ આપવો." ['બુખારી','મુસ્લિમ', હદીસ નં. : ૫૬૫૦]

# 3 બીમારીપુરસીના આદાબ

## [૧૪] બીમાર માણસ માટે દુઆ કરો

દુઆ ઈબાદતનો માવો છે. વિનય અને વિનમ્રતા, વિવશતા અને લાચારીને પ્રગટ કરવું છે. બંદા હોવાને જાહેર કરવું અને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆના કલિમાત પેશ કરવું અલ્લાહ તઆલાને ઘણું પસંદ છે. દુઆથી હાલતો બદલાઈ જાય છે.

આ જ કારણ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે બીમાર માણસ પાસે તશરીફ લઈ જતા તો આ દુઆ આપતા :

لَا بَأْسَ طَهُوْرٌ اِنْشَاءَ اللّٰهُ (مشکوٰة شريف : ١٥٢٩)

**"લા બઅ્-સ તહૂરુન્ ઈન્શાઅલ્લાહ."**

[ગભરાવા જેવું કંઈ નથી. ઈન્શાઅલ્લાહ આ બીમારી તમને ગુનાહોથી પાક કરી દેશે.]

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉમ્મતને પણ હિદાયત ફરમાવી છે કે જયારે બીમાર માણસ પાસે તશરીફ લઈ જાઓ તો પોતાનો હાથ મૂકીને આ દુઆ પઢયા કરો :

اَللّٰهُمَّ أَذْهِبِ الْبَأْسَ رَبَّ النَّاسِ اِشْفِ اَنْتَ الشَّافِيْ
لَا شِفَاءَ اِلَّا شِفَائُكَ شِفَاءً لَّا يُغَادِرُ سَقَماً

**"અલ્લાહુમ્મ અઝ્હિબિલ્ બઅ્-સ રબ્બન્નાસિ ઈશ્ફિ અન્તશ્શાફી લા શિફા-અ ઈલ્લા શિફાઉ-ક શિફાઅન્ લા યુગાદિરુ સ-ક-મા."**

[હે અલ્લાહ ! તકલીફને દૂર ફરમાવી દે ! (હે) લોકોના પરવરદિગાર! આ બીમારને શિફા આપ ! અને તું જ શિફા આપનાર છે. તારી શિફા સિવાય કોઈ શિફા નથી. એવી શિફા આપ કે કોઈ બીમારી બાકી રહેવા ન દે.]

અને નીચે દર્શાવેલ આ દુઆ પણ ઘણી ફાયદાકારક હોવાની સાથે સાથે મહાન લોકોનો અજમાવેલો નુસ્ખો છે. જયારે બીમાર માણસ પાસે જાઓ તો ૭ (સાત) વખત પઢવું જોઈએ :

اَسْأَلُ اللّٰهَ الْعَظِيْمَ رَبَّ الْعَرْشِ الْعَظِيْمِ اَنْ يَّشْفِيَكَ

(ابو داؤد شریف : حدیث : ۳۱۰۶)

**''અસ્અલુલ્લાહલ્ અઝી-મ રબ્બલ્ અર્શિલ્ અઝીમિ અંય્યશ્ફિ-ય-ક''**

[હું અલ્લાહ તઆલાથી (દુઆ) માંગું છું, જે મહાન છે અને મહાન અર્શનો રબ છે કે તને શિફા અતા ફરમાવે.]

## [૧૫] બીમારપુરસી વુઝૂની હાલતમાં કરો

વુઝૂ અને પાકી મો'મિનના માટે હથિયાર, દરેક અમલમાં અલ્લાહ તઆલાની નિકટતાનું નિમિત્ત અને વધારે સવાબનો વસીલો છે. બીમારપુરસી એ પણ એક મહત્વની ઈબાદત છે. જેથી બીમારપુરસી કરવા પહેલાં વુઝૂ કરી લેવાથી બીમારપુરસી પરિપૂર્ણ અને સર્વશ્રેષ્ઠ દરજાની થઈ જાય છે. એટલે જો કોઈ મો'મિન બંદો રવાનગીથી પહેલાં વુઝૂ કરી લે છે તો હવે એનું નીકળવું અને બીમારપુરસી કરવું અલ્લાહ તઆલાની બારગાહમાં વધુ નિકટતા અને સવાબનું નિમિત્ત બને છે.

મુહસિને આ'ઝમ (મહાન ઉપકારક) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મહાન ઈર્શાદને પોતાના દિલ પર અંકિત કરી લો :

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

“જે માણસે વુઝૂ કર્યું અને સારી રીતે વુઝૂ કર્યું અને પછી સવાબની નિય્યતથી પોતાના મુસલમાન ભાઈની બીમારપુરસી કરી, તો જહન્નમથી ૭૦ (સિત્તેર) વર્ષના અંતર જેટલો દૂર કરી દેવામાં આવે છે.”

['મિશ્કાત શરીફ', હદીસ નંબર : ૧૫૫૨]

## [૧૬] (બીમાર માણસ પાસે) વધારે સમય ન બેસો

મોટે ભાગે બીમાર માણસ પર કમઝોરી અને ગમગીની તેમજ દુઃખાવો અને બેચેનીથી આરામ અને ઊંઘનું પ્રમાણ વધારે રહે છે. એવા સમયે બીમાર માણસ પાસે વધારે સમય બેસવું એની તકલીફનું નિમિત્ત બની જાય છે. એ કારણે વધારે સમય ન બેસવું જોઈએ. અલબત્ત, જો અનુમાન હોય કે વધારે સમય બેસવું એની ખૂશીને વધારો કરશે, એના હકમાં વધારે રાહત અને આરામનું નિમિત્ત બનશે તો પછી જલ્દી જતું રહેવું સારું ન ગણાશે.

દરબારે રિસાલતના ખાસ ખાદિમ હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ નકલ ફરમાવે છે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે :

“શ્રેષ્ઠતમ બીમારપુરસી ઊંટણીને બે વખત દૂધ કાઢવાના દરમિયાની સમય જેટલી છે. અને હઝરત સઈદ બિન મુસય્યિબ રહમતુલ્લાહિ અલયહિથી મુર્સલ રિવાયત પ્રમાણે શ્રેષ્ઠતમ બીમારપુરસી તે છે જેમાં બીમારપુરસી કરનાર જલ્દીથી ઊભો થઈ જાય.”

['બયહકી', 'મિશ્કાત શરીફ', હદીસ નંબર : ૧૫૯૦, ૧૫૯૧]

## [૧૭] બીમાર માણસ પાસે દુઆ કરાવો

ઉદાસ અને દુઃખવાળા દિલની દુઆ ઘણી જલ્દી કબૂલ થાય છે. બીમારના દિલ પર દુઃખ અને ઉદાસી, રડવા અને આંસુ વહાવવાની હાલત રહે છે. જો તે દુઆ કરે છે તો તેની દુઆ ઘણી જલ્દી કબૂલ કરવામાં આવે છે.

મુહસિને કાઈનાત (સમગ્ર વિશ્વના પરોપકારી) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉમ્મતને આ વાતની નસીહત ફરમાવી કે આ સોનેરી મોકાથી ફાયદો ઉઠાવો, અને એની પાસે દુઆ કરાવો, અલ્લાહ તઆલાની મસ્લિહત થઈ તો બન્ને જહાનમાં કામિયાબ થઈ જશો.

હદીસ શરીફના શબ્દો આ પ્રમાણે છે :

હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

“જયારે કોઈ બીમાર માણસ પાસે બીમારપુરસી માટે જાઓ તો તેને તમારા માટે દુઆ માટે કહો, કેમકે બીમારની દુઆ ફરિશ્તાઓની દુઆની જેમ છે.” [‘ઈબ્ને માજહ શરીફ’, હદીસ નંબર : ૧૪૪૧]

## [૧૮] બીમારપુરસીના કેટલાક ટૂંકા આદાબ

- બીમારની પાસે નિરાશાની વાત કરવી યોગ્ય નથી, બલ્કે એની સામે જીવન અને તંદુરસ્તીની આશાવર્ધક વાતો, અને એની ચિંતા અને ફિકરને દૂર કરનારી વાતો કરવી જોઈએ.
- બીમાર માણસને ખાવા માટે મજબૂર ન કરવો જોઈએ.
- બીમાર માણસ પાસે શોરબકોર અને કોલાહલ ન કરવું જોઈએ.
- જયારે કોઈ બીમાર માણસને કોઈ વસ્તુની ઈચ્છા થાય અને તે વસ્તુ એના માટે નુકસાનકારક ન હોય તો શકય હોય ત્યાં સુધી એની ઈચ્છા પૂરી કરવી જોઈએ.

- બીમારપુરસી માટે વુઝૂ કરીને જવું મુસ્તહબ છે.
- બીમારના માથા પાસે બેસવું સુન્નત છે.
- બીમારની પેશાની પર અથવા શરીરના કોઈ અંગ પર હાથ મૂકવું બહેતર છે.
- બીમારની ખૈર ખૈરિયત અને તબીઅતના હાલાત પૂછવા સુન્નત છે.
- બીમાર પાસે થોડો સમય બેસવું જોઈએ, ન એટલો સમય કે બીમાર માણસને તકલીફ થવા લાગે.

## [૧૯] ગૈરમુસ્લિમો અને ફાસિકોની બીમારપુરસી



બીમારપુરસી એ એક ઈન્સાની, અખ્લાકી અને શરઈ અમલ છે. ઈસ્લામ ઉચ્ચ સંસ્કારની ન માત્ર તા'લીમ આપે છે, બલ્કે એની તરગીબ (ઉત્તેજન) પણ આપે છે. એટલા માટે ઈસ્લામનો આ શ્રેષ્ઠ અખ્લાક છે કે દરેક હરોળના લોકોની બીમારપુરસીની તરગીબ (ઉત્તેજન) આપી છે. નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું જીવન આપણા માટે અમલી નમૂનો છે.

એક યહૂદી છોકરો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમત કરતો હતો. જયારે બીમાર થયો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એની બીમારપુરસી માટે તશરીફ લઈ ગયા.

ઈમામ બુખારી રહિમહુલ્લાહુએ પોતાની કિતાબ "અલ્ અદબુલ્ મુફરદ"માં મુશ્રિકની બીમારપુરસીના માટે અલગ એક પ્રકરણ લખ્યું છે. તેનાથી ગૈરની બીમારપુરસીની પણ મહત્વતા ખબર પડે છે, અને એનાથી ઈસ્લામના ઉચ્ચ અખ્લાક પ્રગટ થાય છે, બલ્કે ઈસ્લામ કબૂલ કરવાનું નિમિત્ત બની જાય છે.

['અબૂ દાઊદ શરીફ', હદીસ નંબર : ૩૦૯૫]

# 4 તહારત (પાકી)નું બયાન

આ પણ અલ્લાહ તઆલાની રહમત અને ઈનાયત (કૃપા) છે કે દીનના દરેક ક્ષેત્રમાં મા'ઝૂર અને બીમારની સાથે સુગમતા અને સરળતા, છૂટછાટ અને આસાનીનો મામલો રાખ્યો છે. નમાઝ હોય કે રોઝહ, પાકી હોય કે ગુસલ, દરેક જગ્યાએ એનો ખ્યાલ કર્યો છે. અને

لَا يُكَلِّفُ اللّٰهُ نَفْساً اِلَّا وُسْعَهَا (سورۂ 'بقرہ' : ۲۸۶)

**"લા યુકલ્લિફુલ્લાહુ નફસન્ ઈલ્લા વુસ્અહા "**

[અલ્લાહ તઆલા કોઈ જીવને તેની ક્ષમતા કરતાં વધારે તકલીફ આપતો નથી.]

નો નમૂનો રજૂ કર્યો છે.

નીચે મા'ઝૂરના વુઝૂ, પાકી અને ગુસલ તેમજ તયમ્મુમના મસાઈલ લખવામાં આવ્યા છે.



## [૨૦] જેના બન્ને હાથ કપાયેલા હોય અથવા લકવાની અસર હોય તે ઈસ્તિન્જા કેવી રીતે કરે ?

જે માણસના બન્ને હાથ કપાયેલા હોય અથવા લકવાની એવી અસર હોય કે પાણી, માટી અને ટીશ્યૂ પેપરથી પાકી હાસિલ નથી કરી શકતો તો એવા લાચાર અને મા'ઝૂર ઈન્સાનથી ઈસ્તિન્જા અને પાકીનો હુકમ માફ થઈ જાય છે, બલ્કે બીજા પાસે ધોવડાવવાનો મુકલ્લફ નથી રહેતો.

જેથી આ જગ્યાએ નાપાકી લાગેલી હાલતમાં જ જો નમાઝ અદા કરી તો નમાઝ થઈ જશે. અલબત્ત, બીમારની પત્ની હોય અને તે દરેક વખત એની સફાઈના માટે તૈયાર અને રાઝી હોય, અને નાપાકી નીકળવાના આગળ–પાછળના બન્ને માર્ગોની જગ્યાએ નાપાકી વધી ગઈ હોય તો સફાઈ કરાવવું વાજિબ થશે. એના વગર નમાઝ દુરુસ્ત ન થશે.

આજ હુકમ તે મા'ઝૂર સ્ત્રીનો છે જેનો પતિ એની પાકીના માટે તૈયાર હોય. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૧૫૫]

## [૨૧] જેનો હાથ કપાયેલો હોય તે વુઝૂ કેવી રીતે કરે ?

કોઈના બન્ને અથવા એક હાથ કપાયેલો હોય, તેના માટે પોતે મોઢા અને પગ પર પાણી વહાવવું શકય ન હોય, તો એવા માણસથી વુઝૂનો હુકમ રદ થઈ જાય છે, આ શર્તે કે બીમાર માણસ પાસે કોઈ અવલાદ અથવા પત્ની ન હોય, અને ખિદમતના માટે નોકર રાખવા પર શકિત ન હોય. અને જો એની પાસે અવલાદ અથવા પત્ની હાજર હોય અથવા કોઈ બીજો માણસ હોય જે એની ખિદમતના માટે તૈયાર હોય તો પછી એના સહારે વુઝૂ કરવું વાજિબ થશે.

## [૨૨] જેના હાથ કાંપતા હોય તે વુઝૂ–ઈસ્તિન્જા કેવી રીતે કરે ?

- જો કોઈ માણસના હાથ એટલા કાંપતા હોય કે પાણીથી સારી રીતે ન તો ઈસ્તિન્જા કરી શકે છે અને ન વુઝૂ સંપૂર્ણ રીતે કરી શકે છે, બલ્કે કોઈ અંગ સૂકો પણ રહી જાય છે તો એવા માણસને જોઈએ કે ઢેફાં અથવા ટીશ્યૂ પેપરથી ઈસ્તિન્જા કરે અને વુઝૂ અને ગુસલની જગ્યાએ તયમ્મુમ કરે, આ

શરતે કે બીમાર માણસ પાસે અવલાદ અથવા પત્ની અથવા કોઈ ખાદિમ હાજર ન હોય જે એને વુઝૂ અને ગુસલ કરાવી શકતો હોય અથવા વુઝૂ વગેરે માટે કોઈ નોકર રાખવાની શકિત ન હોય.

- પરંતુ જો પત્ની ઈસ્તિન્જા કરાવવા માટે રાઝી હોય, અને નાપાકી નીકળવાની જગ્યાના સિવાય આમ-તેમ ફેલાઈ ગઈ હોય તો ઢેફાંથી ઈસ્તિન્જા દુરુસ્ત ન થશે, બલ્કે પત્નીની મદદથી ઈસ્તિન્જા કરવું જરૂરી થશે. ઈસ્તિન્જા પત્નીના સિવાય કોઈ બીજાના સહારે કરાવવું જાઈઝ નથી. જો કોઈ માણસ વુઝૂ અને ગુસલ કરાવવા માટે રાઝી હોય તો એની મદદથી વુઝૂ અને ગુસલ કરવું વાજિબ થશે.

## [૨૩] શું બીજો માણસ પોતાના હાથ વડે ઈસ્તિન્જા કરાવી શકે છે ?



સંડાસ અને પેશાબની જગ્યા ગંદવાડ છુપાવવાની જગ્યા છે. પત્નીના સિવાય બીજા કોઈની સામે એ ભાગનું ખોલવું હરામ છે, અહીંયા સુધી કે જો કોઈ માણસે નમાઝ પઢવી હોય અને એ જગ્યા (ગુપ્તાંગ) પર વધારે નાપાકી લાગેલી છે જેનું સામાન્ય હાલતમાં ધોવું જરૂરી છે, પણ જો કોઈ એવી જગ્યાએ હોય કે ધોતી વખતે લોકો ગુપ્તાંગ જોઈ લેશે તો એવા માણસથી પાકીનો હુકમ રદ થઈ જાય છે. અને એ જ હાલતમાં એના માટે નમાઝ પઢવું દુરુસ્ત થઈ જાય છે.

આ શરઈ મસ્અલાનો તકાઝો તો આ જ છે કે પત્નીના સિવાય કોઈ બીજો આ ભાગને સાફ પણ નથી કરી શકતો, પણ જો કોઈની પાસે પત્ની નથી અથવા પોતે તે ખિદમતની મોહતાજ છે એનાથી એની સફાઈ નથી થઈ શકતી. જયારે એ બન્ને જગ્યાએથી જો નાપાકીને સાફ ન કરવામાં આવે તો દુર્ગંધની સાથે રોગ પૈદા થવાનો ઘણો ભય છે, તો આ મજબૂરીની હાલતમાં કોઈ બીજા

પાસે એ ભાગને સાફ કરાવવું જાઈઝ થશે. હાં, બહેતર આ છે કે હાથમાં હાથમોજા વગેરે પહેરી લે.

વલ્લાહુ આ'લમુ બિસ્સવાબ.

## [૨૪] શું પત્નીએ પતિને વુઝૂ કરાવવું વાજિબ છે ?

જો પતિ અથવા પત્ની કોઈપણ ઉઝ્રના કારણે વુઝૂ કરવા પર શકિતમાન ન હોય, તો એકનું બીજાને વુઝૂ કરાવવું કાયદા પ્રમાણે વાજિબ નથી કે એમને મજબૂર કરવામાં આવે. અલબત્ત, જો એ બન્નેમાં કોઈ એક બીજાને વુઝૂ કરાવવા પર ખૂશીથી રાઝી હોય, તો વુઝૂ કરવું ફર્ઝ થશે અને તયમ્મુમ કરવું જાઈઝ ન થશે. ['ઉમ્દતુલ્ ફિક્હ' : ૨ / ૪૦૮]

## [૨૫] બન્ને હાથ પર ઝખમ હોય તો શું કરે ?

જો કોઈના બન્ને હાથમાં એ પ્રકારની ફોડીઓ હોય અથવા ઝખ્મ હોય કે પાણી વહાવવું નુકસાન કરતું હોય તો એવા માણસ માટે તયમ્મુમ દુરુસ્ત છે. અલબત્ત, જો કોઈ બીજો માણસ વુઝૂ કરાવનાર હોય તો મુહતાત (સાવચેતી)ના કોલ પ્રમાણે ઝખ્મી અંગના સિવાય બાકીના અંગોનું ધોવું લાઝિમ અને જરૂરી થશે. અને જો ઝખ્મી અંગ પર મસહ કરવું શકય હોય તો મસહ કરવું પડશે, અન્યથા નહીં. ['અહસનુલ્ ફતાવા' : ૨ / ૫૬]

## [૨૬] આખા ચહેરા પર ઝખમ હોય તો શું કરે ?

ચહેરા પર એટલા પ્રમાણમાં ફોડા–ફોડીઓ હોય કે ચહેરાનું ધોવું મુશ્કિલ અને નુકસાનકર્તા હોય, અથવા ચહેરા પર પટ્ટી એ રીતે બાંધેલી હોય કે

બાકીનો ભાગ ધોવામાં ઝખમને નુકસાન પહોંચવાનો ભય હોય, અલબત્ત, ચહેરા પર ભીના હાથથી મસહ કરવું શકય હોય તો મસહ કરી લે, અન્યથા એ ઝખમી અને પટ્ટીવાળા ભાગને આમ જ છોડી દે, પણ જો બાકી ભાગોને ધોવું શકય હોય તો એ ભાગોને ધોવું વાજિબ થશે, અલબત્ત, ધોવાથી ઝખમ અને પટ્ટી સુધી પાણી પહોંચવાનો અને નુકસાન થવાનો વધારે સંભવ હોય તો પછી એ ભાગો પર પણ ભીના હાથથી મસહ કરી લેવું કાફી (પૂરતું) થશે.

## [૨૭] વુઝૂના મોટા ભાગના અવયવો પર ઝખમ હોય તો શું કરે ?

જો વુઝૂના અવયવો (ચહેરો, બન્ને હાથ, બન્ને પગમાંથી અર્થાત્ મોટા ભાગના કે ઓછામાં ઓછા ત્રણ અવયવ) પર એ પ્રકારના ફોડા અથવા ઝખમ હોય કે એ ત્રણેવમાં આખા અવયવને ધોવું શકય ન હોય, તો એવા માણસનો હુકમ આ છે કે તે તયમ્મુમ કરી લે.

દાખલા તરીકે : કોઈનો ચહેરો તો બરાબર છે, પણ હાથ, પગ અને માથું ઝખ્મી છે, તો એવા માણસના માટે ચહેરો ધોવાની જરૂરત નથી, બલ્કે તયમ્મુમ કરી લેવું કાફી (પૂરતું) છે.

એ જ પ્રમાણે જો હાથ, પગ, ચહેરો ઝખમી છે અને માત્ર માથું બરાબર છે તો તયમ્મુમ કરી લેવું કાફી (પૂરતું) છે. અને જો મોટા ભાગના અવયવો દુરુસ્ત હોય તો તેમનું ધોવું જરૂરી થશે, આ શરતેકે ધોવાથી ઝખમી અવયવને નુકસાન ન થાય. ['ઈમ્દાદુલ્ મુફતીન' : ૧ / ૨૭૨]

## [૨૮] મજબૂરીના કારણે જમણા હાથ વડે ઈસ્તિન્જા કરવું

જમણા હાથથી સામાન્ય હાલતમાં ઈસ્તિન્જા કરવું મકરૂહ છે, પણ જો કોઈને ડાબો હાથ વાપરવાની શકિત ન હોય, દાખલા તરીકે : ડાબો હાથ તૂટી ગયો હોય, તો જમણા હાથથી ઈસ્તિન્જા કરવું કરાહત વગર દુરુસ્ત છે.

['ફતાવા આલમગીરી' : ૨ / ૪૯]

## [૨૯] દવા એવી રીતે ચોંટી ગઇ હોય કે કાઢવું શકય ન હોય

જો કોઈ ઝખમ પર દવા અથવા રૂ એવી રીતે ચોંટી ગયું હોય કે એનું કાઢવું શકય ન હોય, બલ્કે કાઢવામાં લોહી વહેવાનો વધારે ભય હોય, તો આ હાલતમાં ગુસલ કે વુઝૂ વખતે એના પર પાણી વહાવી લેવું કાફી (પૂરતું) છે. અને જો પાણી વહાવવું પણ નુકસાનકર્તા હોય તો મસહ કરી લેવું કાફી (પૂરતું) છે, અલબત્ત, જે ભાગથી કાઢવામાં કોઈ નુકસાન ન હોય તો એને પહેલાં અલગ કરવું વાજિબ થશે.

## [૩૦] ચોંટેલી દવા ગુસલ કે વુઝૂ કરવા પછી નીકળી જાય

રૂ અથવા દવા સૂકાઈને એ રીતે ચોંટી ગઈ કે નુકસાન વગર કાઢવું શકય ન રહ્યું, એટલા માટે તેણે વુઝૂ અથવા ગુસલમાં એના પર પાણી વહાવી લીધું, પછી નમાઝ પઢવા પછી અથવા નમાઝ પઢવા અગાઉ સરળતાથી નીકળી ગઈ, તો એ ભાગ પર પાણી વહાવી લેવું કાફી (પૂરતું) થશે. પાણી નુકસાનકારક હોવાની હાલતમાં ભીના હાથથી મસહ કરી લેવું કાફી (પૂરતું) થશે. નમાઝ પઢી લેવાની હાલતમાં ફરીથી પઢવાની જરૂરત નથી.

## [૩૧] દાંતો પર સોના-ચાંદીની ખોલ લગાવેલી હોય અથવા દાંતમાં કંઈ ભરી દીધું હોય

શરીઅતનો કાનૂન છે કે ઈલાજના હેતુથી શરીરના કોઈ પણ ભાગમાં કોઈ વસ્તુ એ રીતે લગાડી દેવામાં આવે કે એનું કાઢવું અશકય અથવા મુશ્કિલ હોય તો તે શરીરના ભાગના હુકમમાં થઈ જાય છે. એટલે બીજા અવયવોની જેમ વુઝૂ અને ગુસલમાં માત્ર એના ઉપરના ભાગ પર પાણી વહાવી લેવું કાફી (પૂરતું) થાય છે.

જેથી દાંતોની તકલીફથી બચવા માટે અને એની હિફાઝતના માટે સોના, ચાંદી, સિમેન્ટ વગેરેથી સૂરાખ (છિદ્ર)ને જે બંધ કરી દેવામાં આવે છે અને જેનાથી વુઝૂ અને ગુસલના સમયે અંદર પાણી નથી પહોંચતું, તો એટલા માટે કે તે દાંતનો ભાગ બની ગયો છે એટલા માટે ઉપર પાણીનું પહોંચી જવું કાફી (પૂરતું) થશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૨ / ૪૩,
'ફતાવા રહીમિય્યહ' : ૩ / ૯]

## [૩૨] પોલા દાંતમાં દાણો ફસી જાય તો ગુસલ થશે કે નહી ?

વુઝૂ અને ગુસલના સહીહ થવાના માટે દાંતના અંદર પાણી પહોંચાડવું ફર્ઝ નથી, જેથી પોલા દાંત અથવા બે દાંત વચ્ચે દાણા વગેરે ભરાઈ ગયા હોય અને કાઢવા વગર ન નીકળતા હોય, તો કાઢવા વગર વુઝૂ અને ગુસલના થવામાં કોઈ શંકા નથી, એ જ પ્રમાણે દાંત પર મંજનના પળ જામી જાય તો અંદર પાણી ન પહોંચવાથી કોઈ વાંધો નથી, અલબત્ત, ખિલાલ કરીને કાઢી લેવું

બહેતર છે.

['ઈમ્દાદુલ્ અહકામ' : ૧ / ૩૫૮, 'ઈમ્દાદુલ્ ફતાવા' : ૧ / ૪૭]

## [૩૩] શું બનાવટી દાંતનું કાઢવું જરૂરી છે ?

બનાવટી દાંત બે પ્રકારના છે,

એક પ્રકાર તો આ છે જે એમાં ફીટ કરી દેવામાં આવે છે, એનો હુકમ કુદરતી દાંતના જેમ છે કે વુઝૂ અને ગુસલમાં કાઢવાની જરૂરત નથી.

અને બીજો પ્રકાર આ છે કે ચોખટું લાગેલું હોય, જેને કાઢવું શકય છે, તો ગુસલમાં એને કાઢવું પણ જરૂરી નથી, અલબત્ત, કાઢી લેવું ઘણું સારું છે.

વધુ જાણકારી માટે'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૧૫૫ માં ધ્યાનપૂર્વક વાંચો.



## [૩૪] દાંત પર મસ્સી અથવા તાર વગેરે બાંધવું

અમૂક સ્ત્રીઓ પોતાના દાંતો પર મસ્સી લગાવે છે, જે દાંતના ઉપર જામી જાય છે, જો એ એવી રીતે જામી જાય કે દાંત ઢંકાઈ જાય અને અસલ દાંત સુધી પાણી ન પહોંચી શકે, તો ગુસલ વાજિબ થવાની હાલતમાં પહેલાં એને કાઢવું જરૂરી છે, નહિતર ગુસલ ન થશે, અલબત્ત, વુઝૂમાં એને કાઢવું જરૂરી નથી.

['ફતાવા અબ્દુલ્ હય' : ૧૮૨]

# 5 તયમ્મુમનું બયાન

## [૩૫] તયમ્મુમની ઈજાઝત કયારે ?

બીમારીની હાલતમાં તયમ્મુમની ઈજાઝત તે સમયે છે જયારે કે ડોકટરની સલાહ હોય કે હકીકતમાં પાણી નુકસાન કરશે, અથવા પોતાનો વારંવારનો અનુભવ હોય કે આ પ્રકારની બીમારીમાં એને પાણી નુકસાન કરે છે, તો તયમ્મુમ કરી શકે છે. ['આપકે મસાઈલ ઓર ઉનકા હલ' : ૨ / ૬૫]



## [૩૬] તયમ્મુમની ઈજાઝત કયાં સુધી ?

મુસલમાન ડોકટરની સલાહ અથવા પોતાના અનુભવ પ્રમાણે જયાં સુધી પાણી નુકસાન કરતું હોય ત્યાં સુધી તયમ્મુમ કરવાની ઈજાઝત છે. અને જયારે બીમારી એટલા પ્રમાણમાં સારી થઈ જાય કે હવે પાણીથી કોઈ પણ પ્રકારનું નુકસાન ન થશે તો તયમ્મુમની ઈજાઝત નથી.

## [૩૭] શંકાના કારણે તયમ્મુમની ઈજાઝત નથી

કોઈ બીમારને ખાલી ખાલી શંકા અને ભ્રમ હોય કે વુઝૂ અથવા ગુસલ કરવાથી તબીઅત ખરાબ થઈ જશે અથવા બીમારી વધી જશે અથવા બીમારી ઘણી મોડેથી સારી થશે, જો કે ન તેને એનો અનુભવ છે અને ન જ દીનદાર ડોકટર એના માટે પાણીને નુકસાનકર્તા બતાવે છે, તો ખાલી ખાલી શંકાના કારણે તયમ્મુમની ઈજાઝત ન થશે.

હઝરત મુફતી મહમૂદ સાહબ રહિમહુલ્લાહ લખે છે :

માત્ર બીક, આળસ અને શંકા કોઈ ચીઝ નથી. હાં, જો વારંવારનો અનુભવ હોય કે ગુસલ અથવા વુઝૂ કરવાથી બીમારી થઈ જાય છે, અથવા બીમારીમાં વધારો થઈ જતો હોય તો તયમ્મુમની ઈજાઝત છે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૭ / ૩૧]

## [૩૮] મા'મૂલી બીમારીમાં તયમ્મુમની ઈજાઝત નથી

- કોઈપણ બીમારી, દાખલા તરીકે : શરદી, તાવ વગેરેમાં ગુસલ કરવાથી જયાં સુધી બીમારી હદથી વધારે વધી જવાનું અનુમાન ન હોય, ત્યાં સુધી તયમ્મુમ કરવું જાઈઝ નથી.
- જેથી જો ઠંડુ પાણી વધારે નુકસાન કરતું હોય,પણ ગરમ પાણીથી કોઈ નુકસાનનો ભય ન હોય, તો ગરમ પાણી વાપરવું જરૂરી થશે.
- જો ગરમ પાણી મળવું શકય ન હોય, અથવા ગરમ પાણીની કોઈ સૂરત ન હોય અથવા ગરમ પાણીનું મળવું તો શકય હોય પણ ગરમ પાણી નુકસાન કરતું હોય, તો આ પરિસ્થિતિમાં ગુસલની જગ્યાએ તયમ્મુમ કરવું જાઈઝ થશે.

## [૩૯] તીવ્ર ઠંડીના કારણે બીમારીનો ભય હોય

જો ગુસલ કરવું ફર્ઝ હોય અને ઠંડી એટલી તીવ્ર હોય કે નહાવાથી કોઈ બીમારી લાગુ પડવાની અથવા મોજૂદ બીમારી વધી જવાનો ભય હોય તો આ બન્ને પરિસ્થિતિનો શરઈ હુકમ આ છે કે :

- જો ગરમ પાણી મળી શકતું હોય, અને આ વાતનું અનુમાન અથવા યકીન હોય કે તેનાથી નુકસાન ન થશે, તો ગરમ પાણીથી ગુસલ કરવું જરૂરી થશે.
- હાં, જો ગરમ પાણી મળી શકતું નથી અથવા ગરમ પાણી મળી શકે છે પણ એનાથી પણ બીમારી વધી જવાનું અથવા પૈદા થવાનું અનુમાન છે તો પછી

તયમ્મુમ કરવાની ઈજાઝત થશે, અલબત્ત, જયારે ગુસલ કરવા પર શકિતમાન થઈ જાય, તો ગુસલ કરવું જરૂરી થશે. ગુસલ કરવા પછી નમાઝનું ફરીથી પઢવું જરૂરી નથી. નમાઝ દોહરાવી લે તો બહેતર છે.

['અહસનુલ્ ફતાવા' : ૨૧૬, 'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૨૪૭]

## [૪૦] પાણીનો ઉપયોગ કરવાથી બીમારી મોડેથી સારી થવાનો ભય હોય

ડોકટર આ ફેસલો કરે કે પાણીનો ઉપયોગ કદી ન કરશો, નહી તો પાણી લાગવાથી તકલીફ વધી જશે અથવા બીમારી મોડેથી સારી થશે, તો આ હાલતમાં જો ડોકટર ખરેખર નિષ્ણાંત અને દીનદાર છે અને એનો અનુભવ છે કે આ પ્રકારનો રોગ પાણી લાગવાથી વધી જાય છે અથવા મોડેથી સારો થાય છે અથવા તે બીમારને પોતાને એનો અનુભવ છે તો તયમ્મુમ કરવું જાઈઝ થશે.

## [૪૧] ગુસલ નુકસાનકારક હોય પરંતુ વુઝૂ નુકસાનકારક ન હોય તો તયમ્મુમનો હુકમ

બીમાર માણસ કોઈ એવા પ્રકારના રોગમાં સપડાયેલો છે કે ગરમ પાણીથી પણ ગુસલ કરવું નુકસાનકારક છે, પણ (ગરમ પાણીથી) વુઝૂ કરવું નુકસાનકારક નથી તો એવા બીમાર પર જો ગુસલ કરવું ફર્ઝ થઈ જાય તો જનાબત (નાપાકી)ના ગુસલની નિય્યતથી તયમ્મુમ કરી લે. તે પછી જયાં સુધી વુઝૂ તોડનારી કોઈ વસ્તુ પેશ ન આવે, ત્યાં સુધી એ જ તયમ્મુમથી નમાઝ વગેરે પઢતો રહે. અલબત્ત, વુઝૂ તૂટવા પછી જયારે પણ વુઝૂ કરવું વાજિબ થાય તો વુઝૂ કરવું પડશે. વુઝૂની નિય્યતથી તયમ્મુમ નથી કરી શકતો.

હાં, જયારે (ગરમ પાણીથી) ગુસલ કરવું નુકસાનકારક ન રહે તો

ગુસલ કરવું જરૂરી થશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૨૬૨, 'ફતાવા મહમૂદિય્યહ' : ૨ / ૪૫]

## [૪૨] વયોવૃધ્ધ અશક્તના માટે તયમ્મુમની ઈજાઝત

જે માણસ વયોવૃધ્ધ અને ઘણો અશક્ત હોય, તીવ્ર ઠંડીના કારણે ગરમ પાણી પણ એને નુકસાન કરતું હોય, તો એવા કમઝોર અશક્તના માટે આ વાતની છૂટ છે કે તયમ્મુમ કરી નમાઝ પઢી લે. અલબત્ત, જે સમયે પાણીથી નુકસાનનો ભય ન હોય, દાખલા તરીકે : તડકો નીકળવા પછી, તો તે સમયની નમાઝના માટે વુઝૂ કરવું જરૂરી થશે. તેમ છતાં તયમ્મુમથી પઢેલી નમાઝ ફરીથી પઢવાની જરૂરત નથી. એ જ પ્રમાણે જનાબત (નાપાકી)ના ગુસલના કારણે તયમ્મુમ કર્યું હોય અને નમાઝ પઢી લીધી હોય તો એને પણ ફરીથી પઢવાની જરૂરત નથી. ['કિફાયતુલ્ મુફતી' : ૨ / ૨૬૮]

## [૪૩] કમઝોર સ્ત્રીના શરીર પર બાળક પેશાબ કરી દે

કમઝોર અને અશક્ત સ્ત્રી અથવા કોઈ બીમાર માણસ જેને પાણીનો ઉપયોગ નુકસાનકર્તા હોય, દાખલા તરીકે : કોઈ બીમારી લાગુ પડવાનો અથવા બીમારી વધી જવાનો અથવા બાળકના બીમાર થવાનો ભય હોય, અને એવી સ્ત્રી અથવા બીમારના શરીર પર બાળક પેશાબ કરી દે, અથવા કોઈ નાપાકી લાગી જાય, તો એનો શરઈ હુકમ આ છે કે ગરમ પાણીની વ્યવસ્થા કરીને એને ધૂએ. પણ જો ગરમ પાણીથી ધોવું પણ ઉપર દર્શાવેલ ભયથી ખાલી ન હોય, અથવા ગરમ પાણી વાપરવા પર શક્તિ ન હોય, તો એ જ હાલતમાં વુઝૂ કરીને નમાઝ પઢી લે, નમાઝ થઈ જશે. નમાઝને કઝા કરવું જાઈઝ ન થશે, કારણ કે શરીઅતે એવા માણસથી તે નાપાકીના ધોવાને તે

સમયે માફ કરી દીધું છે.

અલબત્ત, જો પેશાબ અને નાપાકી કપડાં પર પણ લાગી જાય, તો બીજા કપડાં બદલીને અથવા એ જ કપડાંને ધોવડાવીને નમાઝ પઢે. એવું નથી કે શરીરના ધોવાનો હુકમ મજબૂરીના કારણે રદ થઈ ગયો તો કપડાં પણ બદલવાના નથી. પરંતુ ધારો કે કોઈ બીજા પાક કપડાં નથી અને એ કપડાંને ધોવું મુશ્કિલ હોય અથવા ભીના કપડાં શરીર પર મૂકવા નુકસાનકારક હોય તો પછી એ જ હાલતમાં નમાઝ પઢી લેવું કાફી (પૂરતું) થશે.

## [૪૪] પાણી લાગવાથી ખીલમાંથી લોહી નીકળી આવે

અમૂક લોકોના આખા મોઢા પર ખીલ થઈ જાય છે, જેમાં કયારેક તો લોહી અને કયારેક પરુ ભરાઈ જાય છે. જયારે પણ મોઢા પર પાણી લાગે છે તો લોહી અથવા પરુ વહે છે. એવી પરિસ્થિતિમાં જો ભીના હાથથી આખા મોઢા પર મસહ કરી શકતો હોય તો મસહ કરી લે અને બાકી અંગોને ધોઈ લે, અને જો મસહ પણ ન કરી શકતો હોય તો પછી વુઝૂની જગ્યાએ તયમ્મુમ કરી લે.

## [૪૫] ઠંડા પ્રદેશમાં તયમ્મુમની ઈજાઝત

જો કોઈ પ્રદેશમાં :

— તીવ્ર બરફ વર્ષા થતી હોય,
— ઠંડી પણ વધારે હોય,
— હવા ઝડપથી અને પ્રચંડ ચાલતી હોય, અને
— વુઝૂ કરવાથી અસામાન્ય તકલીફનો વધારે ભય હોય,

તો એવા મોકા પર તયમ્મુમની ઈજાઝત નીચે દર્શાવેલ શર્તોની સાથે થશે.

(૧) ઠંડા પાણીના ઉપયોગથી કોઈ અંગ હલાક થઈ જવાનો અથવા કોઈ બીમારી લાગુ પડવાનો અથવા બીમારી વધવાનું અનુમાન હોય.

(૨) ગરમ પાણીની પણ વ્યવસ્થા ન હોય, અથવા વ્યવસ્થા તો હોય પણ ગરમ પાણી પણ નુકસાનકર્તા હોય.

(૩) કોઈ એવું કાપડ પણ ન હોય કે વુઝૂ કરીને તરત જ (લપેટીને) શરીર ગરમ કરી શકે. જેથી કોઈ ભય લાગુ ન પડે.

જો ઉપર દર્શાવેલ શરતોમાંથી કોઈ શરત ન હશે તો તયમ્મુમ જાઈઝ ન થશે.

## [૪૬] પાણી ગરમ કરવામાં નમાઝ કઝા થવાનો ભય હોય તો શું કરે ?

કોઈ માણસને ઠંડું પાણી નુકસાન કરે છે, અને એના પર ગુસલ ફર્ઝ છે, હવે જો એ ગરમ પાણીની વ્યવસ્થા કરે છે તો નમાઝનો સમય નીકળી જાય છે, તો આ પરિસ્થિતિમાં બહેતર આ છે કે તયમ્મુમ કરીને નમાઝ પઢી લે. અને પાછળથી પાણી ગરમ કરવાની શકિત હોય તો ગુસલ કરીને નમાઝ ફરીથી પઢી લે. ['અહસનુલ્ ફતાવા' : ૨ / ૫૪, 'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૨૪૩]

## [૪૭] ગુસલ નુકસાનકારક હોય તો સંભોગની ઈજાઝત

પતિ–પત્નીમાં કોઈ એક અથવા બન્ને કોઈ એવી બીમારીમાં સપડાયેલા છે કે પાણીનો ઉપયોગ એના માટે નુકસાનકર્તા હોય, તો પણ જો

બન્ને સંભોગ કરે તો એમાં કોઈ વાંધો નથી. સંભોગ પછી ગુસલની જગ્યાએ તયમ્મુમ કરવામાં કોઈ વાંધો નથી. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૧ / ૩૮૫]

## [૪૮] કપડાં અથવા શરીર પર લાગેલી નાપાકી તયમ્મુમથી પાક નથી થતી

જો કોઈ બીમાર માણસના શરીર પર નાપાકી લાગેલી છે, અને તે એવો બીમાર છે કે ગુસલ અથવા વુઝૂ નથી કરી શકતો. બલ્કે તયમ્મુમની એને શરઈ રીતે ઈજાઝત છે, તો ગુસલ અથવા વુઝૂના માટે તયમ્મુમ કરવાથી, શરીર અથવા કપડાંનો તે ભાગ પાક ન થશે, જેના પર નાપાકી લાગેલી છે. બલ્કે એને સંપૂર્ણ રીતે પાક કરવું પડશે.

અલબત્ત, પાણીથી ધોવામાં ઝખમ વગેરે પર પાણી લાગવાથી (નુકસાન થવાનો) તીવ્ર ભય હોય, તો પછી કપડાં, રૂ વગેરેથી એને સાફ કરી લેવામાં આવે, જેથી દેખાતી નાપાકી અથવા એની દુર્ગંધ ઓછી થઈ જાય.

અલબત્ત, જયારે ધોવું નુકસાનકારક ન હોય તો ધોવું જરૂરી થશે, એના પર મસહ કરવાથી તે પાક ન થશે. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૦ / ૨૬૩]

## [૪૯] કોઈ બીજો માણસ તયમ્મુમ કરાવી શકે છે ?

કોઈ માણસ વધારે બીમાર હોય, અથવા એનો એક હાથ અથવા બન્ને હાથ જડ હોય કે તે પોતે તયમ્મુમ નથી કરી શકતો. જેથી જો બીજો માણસ તયમ્મુમ કરાવી દે તો તયમ્મુમ દુરુસ્ત થઈ જશે. અલબત્ત, તયમ્મુમમાં નિય્યત જરૂરી છે, એટલા માટે નિય્યત પોતે મા'ઝૂર માણસે કરવી પડશે.

['ફતાવા રહીમિય્યહ' : ૮ / ૯૧]

## [૫૦] તયમ્મુમ માટે કોઈ વસ્તુ જેમ કે માટી ન મળે

બીમાર માણસ વુઝૂ નથી કરી શકતો. અલબત્ત, એટલી શકિત છે કે પથારી પર જો માટી વગેરે હોય તો તયમ્મુમ કરી શકે છે, પણ ત્યાં માટી અને માટીના ઢેફાં નથી, અથવા હોસ્પીટલનો મહત્ત્વનો રૂમ, જેમ કે : આઈ. સી. યૂ. (I. C. U.) વગેરેમાં માટી લઈ જવાની ઈજાઝત નથી, તો આ પરિસ્થિતિમાં નમાઝના સમયે બીમાર માણસને જોઈએ કે તશબ્બુહ બિલ્ મુસલ્લી કરે, અર્થાત્ નમાઝની ક્રિયાઓ ( કિયામ, રુકૂઅ,સજદહ વગેરે ) માત્ર બાહ્યસ્વરૂપ પ્રમાણે કરે પરંતુ તેમાં કંઈ પઢે નહિ.

○ જે હાલતમાં નમાઝ અદા કરી શકે તે જ હાલત ઈખ્તિયાર કરે અર્થાત્ :

- નિય્યત બાંધી લે,
- રુકૂઅ, સજદહ કરે.
- જો એ શકય ન હોય તો ઈશારા કરી લે.

○ બાદમાં જયારે કુદરત હોય ત્યારે કઝા કરી લે.

## [૫૧] હોસ્પીટલની દીવાલ પર તયમ્મુમ કરવું

તયમ્મુમ દરેક એવી વસ્તુઓથી કરવું દુરુસ્ત છે જે સળગાવવાથી ન સળગે, અથવા પિગળાવવાથી ન પિગળે.

એવી વસ્તુ કયાં તો માટી છે અથવા માટીનો પ્રકાર, જેમ કે : માટી, ચૂનો, રેતી, પથ્થર, ઈંટ વગેરે. જેથી હોસ્પીટલ હોય કે ઘર અથવા બીજી કોઈ જગ્યાએ હોય, દીવાલ પર તયમ્મુમ કરવું દુરુસ્ત છે. ચાહે દીવાલ પર ચૂનો હોય અથવા મારબલ હોય અથવા ટાઈલ્સ હોય, પણ જો દીવાલ પર લાકડું લાગેલું હોય અથવા પેઈન્ટ કરેલું હોય તો એવી દીવાલ પર તયમ્મુમ દુરુસ્ત

નથી. હાં, જો આ પ્રકારની દીવાલ પર એટલા પ્રમાણમાં ધૂળ જામેલી છે કે હાથ મૂકવાથી ધૂળ આખા હાથ પર લાગે છે તો પછી તયમ્મુમ કરવું દુરુસ્ત થશે. જેથી બીમાર અથવા કોઈ પણ માણસ હોસ્પીટલની દીવાલ પર પથારી પર સૂતા સૂતા પણ તયમ્મુમ કરી લે તો તયમ્મુમ દુરુસ્ત થશે.

## [પર] તાવની હાલતમાં તયમ્મુમ કરવું

તાવના જુદા જુદા પ્રકારો હોય છે. જો તાવ એટલો તીવ્ર છે કે વુઝૂ વગેરે કરવાથી તાવ વધી જશે અથવા મોડેથી સારો થશે, તો તયમ્મુમ કરવું જાઈઝ છે અને જો વુઝૂ કરવાથી કોઈ પણ પ્રકારનો ભય નથી તો વુઝૂ કરવું જરૂરી થશે. તયમ્મુમ કરવું દુરુસ્ત ન થશે. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૨૫૭]

## [પ૩] ગુસલ કરવાથી ખાંસી, તાવ, બીમારીનો ભય હોય

જે માણસ પર ગુસલ ફર્ઝ હોય અને ગુસલ કરવાથી ખાંસી, તાવ અથવા કોઈ બીજા રોગનો ભય હોય અને આ ભય પ્રબળ અનુમાનના દરજામાં હોય, દાખલા તરીકે : તેને અનુભવ છે કે આ પ્રદેશ અથવા આ મોસમમાં ઠંડા પાણીથી ગુસલ કરવાથી ખાંસી, તાવ આવે છે, અથવા કોઈ બીજી તકલીફ થાય છે તો આ પરિસ્થિતિમાં જો ગરમ પાણી કરવાની શકિત હોય તો ગરમ પાણીથી ગુસલ કરવું જરૂરી થશે.

અને જો ગરમ પાણી મળવું શકય ન હોય અથવા ગરમ પાણી પણ નુકસાન કરે છે તો તયમ્મુમ કરવાની ઈજાઝત છે.

## [પ૪] સવારે ગુસલ કરવાથી ખાંસી, તાવનો ભય હોય, અને બપોરે ગુસલ કરવાથી ભય ન હોય

શરદીના દિવસોમાં (સ્વપ્નદોષ અથવા સંભોગના કારણે) જનાબતનું (ગુસલ) લાગુ પડે. હવે જો કોઈ માણસ સવારે ગુસલ કરે છે તો તીવ્ર ખાંસી અથવા તાવનો ભારે ભય છે, પણ જો બપોરે અથવા તડકો નીકળવા પછી ગુસલ કરે છે તો નુકસાન નથી થતું, તો એવા માણસ માટે હુકમ આ છે કે ગરમ પાણીની વ્યવસ્થા કરી શકતો હોય તો ગરમ પાણીથી ગુસલ કરે. જો ગરમ પાણીની વ્યવસ્થા ન થાય અથવા ગરમ પાણી પણ નુકસાન કરતું હોય તો તયમ્મુમ કરીને નમાઝ અદા કરે. પછી ઝોહરના સમયે ગુસલ કરી લે, જયારે કે ગુસલ કરવું નુકસાનકારક ન હોય. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૨૪૭]

## [૫૫] ગરમ પાણી (થી ગુસલ કરવું) નુકસાનકારક હોય

જો કોઈ બીમાર માણસને પાણી નુકસાન કરે છે, ચાહે ઠંડું હોય અથવા ગરમ, તો એવી પરિસ્થિતિમાં વુઝૂ અને ગુસલની જગ્યાએ તયમ્મુમ કરવાની ઈજાઝત ત્યાં સુધી છે જયાં સુધી ગરમ પાણી નુકસાન કરતું હોય.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૨૬૦]

## [૫૬] લકવાગ્રસ્ત તયમ્મુમ કયારે કરી શકે ?

લકવાગ્રસ્તને જો ઠંડું પાણી નુકસાન કરે છે અને કોઈ નોકર અથવા ઘરની કોઈ વ્યકિત એની સેવાના માટે તૈયાર છે, અને ગરમ પાણીની વ્યવસ્થા કરે છે તો ગરમ પાણીથી વુઝૂ કરવું જરૂરી થશે. પણ જો ગરમ પાણી પણ નુકસાનકર્તા હોય અથવા આ કે હમણાં કોઈ ગરમ પાણી કરનાર હાજર ન હોય અને એની રાહ જોવામાં નમાઝ કઝા થવાનો ભય હોય તો પછી એવો બીમાર માણસ તયમ્મુમ કરીને નમાઝ અદા કરી લે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૨૬૫]

# 6 મસહનું બયાન

## [૫૭] પટ્ટી પર મસહ કરવાના અમુક મસઅલાઓ

(૧) ઝખમ, ફોડાં, ફોલ્લી પર જો પટ્ટી બાંધેલી હોય અને તેને ખોલીને ધોવું અથવા મસહ કરવું નુકસાનકર્તા અથવા મુશ્કિલ હોય તો પટ્ટીના વધુ ભાગ પર મસહ કરી લેવું કાફી (પૂરતું) છે.

(૨) મસહ કરવું એક જ વખત કાફી (પુરતું) છે, વારંવાર કરવું સુન્નત નથી.

(૩) પટ્ટી પર મસહના સહીહ થવા માટે પટ્ટીના વધુ ભાગ પર મસહ કરવું જરૂરી છે.

(૪) મસહના સહીહ થવા માટે નિય્યત શર્ત નથી.

(૫) મસહ કરનાર ઈમામત પણ કરી શકે છે.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૨૪૨]

## [૫૮] જો ઝખમ કરતાં વધારે ભાગ પર પટ્ટી હોય તો શું કરે ?

પટ્ટી જો ઝખમની જગ્યાથી વધારે ભાગ પર બાંધેલી હોય તો તેના ત્રણ પ્રકાર છે :

(૧) જો પટ્ટીનું ખોલવું અને ઝખમ પર મસહ કરવું બન્ને મુશ્કિલ અને નુકસાનકર્તા હોય તો જે પટ્ટી ઝખમના ઉપર અને એનાથી વધુ ભાગ પર છે, એના પર મસહ કરી લેવું કાફી (પૂરતું) છે.

(૨) પટ્ટી ખોલવું મુશ્કિલ અને નુકસાનકર્તા ન હોય, અલબત્ત ઝખમ એ પ્રકારનો છે કે એના પર મસહ નથી થઈ શકતો તો આ પરિસ્થિતિમાં પટ્ટી ખોલીને ઝખમના સિવાયની જગ્યાને સાવચેતીથી ધોવું જરૂરી છે, જયારે કે ધોવાથી ઝખમના અંદર પાણી પહોંચવાની શકયતા ન હોય, અને ઝખમની જગ્યાએ પટ્ટી પર મસહ કરવું પડશે.

(૩) અને જો પટ્ટીને ન તો ખોલવું મુશ્કિલ હોય અને ન તો ઝખમ પર મસહ કરવું (મુશ્કિલ હોય) તો પટ્ટી ખોલીને મસહ કરવું અને તેના (ઝખમના) સિવાયના ભાગને સાવચેતીથી ધોવું પડશે.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૨૪૨]

## [૫૯] પટ્ટીની બન્ને ગાંઠોની વચ્ચે ખુલ્લી જગ્યાનો હુકમ

હાથ, કોણી અથવા શરીરના બીજા કોઈ ભાગમાં, પટ્ટીની બન્ને ગાંઠોની વચ્ચે કોઈ જગ્યા ખુલ્લી રહી જાય અને તે વચમાંના ખુલ્લા ભાગને ધોવાથી પટ્ટી ભીંજાય જવાનો અને ઝખમને નુકસાન પહોંચવાનો ભય હોય તો તે ખુલ્લા ભાગ પર પણ મસહ કરી લેવું કાફી (પૂરતું) થશે. હાં, જો ખોલીને તે ભાગને ધોવું નુકસાનકર્તા ન હોય, તો તેને ધોવું પડશે.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૨૪૨]

## [૬૦] પટ્ટી નીકળી જાય અથવા બદલાવી નાંખે

પટ્ટી પર મસહ કરવા પછી જો પટ્ટી નીકળી ગઈ, પછી તેણે બીજી પટ્ટી બંધાવી તો બીજી પટ્ટી પર ફરીથી મસહ કરવું વાજિબ નથી. અલબત્ત, મસહ કરી લેવું મુસ્તહબ છે.

એ જ પ્રમાણે જો પટ્ટીનો એક ભાગ ઉપરથી નીકળી ગયો અથવા ખોલીને હટાવી દીધો, તો પણ મસહ કરી લેવું બહેતર છે, (મસહ કરવું) જરૂરી નથી.

અને જો ઝખમ સારો થવા પછી પટ્ટી કાઢી નાંખી અથવા આપમેળે નીકળી ગઈ તો તે જગ્યાનું ધોવું જરૂરી થશે.

## [૬૧] પટ્ટીના ઉપર લોહી અથવા પરૂ દેખાય

જો કોઈ માણસે ઝખમ પર પટ્ટી બંધાવી, તે પછી લોહી અથવા પરૂની તરી (ભીનાશ) બહાર સુધી આવી ગઈ, તો વુઝૂ તૂટી ગયુ અને જો (લોહી અથવા પરૂની ભીનાશ) બહાર સુધી નહી આવી તો (વુઝૂ) નહી તૂટયું.

અને જો તે પટ્ટી ડબલ બાંધેલી હતી, પરૂની તરી (ભીનાશ) એક પટ્ટીમાં બહાર આવી ગઈ અને બીજી પટ્ટીથી બહાર ન આવી તો પણ વુઝૂ તૂટી જશે. ['ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૨૪૬]

## [૬૨] ઝખમની જગ્યાએથી પરૂ વહીને રૂ પર આવી જાય

જે ઝખમ પર રૂ મૂકેલું હોય અને તે ઝખમથી પરૂ વહેતું હોય, એ રીતે કે ઝખમની જગ્યાએથી પરૂ બહાર આવી જતું હોય, પણ પરૂ રૂના અંદર જ રહેતું હોય, (રૂના) બહાર ન આવતું હોય, તો પણ વુઝૂ તૂટી જશે.

અલબત્ત, જે માણસનું ઝખમ કાયમ વહેતું હોય, તો મા'ઝૂર હોવાના કારણે તેનું વુઝૂ ન તૂટશે.

['ઈમ્દાદુલ્ ફતાવા' : ૧ / ૩૪]

## [૬૩] પટ્ટીના અંદરના ભાગે જ લોહી લાગી જાય તો શું કરે ?

ઝખમ પર કોઈ માણસે પટ્ટી બંધાવી. ઝખમથી લોહી અથવા પરૂ નીકળ્યું, જેનાથી પટ્ટીનો અંદરનો ભાગ તર (ભીનો) થઈ ગયો અને તે તરી (ભીનાશ) બહાર સુધી આવી ગઈ તો વુઝૂ તૂટી જશે. અને જો માત્ર અંદરનો જ ભાગ તર (ભીનો) થયો, બહારના ભાગ પર ફેલાઈને નહી આવી, તો તેનું વુઝૂ તૂટશે નહી.

**નોંધ** :-

રૂ અને પટ્ટી વચ્ચે તફાવતના માટે નીચેની કિતાબો વાંચો :

'ઈમ્દાદુલ્ ફતાવા' : ૧ / ૩૮ તથા 'ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૨૪૨

## [૬૪] પ્લાસ્ટર પર મસહ કરવું ક્યારે જાઈઝ છે ?

ઝખમ અથવા ફોડાં વગેરે પર પ્લાસ્ટર કરી દેવામાં આવે અને પ્લાસ્ટરનું દરેક વુઝૂના સમયે ખોલવું ઝખમના માટે નુકસાનકર્તા હોય, તો પ્લાસ્ટર ખોલીને તે અંગને ધોવું જરૂરી નથી, બલ્કે પ્લાસ્ટર પર મસહ કરી લેવું કાફી (પૂરતું) છે. અને જો પ્લાસ્ટરને ખોલવું નુકસાનકર્તા તો ન હોય પણ વારંવાર ખોલવાથી બીજું પ્લાસ્ટર લગાવવું પડશે, જો કે તેની આર્થિક સ્થિતિ કમઝોર (નિર્બળ) છે અથવા વારંવાર બદલવામાં તકલીફ થશે તો આ પરિસ્થિતિમાં મસહ કરી લેવું કાફી (પૂરતું) થશે.

['અહસનુલ્ ફતાવા' : ૨ / ૬૩]

## [૬૫] રૂ પર મસહ કરવું

જે રીતે પટ્ટી અને પ્લાસ્ટરને દરેક વુઝૂના સમયે હટાવવામાં નુકસાન અને તકલીફ થતી હોય તો એના પર જ મસહ કરી લેવું દુરુસ્ત છે. એ જ રીતે ઝખમ પર મૂકેલા રૂને હટાવીને વુઝૂ કરવું નુકસાનકર્તા હોય તો એના પર જ મસહ કરી લેવું કાફી (પૂરતું) છે. ['અહસનુલ્ ફતાવા' : ૨ / ૬૪]

## [૬૬] ઓપરેશન પછી આંખ પર મસહ કરવું

આંખ પર ઓપરેશન પછી પટ્ટી બાંધી દેવામાં આવે છે. આ વાત સ્પષ્ટ છે કે એ સ્થિતિમાં આંખમાં પાણી લાગવું નુકસાનકર્તા છે તો આ પરિસ્થિતિમાં ચહેરાના જે ભાગોને સરળતાથી ધોઈ શકતો હોય તેને ધોઈ લે. અને જે ભાગોને ધોવામાં પાણી અંદર જવાનો ભય હોય એના પર તર (ભીનો) હાથ ફેરવી લે અને પટ્ટી પર મસહ કરી લે.

અને જો પટ્ટી બાંધેલી ન હોય અને આંખ પર પાણી વહાવવું નુકસાનકર્તા હોય તો તર (ભીના) હાથથી મસહ કરી લે. જો તર (ભીના) હાથનું ફેરવવું પણ પીડાજનક અને નુકસાનકર્તા હોય તો તર (ભીનો) હાથ ન ફેરવે અને આંખો પર લટકેલી પટ્ટી પર મસહ કરવું જરૂરી નથી.

## [૬૭] એક અવયવને ધોવાથી બીજા અવયવને નુકસાન થવાનો ભય હોય

કોઈ માણસને દમ (અસ્થમા) અથવા કોઈ બીજી બીમારી હોય. અલબત્ત, તેના વુઝૂના અવયવ બિલ્કુલ સલામત છે. જેને પાણીથી ધોવામાં કોઈ તકલીફ નથી. અલબત્ત, હાથ–પગ અથવા ચહેરો ધોવાથી બીજી બીમારી પર ખરાબ અસર પડે છે, દાખલા તરીકે : બીમારી વધી જાય છે અથવા મોડેથી સારી થશે. તો એવી પરિસ્થિતિમાં ગરમ પાણીથી તે અવયવને ધોઈને

તાત્કાલિક સુકાવી લેવામાં આવે, જો એનાથી નુકસાન ન થતું હોય તો આ યુક્તિ અપનાવવી જરૂરી થશે પણ જો આ યુક્તિ પણ ઉપયોગી ન નીવડે તો આ પરિસ્થિતિમાં તે અવયવ પર મસહ કરી લેવું કાફી (પૂરતું) થશે.

['ઈમ્દાદુલ્ મુફતીન' : ૧ / ૨૭૨]

## [૬૮] ઘણી જગ્યાએ ફોલ્લીઓ થઈ હોય તો ગુસલ કરે કે મસહ કરે ?

(૧) અરધા કરતાં વધારે શરીર પર ઝખમ હોય અને અરધાથી ઓછા ભાગનું શરીર સલામત હોય, તેના પર કોઈ ઝખમ ન હોય અને એવા માણસે ગુસલ કરવું હોય તો એના માટે ગુસલની નિય્યતથી તયમ્મુમ કરી લેવું કાફી (પૂરતું) છે.

(૨) અરધા કરતાં ઓછા શરીર પર ઝખમ છે, તો આ પરિસ્થિતિમાં શરીરના સલામત ભાગને ધોવું અને બાકી શરીર પર તર (ભીનો) હાથ ફેરવવું જરૂરી છે અને જો તર (ભીના) હાથને ફેરવવું પણ નુકસાનકર્તા હોય તો પછી હાથ ફેરવવાનો હુકમ રદ થઈ જશે.

(૩) અને જો અરધા કરતાં ઓછા શરીર પર ઝખમ છે પણ એનું ધોવું નુકસાનકર્તા છે તો આ પરિસ્થિતિમાં ગુસલની જગ્યાએ તયમ્મુમ કરવાની ઈજાઝત થશે. ['ઈમ્દાદુલ્ મુફતીન' : ૧ / ૨૭૨]

## [૬૯] હાથ-પગ પર ઝખમ હોય તો મસહ કેવી રીતે કરે ?

હાથ, ચહેરા અથવા પગના કોઈ ભાગમાં ઝખમ હોય અને પાણી નુકસાન કરતું હોય તો ઝખમની જગ્યાએ મસહ કરી લેવું કાફી (પૂરતું) છે.

મસહમાં જો આખા ઝખમ અને આજુબાજુના આખા ભાગ પર તર (ભીનો) હાથ ન પહોંચી શકે, બલ્કે કંઈક સૂકો જ રહી જાય તો એમાં કોઈ વાંધો નથી. અને જો ઝખમના ભાગ પર મસહ કરવું પણ નુકસાનકર્તા હોય તો પછી મસહ કરવું પણ માફ છે. ['અઝીઝુલ્ ફતાવા' : ૧ / ૧૭૬]

## [૭૦] નાપાક દવાનું ધોવું અશક્ય હોય તો શું કરે ?

નાપાક દવાનો ઉપયોગ બાહ્યરૂપે પણ જાઈઝ નથી. અલબત્ત, નિષ્ણાત હકીમ (વૈદ્ય)નો આ નિર્ણય હોય કે આ રોગની શિફા (ઉપાય) આ જ દવાથી શક્ય છે. કોઈ બીજી દવા લાભદાયી નથી, તો નાપાક દવાનો ઉપયોગ જાઈઝ થશે.

જો કોઈ માણસે નાપાક દવા લગાવીને પટ્ટી બાંધી લીધી અને તે પછી વુઝૂની હાજત થઈ, જયારે કે દવાને સાફ કરવું સરળ હોય, નુકસાનકર્તા ન હોય તો પહેલાં સાફ કરી લેવું જોઈએ. નહીં તો પટ્ટી ખોલીને ઝખમ પર મસહ કરી લે. અને જો પટ્ટી ખોલવું પણ નુકસાનકર્તા હોય તો એના પર જ મસહ કરી લેવું કાફી (પૂરતું) થશે.

એ જ પ્રમાણે જો નાપાક દવા લગાવી, પણ પટ્ટી બંધાવી નહીં તો દવાને સાફ કરવામાં નુકસાનની હાલતમાં વુઝૂના સમયે તર (ભીનો) હાથ ફેરવી લેવો કાફી (પૂરતું) થશે. અને જો વુઝૂના અંગોના સિવાય શરીરના કોઈ બીજા ભાગ પર નાપાક દવા લાગેલી હોય તો પ્રથમ ફર્ઝ આ છે કે પાણીથી તેને સાફ કરી લે. હાં, પાણી વહાવવાથી નુકસાનની પ્રબળ સંભાવના હોય તો પટ્ટી પર અથવા તે ઝખમ પર એક વખત હાથ ફેરવી લેવું કાફી (પૂરતું) થશે. અને એક વખત મસહ કરી લેવું તે સમયે કાફી (પૂરતું) થશે, જયારે કે તેને ધોવું શક્ય ન હોય.

## [૭૧] કાળી મહેંદી લગાવી તો વુઝૂ–ગુસલ સહીહ થયું કે નહીં ?

વાળોંની સફેદી દૂર કરવા માટે લાલ ખિઝાબ અથવા મહેંદી લગાવવાની શરીઅતે ઈજાઝત આપી છે, પણ કાળો ખિઝાબ અથવા કાળી મહેંદી લગાવવું હરામ ઠેરવ્યું છે. હદીષ શરીફમાં સખ્ત વઈદ છે :

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો :

"આખિર ઝમાનામાં કેટલાક લોકો હશે જેઓ કબૂતરના પોટા (કબૂતરના તે બચ્ચાં જેની હજુ પાંખ નીકળી ન હોય)ની જેમ તે કાળાશ મારફતે ખિઝાબ કરશે (વાળોને રંગશે) તો તે લોકોને જન્નતની ખૂશ્બૂ પણ નસીબ ન થશે."

['અબૂ દાઊદ શરીફ' : ૨ / ૨૬૬]

મતલબ કે કાળી મહેંદી લગાવવી હરામ છે. તેમ છતાં કોઈએ (કાળી મહેંદી) લગાવી તો જો તે પાણીની જેમ પાતળી છે અને સૂકાવા પછી વાળો સુધી પાણી પહોંચવા માટે રુકાવટ નથી બનતી, તો આ પરિસ્થિતિમાં વુઝૂ, ગુસલ થઈ જશે અને જો (પાણી પહોંચવામાં) રુકાવટ બનતી હોય તો (વુઝૂ–ગુસલ) બન્ને સહીહ ન થશે. ['ફતાવા રહીમિય્યહ' : ૭ / ૧૪૫]

## [૭૨] માથા પર મહેંદી સૂકાઈ ગઈ તો વુઝૂનો શું હુકમ છે ?

કોઈ માણસે માથા તથા દાઢી પર મહેંદી લગાવી અને તેનો એટલો જાડો લેપ કર્યો કે બધાં વાળ ઢંકાઈ ગયા અને પછી લેપ સૂકાઈ પણ ગયો. તો આ પરિસ્થિતિમાં વુઝૂ અથવા ગુસલના સહીહ થવાના માટે જરૂરી છે કે પહેલાં મહેંદી ધોવામાં આવે. નહીં તો વુઝૂ સહીહ ન થશે.

['આપકે મસાઈલ ઓર ઉનકા હલ' : ૨ / ૪૨]

## [૭૩] તયમ્મુમ કરનાર મોજા પહેરી લે તો ?

શરઈ ઉઝ્રના કારણે જો કોઈ બીમાર માણસે તયમ્મુમ કરી લીધું. અને તે પછી તેણે મોજા પહેરી લીધા. તે પછી તેનો ઉઝ્ર ખતમ થઈ ગયો અને વુઝૂ કરવું વાજિબ થઈ ગયું તો મોજા કાઢીને પગ ધોવા જરૂરી છે. મોજા કાઢવા વગર અને ધોવા વગર મસહ કરવું દુરુસ્ત ન થશે.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૨૮૪]

## [૭૪] રોગના વધવા–ઘટવાના ભયમાં ડોકટર અને દર્દી બન્નેની વાતનો ખ્યાલ રાખવામાં આવે

ગુસલ અથવા વુઝૂમાં પાણીના ઉપયોગથી ખરેખર નુકસાન થશે, દાખલા તરીકે : રોગ વધી જશે અથવા મોડેથી સારો થશે, અથવા કોઈ બીમારી (તાવ, તીવ્ર ખાંસી વગેરે) લાગુ પડશે, તો આ પરિસ્થિતિમાં વુઝૂ અને ગુસલની જગ્યાએ તયમ્મુમની ઈજાઝત છે, પણ માત્ર પોતાનો વહેમ (ભ્રમ) અને ખ્યાલ (કલ્પના) કાફી (પૂરતો) નથી, બલ્કે અનુભવી દીનદાર ડોકટરની સલાહ હોય અથવા પોતાનો અનુભવ હોય કે પાણી નુકસાન કરશે, તો જ તયમ્મુમની ઈજાઝત થશે.

# 7 મા'ઝૂરનું બયાન

## [૭૫] મા'ઝૂર કોને કહેવામાં આવે ?

શરીઅતની દષ્ટિએ જે માણસને મા'ઝૂર કહેવામાં આવે છે તેના કેટલાક અહકામ ગૈર મા'ઝૂરની સરખામણીમાં અલગ અલગ થઈ જાય છે. એટલા માટે નીચે શરઈ મા'ઝૂરની સ્પષ્ટતા કરવામાં આવે છે.

મા'ઝૂર તે માણસ છે જેને એવો ઉઝ્ર લાગુ પડે જેને રોકવું એના કંટ્રોલથી બહાર હોય અને તેનો તે ઉઝ્ર એક નમાઝના પૂરા સમય સુધી બરાબર ચાલુ હોય, એટલો સમય ન મળે કે તે સમયની ફર્ઝ અને વાજિબ નમાઝ પાકીની સાથે પઢી શકે, દાખલા તરીકે : કોઈ માણસને કાયમ પેશાબના ટીપાં ટપકતા હોય અથવા લોહી–પરૂ નીકળતું રહે અથવા સ્ત્રીને ઈસ્તિહાઝહનું લોહી આવતું રહે, અને કોઈ એક નમાઝના આખા સમયમાં એટલો સમય પણ ન બંધ રહે કે પાકીની સાથે નમાઝ અદા કરી શકે તો એવો માણસ શરઈ મા'ઝૂર છે.

જો એટલો સમય મળી જાય કે જેમાં પાકીની સાથે નમાઝ અદા કરી શકે તો શરઈ રીતે તેને મા'ઝૂર કહેવામાં ન આવશે. અને મા'ઝૂરના અહકામ તેને લાગુ ન પડશે. ['ઉમ્દતુલ્ ફિક્હ' : ૨ / ૨૫૩, 'શામી' : ૧ / ૫૦૪]

## [૭૬] મા'ઝૂર થવાની શરતો

કોઈપણ ઈન્સાનના શરઈ મા'ઝૂર થવાની અને મા'ઝૂર બાકી રહેવાની

નીચે પ્રમાણે કેટલીક શરતો છે :

(૧) શરઈ મા'ઝૂર થવાના માટે પહેલી શર્ત આ છે કે કોઈ પણ નમાઝના આખા સમયમાં વુઝૂ તોડનારો તે ઉઝ્ર સતત બાકી રહે, અર્થાત્ કોઈ એક નમાઝના સમયમાં એટલો સમય પણ ઉઝ્ર બંધ ન થાય કે જેમાં માત્ર (વુઝૂના) ફર્ઝ અંગો ધોઈ શકે. અને ફર્ઝ અને વાજિબ નમાઝ અદા કરી શકે, બલ્કે વુઝૂથી લઈને નમાઝથી ફારિગ થવા પહેલાં તે ઉઝ્ર લાગુ પડી જાય.

(૨) એક વખત મા'ઝૂર થઈ જવા પછી શરઈ મા'ઝૂર બાકી રહેવા માટે બીજી નમાઝોના આખા સમયમાં સતત ઉઝ્રનું બાકી રહેવું શર્ત નથી, બલ્કે દરેક નમાઝના આખા સમયમાં જો એક વખત પણ આવી જાય અને બાકી સમયમાં બંધ રહે તો પણ મા'ઝૂર રહેશે.

(૩) શરઈ મા'ઝૂરનો હુકમ તે સમયે ખતમ થશે જયારે કે કોઈ નમાઝનો સંપૂર્ણ એક સમય, દાખલા તરીકે : ઝોહરનો આખો સમય, અસરનો આખો સમય અથવા મગ્રિબનો આખો સમય તે ઉઝ્રથી ખાલી પસાર થઈ જાય, અને એક વખત પણ ઉઝ્ર લાગુ ન થાય, તો હવે શરઈ મા'ઝૂર બાકી ન રહેશે. તે પછી જો કોઈક વખત તે જ ઉઝ્ર લાગુ પડી જાય તો પણ મા'ઝૂરનો હુકમ ન લાગશે.

(૪) એ જ પ્રમાણે જો કોઈ યુક્તિ અથવા રીતથી તે ઉઝ્રને બંધ કરવા પર શક્તિ હોય તો મા'ઝૂર ન થશે.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૨૫૩, 'ફતાવા રહીમિય્યહ' : ૪ / ૨૭૨, 'શામી' : ૧ / ૫૦૭]

## [૭૭] શરઈ મા'ઝૂરનો હુકમ

તે માણસ જે શરઈ દષ્ટિએ મા'ઝૂર થઈ જાય છે, દાખલા તરીકે :

- કોઈને કાયમ પેશાબના ટીપાં ટપકતા હોય,
- નસકોરીનું લોહી વહેતું હોય,
- કાયમ હવા નીકળતી હોય,
- ઝખમ અથવા ગર્ભાશયથી કાયમ લોહી વહેતું હોય.

મતલબ કે શરઈ મા'ઝૂરના લક્ષણો અને શર્તો પ્રમાણે જો કોઈ માણસ મા'ઝૂર થઈ જાય તો હુકમ આ છે કે :

(૧) દરેક નમાઝના સમયે વુઝૂ કરીને પાક કપડાં પહેરીને ફર્ઝ, વાજિબ, સુન્નત, નફિલ નમાઝ જે ચાહે તે પઢી શકે છે. જયાં સુધી તે નમાઝનો સમય બાકી રહેશે, તે ઉઝ્રથી વુઝૂ તૂટશે નહીં.

(૨) તે ઉઝ્રના સિવાય વુઝૂ તોડનારી બીજી કોઈ વસ્તુ લાગુ થશે તો તેનાથી વુઝૂ તૂટી જશે.

(૩) મા'ઝૂર માણસના માટે પણ પાક કપડાં પહેરીને નમાઝ પઢવું જરૂરી છે, પણ જો એ પ્રકારનો રોગ હોય કેં કપડાં ધૂએ તો નમાઝથી ફારિગ થવા પહેલાં જ ફરીથી નાપાક થઈ જશે, તો તેના માટે ધોવા વગર નમાઝ પઢવું જાઈઝ છે. ['નૂરુલ્ ઈઝાહ' : ૫૩, ૫૪]

## [૭૮] મા'ઝૂર જો કોઈ યુક્તિથી ઉઝ્ર ખતમ કરી દે તો ?

કોઈ માણસને કોઈ એવો રોગ સતત એવી રીતે લાગુ થયો કે તે શરઈ દષ્ટિએ મા'ઝૂર થઈ ગયો અને મા'ઝૂરના હુકમો તેને લાગુ થઈ ગયા. જો તેણે કોઈ એવી બાહ્ય યુક્તિ અપનાવી જેનાથી તે ઉઝ્ર સંપૂર્ણ એક નમાઝના સમયમાં બંધ રહ્યો તો હવે તે માણસ શરઈ મા'ઝૂરની ગણતરીમાં ન આવશે. અને તેના પર મા'ઝૂરના હુકમો તે સમયે લાગુ ન થશે, જયાં સુધી કે તે રોગ બીજી વખત એ જ તસલ્સુલ (સાતત્ય)થી લાગુ ન પડી જાય. દાખલા તરીકે :

ઝખમથી લોહી અથવા પેશાબના ટીપાં સતત આવતા હોય.

જો ઝખમ પર પટ્ટી બાંધવા પછી, દવા અથવા પાઉડર લગાવવાથી લોહી બંધ થઈ શકતું હોય અથવા પેશાબના માર્ગમાં રૂ વગેરે મૂકવાથી પેશાબના ટીપાં બંધ થઈ જતા હોય, તો આ યુક્તિ અપનાવવી જરૂરી થશે.

અને આ યુક્તિના અપનાવવા પછી જો લોહી–પેશાબ સંપૂર્ણ એક નમાઝના સમય સુધી બંધ રહ્યું તો હવે તે શરઈ મા'ઝૂર ન થશે. અને મા'ઝૂરના હુકમો તેના પર લાગુ ન થશે.

## [૭૯] દાંત અથવા ઝખમથી લોહી નીકળવાનો હુકમ



દાંત અથવા ઝખમથી લોહી નીકળવાના બે પ્રકાર છે :

(૧) ○ લોહી થોડો સમય નીકળે છે અને પછી બંધ થઈ જાય છે. તો એવો માણસ શરઈ મા'ઝૂર નથી, બલ્કે એના પર જરૂરી છે કે લોહી બંધ થવા પછી વુઝૂ કરે, જો વુઝૂની હાલતમાં લોહી નીકળ્યું તો વુઝૂ તૂટી જશે.

○ આજ હુકમ તે માણસનો છે જેને પાયોરિયા (Pyorrhoea)નો રોગ હોય કે જયારે લોહી નીકળવાનું શરૂ થાય છે તો લોહી દસ–દસ મિનિટ સુધી નીકળ્યા કરે છે. તો ચાહે આ કાયમી અને જૂનો રોગ કેમ ન હોય, તેનાથી વુઝૂ તૂટી જશે. અને નમાઝના સમયે જો નીકળવા લાગે તો જયાં સુધી બંધ ન થઈ જાય ત્યાં સુધી વુઝૂ કરવું અને નમાઝ શરૂ કરવું દુરુસ્ત ન થશે.

(૨) અને જો લોહી એક નમાઝના સમયમાં એ રીતે સતત નીકળતું રહે કે આખો સમય પસાર થઈ જાય, પણ થોડા સમય માટે પણ આપોઆપ અથવા કોઈ યુક્તિથી બંધ ન થયું તો એવો બીમાર શરઈ મા'ઝૂર થશે.

અને તે પછી આ ઉઝ્રથી તેનું વુઝૂ તૂટશે નહીં.

## [૮૦] હંમેશા પેશાબના ટીપાં કે હવા નીકળતી હોય

કોઈ માણસને (પેશાબના) ટીપાં એ રીતે સતત આવતા હોય કે કોઈ પણ એક નમાઝના સંપૂર્ણ સમયમાં (દાખલા તરીકે : અસરના સમયથી લઈને સૂર્યાસ્ત સુધી) (પેશાબના) ટીપાં ટપકતા રહ્યા, અને એમાં એટલો સમય પણ બંધ ન થઈ શકયા કે વુઝૂ કરીને નમાઝ અદા કરી શકે, તો એવો માણસ શરઈ મા'ઝૂર ગણાશે.

શરઈ મા'ઝૂરનો હુકમ આ છે કે દરેક નમાઝનો સમય આવવા પછી વુઝૂ કરી લે. આ ઉઝ્રથી તે નમાઝના આખા સમયમાં વુઝૂ તૂટશે નહીં. હાં, કોઈ બીજી વુઝૂ તોડનારી વસ્તુ પેશ આવી જાય તો વુઝૂ તૂટી જશે. વધુ વિગત નંબર : ૭૭ 'શરઈ મા'ઝૂર'ના હુકમમાં જુઓ.

આ જ તફસીલ (વિગતો) તે માણસની છે જેને સતત હવા નીકળતી હોય.

## [૮૧] કયારેક પેશાબના ટીપાં કે લોહી કે હવા નીકળતી હોય

કેટલાક લોકોને પેશાબ કરવા પછી થોડા થોડા સમયે પેશાબના ટીપાં અથવા લોહી અથવા હવા વગેરે નીકળતી રહે છે, તો એવા માણસ પર મા'ઝૂરના હુકમો લાગુ ન થશે. બલ્કે તેના માટે જરૂરી છે કે દરેક નમાઝના સમયમાં એવા સમયે નમાઝ અદા કરે કે પેશાબના ટીપાં કે લોહી ન નીકળે અથવા હવા ન નીકળે. જો આ સાવચેતી અને ઈન્તિઝાર પછી વુઝૂ કર્યુ એમ છતાં પણ પેશાબના ટીપાં કે લોહી નીકળી આવ્યું તો વુઝૂ તૂટી જશે. ફરીથી વુઝૂ

કરવું પડશે. જો એ કારણે જમાઅત છૂટી જાય તો કોઈ વાંધો નથી.

એવી પરિસ્થિતિઓથી પરેશાન ન થવું જોઈએ, બલ્કે કસોટી સમજીને બીમારી વિષે તે ફઝાઈલને સામે રાખવા જોઈએ, જે એક ઈમાનવાળાને અલ્લાહ તઆલાના તરફથી બીમારીના કારણે પ્રાપ્ત થાય છે.

## [૮૨] નમાઝનો સમય થવા પછી ઉઝ્ર લાગુ પડે તો શું કરે ?

નમાઝનો સમય થઈ ગયો છે. તે પછી કોઈ એવો ઉઝ્ર (દાખલા તરીકે : લોહીનું વહેવું) લાગુ પડયો જે બંધ નથી થતો. તો એવા બીમારનો હુકમ આ છે કે છેલ્લા સમય સુધી રાહ જુએ. તે પછી શરઈ મા'ઝૂરની જેમ નમાઝ પઢી લે. પછી જયારે બીજી નમાઝનો સમય આવે તો એના બે પ્રકાર છે,

(૧) જો તે બીજી નમાઝના સમયમાં તે ઉઝ્ર સદંતર ખતમ થઈ જાય અથવા તે આખા સમયમાં સતત ન આવે, બલ્કે થોડા થોડા સમયે આવતો રહે તો આ સ્થિતિમાં પહેલી નમાઝ જે ઉઝ્રની હાલતમાં પઢી છે તેને ફરીથી પઢવું જરૂરી છે. દાખલા તરીકે : ઝોહરનો સમય થઈ ગયો હતો, ત્યારે ઝખમ વગેરેથી લોહી વહેવાનું શરૂ થયું તો તેણે છેલ્લા સમય સુધી રાહ જોવી જોઈએ, જો (લોહી) બંધ થઈ જાય તો વાંધો નથી. નહીં તો એ જ હાલતમાં વુઝૂ કરીને નમાઝ પઢી લે. પછી જયારે અસરના સમય દરમિયાન બંધ થઈ ગયું તો સાબિત થઈ ગયું કે શરઈ દષ્ટિએ તે મા'ઝૂર ન હતો. એટલા માટે જે નમાઝો (દાખલા તરીકે : ઝોહર, અસર) પઢી છે તે ફરીથી પઢવી પડશે. અલબત્ત, નફિલ અને સુન્નત નમાઝની કઝા જરૂરી નથી.

(૨) અને જો બીજી નમાઝના સંપૂર્ણ સમયમાં લોહી બંધ ન થયું, અહીંયા સુધી કે તે સમય નીકળી ગયો તો હવે નમાઝને ફરીથી પઢવું જરૂરી

નથી. કેમ કે સાબિત થઈ ગયું કે તે માણસ શરઈ મા'ઝૂર છે.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૨૫૫]

## [૮૩] મા'ઝૂર નમાઝ કયાં સુધી મોડી કરે ?

જે કોઈને એવો રોગ હોય જેમાં વુઝૂ તોડનારી વસ્તુઓ બરાબર ચાલુ રહેતી હોય, તેના માટે મુસ્તહબ છે કે નમાઝના છેલ્લા મુસ્તહબ સમયની રાહ જોઈને વુઝૂ કરે. શરૂ સમયમાં વુઝૂ ન કરે. આ વિચારથી કે શકય છે કે છેલ્લા સમય સુધી તેનો તે રોગ ખતમ થઈ જાય.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૮૩, 'અહસનુલ્ ફતાવા' : ૨ / ૨૮૨]

## [૮૪] શું મા'ઝૂર નમાઝના સમય પહેલાં વુઝૂ કરી શકે છે ?

શરઈ મા'ઝૂરનું વુઝૂ કયાં તો તે ઉઝ્રના સિવાય બીજા કોઈ કારણે તૂટે છે અથવા તે નમાઝના સમયના પૂરા થવાથી આપોઆપ વુઝૂ તૂટી જાય છે. જેથી કોઈ માણસ મગ્રિબનો સમય થવા પહેલાં આ વિચારથી વુઝૂ કરે કે સમય થવા પછી વુઝૂ કરવાથી એક–બે રકા'ત છૂટી જાય છે, તો પણ તેનું વુઝૂ મગ્રિબનો સમય થવાથી તૂટી જશે. એટલા માટે સમય થવા પછી જ વુઝૂ કરે, ચાહે રકા'ત અથવા જમાઅત છૂટી જાય.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૨૮૯]

## [૮૫] ઈશરાકના વુઝૂથી ચાશ્ત અને ઝોહરની નમાઝ પઢવી

જો કોઈ શરઈ મા'ઝૂરે ફજરની નમાઝ અદા કરી તો સૂર્ય નીકળતા જ તેનું વુઝૂ આપોઆપ તૂટી જશે. હવે તેણે ઈશરાકની નમાઝ માટે બીજું વુઝૂ કર્યું અને ઈશરાકની નમાઝ અદા કરી. પછી થોડા સમય પછી એ જ વુઝૂથી ચાશ્તની નમાઝ પઢી તો આ બન્ને નમાઝો સહીહ છે. બલ્કે એ જ વુઝૂથી જો ઝોહરની નમાઝ પઢવા ચાહે તો પઢી શકે છે કેમ કે મા'ઝૂરનું વુઝૂ (નમાઝનો) સમય નીકળી જવાથી તૂટી જાય છે. જેથી ઝોહરનો સમય નીકળવા સુધી ફર્ઝ અને નફિલ નમાઝો જે ચાહે પઢી શકે છે.

['અહસનુલ્ ફતાવા' : ૨ / ૭૮]

## [૮૬] અસરના વુઝૂથી મગરિબની નમાઝ અથવા મગરિબના વુઝૂથી ઈશાની નમાઝ પઢવી

શરઈ મા'ઝૂરે અસરની નમાઝ માટે વુઝૂ કર્યું. અસરની નમાઝ પઢવા પછી સૂર્યાસ્ત થયો. હવે એ જ વુઝૂથી મગરિબની નમાઝ પઢવા ચાહે તો નથી પઢી શકતો.

એ જ પ્રમાણે મગરિબની નમાઝ માટે વુઝૂ કર્યું. હવે એ જ વુઝૂથી ઈશાની નમાઝ પઢવા ચાહે તો નથી પઢી શકતો.

# 8 ઈસ્તિહાઝહનું બયાન

## [૮૭] ઈસ્તિહાઝહ કોને કહે છે ?

એવું લોહી જે સ્ત્રીના ગર્ભાશયથી આદત વિરુદ્ધ નીકળે તેને ઈસ્તિહાઝહ કહે છે.

[A] બાલિગ (પુખ્ત વય)ની સ્ત્રીને ત્રણ દિવસથી ઓછું લોહી આવીને બંધ થઈ જાય.

[B] ગર્ભવતી સ્ત્રીને પ્રસૂતિ પહેલાં લોહી વહેવા માંડે.

[C] માસિકની વધારેમાં વધારે મુદત દસ (૧૦) દિવસ છે, તેનાથી વધુ આવવા લાગે.

[D] જે સ્ત્રીના માસિકના દિવસો નક્કી હોય, તે દિવસોથી વધીને દસ (૧૦) દિવસથી પણ વધી જાય તો આદતના દિવસો સિવાયના દિવસોનું લોહી ઈસ્તિહાઝહ કહેવાશે.

[E] માસિકનું લોહી બંધ થઈ જાય, પછી પંદર (૧૫) દિવસના સમયથી પહેલાં લોહી નીકળવા લાગે તો એ સમયમાં આવનારું લોહી ઈસ્તિહાઝહનું લોહી હશે.

[F] પ્રસૂતિ પછી ચાલીસ (૪૦) દિવસથી વધારે લોહી આવે તો જેને પહેલાંથી નિફાસ (પ્રસૂતિ પછી વહેતા લોહી)ના દિવસો ખબર અને નક્કી ન હોય, તો ચાલીસ (૪૦) દિવસ પછી ઈસ્તિહાઝહનું લોહી કહેવામાં આવશે.

[G] અને જો પહેલાંથી નિફાસ (પ્રસૂતિ પછી વહેતા લોહી)ની આદત નક્કી હોય, પણ કોઈ વખત વધારે આવવા લાગે, તો જો ચાલીસ

(૪૦) દિવસથી પહેલાં બંધ થઈ જાય તો આ વધારેના દિવસો પણ નિફ્રાસ (પ્રસૂતિ પછી વહેતા લોહીના) કહેવાશે, અને જો ચાલીસ (૪૦) દિવસથી પણ વધી જાય તો આદતના સિવાયના દિવસો પછીથી ઈસ્તિહાઝહ કહેવાશે.

એના બીજા પણ ઘણા પ્રકારો છે, જે ફિકહની કિતાબો અથવા ઉલમાએ કિરામના સંપર્ક મારફતે મા'લૂમ થઈ શકે છે.

## [૮૮] ઈસ્તિહાઝહનો હુકમ

(૧) જે જે હાલતોમાં સ્ત્રી ઈસ્તિહાઝહવાળી કહેવાય છે, તે હાલતોમાં તેનો હુકમ માસિકવાળી અને નિફ્રાસવાળી (પ્રસૂતિ પછી વહેતા લોહી)ની જેમ નથી હોતો કે તેનાથી નમાઝ માફ થઈ જાય અથવા તિલાવતે કુર્આને પાક અને સંભોગ વગેરે હરામ થઈ જાય, બલ્કે જયારે આ સાબિત થઈ જાય કે હવે માસિકનું લોહી નથી બલ્કે ઈસ્તિહાઝહનું લોહી છે, તો એવી સ્ત્રીના માટે તે બધી વસ્તુઓ જાઈઝ થઈ જાય છે જે એક પવિત્ર સ્ત્રીના માટે જાઈઝ છે.

(૨) જેની માસિકની આદત નકકી હતી, જો આદતથી વધારે લોહી આવવા લાગે તો દસ (૧૦) દિવસ સુધી થોભી જાય, અર્થાત્ નમાઝ વગેરે ન પઢે, કે શકય છે કે આદત બદલાઈ રહી હોય. દસ (૧૦) દિવસના અંદર બંધ થઈ જાય તો સંપૂર્ણ મુદત માસિક ગણવામાં આવશે. અને આ મુદત દરમિયાનની નમાઝ માફ થશે.

(૩) અને જો આદતથી વધીને દસ (૧૦) દિવસથી પણ વધી જાય તો જે આદતના દિવસો હતા તે પછીથી જ ઈસ્તિહાઝહવાળી કહેવાશે. દાખલા તરીકે : છ (૬) દિવસની આદત હતી અને લોહી દસ (૧૦) દિવસથી વધારે આવી ગયું તો હવે સાતમા દિવસથી ઈસ્તિહાઝહવાળી થશે.

જેથી દસમો દિવસ પસાર થવા પછી જયારે આ નકકી થઈ ગયું કે ઈસ્તિહાઝહની સ્થિતિ થઈ ગઈ છે તો ગુસલ કરવું જરૂરી થશે અને ગુસલ કરવા પછી નમાઝ પઢવું ફર્ઝ થશે. અને સાતમા દિવસથી છૂટેલી નમાઝ પણ કઝા કરવી પડશે. અલબત્ત, એ કઝા કરવાનો ગુનોહ ન થશે.

(૪) જો ત્રણ દિવસથી ઓછું લોહી આવ્યું તો શરૂઆત થતાં જ થોભી જાય કે માસિકનું લોહી હશે, પણ ત્રણ દિવસથી ઓછા દિવસમાં બંધ થઈ જવાથી વિશ્વાસ થઈ ગયો કે ઈસ્તિહાઝહનું લોહી છે. જેથી છૂટેલી નમાઝોની કઝા કરવી જરૂરી થશે.

(૫) ઈસ્તિહાઝહવાળી સ્ત્રી પહેલી વખત ગુસલ કરશે તે પછી દરેક નમાઝના સમય માટે વુઝૂ કરશે. એ જ વુઝૂથી ફર્ઝ, વાજિબ, સુન્નત, નફિલ, કઝા નમાઝ પઢી શકે છે. કુર્આને કરીમને અડકી પણ શકે છે. અને તિલાવત પણ કરી શકે છે.

(૬) ઈસ્તિહાઝહવાળી સ્ત્રીના હુકમો મા'ઝૂર માણસના જેમ છે કે માસિકના દિવસો પસાર થઈ જવા પછી પહેલી વખત ગુસલ કરશે. તે પછી દરેક નમાઝના સમયમાં વુઝૂ કરી લેશે અને લોહીથી તેનું વુઝૂ તૂટશે નહીં. અલબત્ત, વુઝૂ તોડનારી બીજી વસ્તુ પેશ આવી જાય અથવા તે સમય નીકળી જાય તો વુઝૂ તૂટી જશે .

વધુ માહિતી માટે વાંચો : 'મા'ઝૂરે શરઈકા હુકમ' : ૬૧

## [૮૯] ઈસ્તિહાઝહની હાલતમાં નમાઝ, ઝિક્ર, તિલાવત અને તવાફનો હુકમ

જે સ્ત્રીને ઈસ્તિહાઝહનું લોહી વહેવા લાગે તે શરઈ મા'ઝૂર છે. જેથી લોહીના નીકળવાથી તેનું વુઝૂ નથી તૂટતું. અને પવિત્ર સ્ત્રીની જેમ દરેક અમલ

તેના માટે જાઈઝ હોય છે. જેથી ઈસ્તિહાઝહવાળી સ્ત્રી નમાઝ, તિલાવત, ઝિક્ર અને તવાફ બધું કરી શકે છે. અલબત્ત, જે નમાઝના સમયમાં તેણે વુઝૂ કર્યું છે તે સમયના નીકળી જવાથી તેનું વુઝૂ તૂટે જશે.

## [૯૦] નિફાસ

પ્રસૂતિ પછી જે લોહી આવે છે તેને નિફાસ કહે છે. નિફાસની હાલતનો હુકમ માસિકની હાલતના જેમ છે. ઓછામાં ઓછી તેની કોઈ મુદત નથી. અલબત્ત, વધુમાં વધુ મુદત ચાલીસ (૪૦) દિવસ છે. તેનાથી વધી જવાથી ઈસ્તિહાઝહનો હુકમ તેને લાગુ પડશે.

## [૯૧] પ્રસૂતિ પછી લોહી બિલ્કુલ ન આવે તો ગુસલ કરે કે નહી ?

પ્રસૂતિ પછી લોહી જો બિલ્કુલ ન આવે તો સ્ત્રીને નિફાસની હાલતમાં ગણવામાં ન આવશે. અને પહેલાંની જેમ તેના પર નમાઝ વગેરેના અહકામ નિયમ પ્રમાણે ચાલુ રહેશે. અલબત્ત, રાજિહ કૌલ પ્રમાણે તેના માટે ગુસલ કરવું જરૂરી થશે.

લોકોમાં જે વાત મશહૂર છે કે પ્રસૂતિ પછી અઠવાડિયા અથવા ચાલીસ દિવસ સુધી સ્ત્રી નમાઝ નથી પઢી શકતી તે વાત ગલત છે, બલ્કે જેટલા દિવસ લોહી આવે તેટલા દિવસ નમાઝ માફ છે. તે પછી ગુસલ કરીને નમાઝ પઢવું જરૂરી છે. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૧૬૨]

## [૯૨] કસુવાવડની હાલતમાં ગુસલનો હુકમ

કસુવાવડ થઈ જાય તો તેના બે પ્રકાર છે :

[૧] જો ગર્ભમાં માનવીના શરીરના અંગોમાંથી કોઈ અંગ, દાખલા તરીકે : હાથ, પગ, આંગળી, નખ અથવા વાળ વગેરે દેખાતા હોય તો શરઈ રીતે તે ઈન્સાનના હુકમમાં છે. જો કસુવાવડના સમયે જીવ બાકી હતો તે પછી જીવ નીકળી ગયો તો બીજા ઈન્સાનોની જેમ તેને ગુસલ અને કફન તેમજ જનાઝહની નમાઝ પઢીને દફન કરવામાં આવશે.

તે પછી જે લોહી આવશે તે નિફાસ કહેવાશે. જેથી એવી સ્ત્રીથી નમાઝ માફ થઈ જશે. અને રોઝહની કઝા પાછળથી કરશે.

[૨] જો તે ગર્ભમાં માનવીના કોઈ અંગ દેખાતા ન હોય, દાખલા તરીકે : માત્ર લોહી જ હોય, અથવા માત્ર માંસનો ટુકડો હોય તો તેના માટે ગુસલ અને કફનનો હુકમ નથી. અને કાયદા પ્રમાણે દફન કરવાનો પણ હુકમ નથી. (માત્ર માટીમાં દાટી દેવાનો હુકમ છે.)

આ પરિસ્થિતિમાં કસુવાવડ પછી આવનારું લોહી નિફાસ કહેવાશે નહી. અલબત્ત, જો તેનાથી પહેલાં માસિક આવીને પંદર દિવસ અથવા વધારે થઈ ગયા હોય અને આ લોહી ઓછામાં ઓછું ત્રણ દિવસ આવે તો માસિકનું લોહી કહેવાશે. અને માસિકના અહકામ તે સ્ત્રીને લાગુ પડશે. લોહી બંધ થવા પછી તે સ્ત્રી પર ગુસલ કરવું જરૂરી થશે.

અને જો હજુ પંદર દિવસ માસિકના ન થયા કે કસુવાવડ થઈ ગઈ અથવા કસુવાવડ પછી ત્રણ દિવસથી ઓછું લોહી આવ્યું તો તે લોહીને ઈસ્તિહાઝહનું લોહી કહીશું.

['ઈમ્દાદુલ્ ફતાવા' : ૧ / ૮૩]

# 9 ગુસલનું બયાન

## [૯૩] મઝી અને ધાત નીકળવાથી ગુસલ

- કોઈને મઝી અને ધાતનો રોગ હોય, દાખલા તરીકે : પેશાબ કરવા પહેલાં અથવા પછી ધાત નીકળે છે તો એનાથી ગુસલ વાજિબ ન થશે. અલબત્ત, વુઝૂની હાલતમાં નીકળવાથી વુઝૂ તૂટી જશે.
- કપડાંના જે ભાગ પર (મઝી અને ધાત) લાગે તે નાપાક થઈ જશે.
- જો દિરહમ (રૂપિયા) કરતાં વધારે લાગેલી છે તો તેનું ધોવું ફર્ઝ છે. જેથી એ કપડાં પહેરીને નમાઝ પઢવું દુરુસ્ત નથી.
- જો દિરહમ જેટલી લાગેલી હોય તો (કપડું) ધોવું વાજિબ છે. જો એ જ હાલતમાં નમાઝ પઢી તો નમાઝ થઈ જશે, પણ મકરૂહે તહરીમી થશે.
- જો એક દિરહમથી ઓછી હોય તો તેનું ધોવું સુન્નત છે.

## [૯૪] દરરોજ એહતિલામ (વિર્યસ્ખલન, સ્વપ્નદોષ) થાય તો શું કરે ?

કોઈને રોગના કારણે દરરોજ એહતિલામ (વિર્યસ્ખલન, સ્વપ્નદોષ) થતો હોય અને દરરોજ નહાવામાં તકલીફ થતી હોય તો તેના માટે જરૂરી છે કે :

- જો ઠંડા પાણીથી ગુસલ નુકસાનકર્તા હોય તો ગરમ પાણીની વ્યવસ્થા કરે અને તેનાથી ગુસલ કરે.
- જો ગરમ પાણીથી પણ (ગુસલ કરવાથી) રોગ થવાનો અથવા વધવાનું પ્રબળ અનુમાન હોય અથવા ગરમ પાણીની વ્યવસ્થા ન હોય તો તયમ્મુમ

કરીને ફજરની નમાઝ અદા કરે, અને તડકો નીકળવા પછી (અર્થાત્ જે સમયે ગુસલ કરવું નુકસાનકારક ન હોય ત્યારે) ગુસલ કરી લે. તે નમાઝને ફરીથી પઢવાની જરૂરત નથી.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૨૫૮, 'ગુનિયહ' : ૬૪]

## [૯૫] ખ્વાબ વગર એક-બે ટીપાં પાણીના નીકળી જાય

મઝી (પ્રમેહ)ના રોગમાં કયારેક એવું પણ થાય છે કે જયારે કોઈ માણસ વધારે થાકેલો હોય અથવા ઠંડી વધારે હોય તો સૂઈને ઊઠતાં જ અથવા અમુક ડગલાં ચાલવાથી પેશાબના માર્ગથી વિર્યની જેમ ઘટ સફેદ પાણી નીકળી પડે છે, જો કે તેણે કોઈ ખ્વાબ પણ જોયો નથી. તો આ પરિસ્થિતિમાં ગુસલ વાજિબ ન થશે. કારણ કે ફકીહોને ત્યાં તેનો દાખલો આ મળે છે કે કોઈને વધુ વજન ઉઠાવવાના કારણે કામ-વાસના વગર વિર્ય નીકળી આવે તો ગુસલ વાજિબ નથી થતું. જેથી અહીંયા પણ ગુસલ વાજિબ ન થશે. અલબત્ત, વુઝૂની હાલતમાં હોય તો વુઝૂ તૂટી જશે.



## [૯૬] એનિમા [Enema] (ગુદા વાટે દવા કે પિચકારીથી મળ સાફ કરવા)થી ગુસલ વાજિબ નથી

વધુ તીવ્રતમ કબજિયાતની હાલતમાં એનિમાની જરૂરત પડે છે અને કયારેક પિત્તાશયનો એકસ-રે કરવો હોય ત્યારે પણ એનિમાની નોબત આવે છે, જેની રીત આ છે કે પાછળના માર્ગથી નળી મારફતે આંતરડામાં પાણી પહોંચાડવામાં આવે છે પછી તે પાણી બહાર નીકળી આવે છે. બહાર નીકળેલું

પાણી નાપાક અને અપવિત્ર છે એટલા માટે કપડાં અને શરીરના જે ભાગ પર લાગી જાય તો તેનું ધોવું જરૂરી છે અને વુઝૂ પણ તૂટી જશે. અલબત્ત, ગુસલ વાજિબ ન થશે.

## [૯૭] યોનિમાં દવા નાંખવાથી ગુસલ

- સ્ત્રીએ યોનિમાં દવા ટપકાવી.
- અથવા હાથ વડે દવા મૂકી.
- અથવા નર્સ અથવા ડોકટરે દવા મૂકી.
- અથવા ગર્ભાશયનું પરીક્ષણ કર્યું.

તો એનાથી ગુસલ વાજિબ ન થશે. અલબત્ત, આંગળી અંદર સુધી પહોંચી અથવા દવા અંદર જઈને બહાર આવી ગઈ તો વુઝૂ તૂટી જશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૧૬૮]

## [૯૮] નિરોધનો ઉપયોગ કરવાથી ગુસલ વાજિબ થશે કે નહીં ?

સંભોગથી ગુસલ વાજિબ થવાનો કાયદો આ છે કે પુરૂષની સોંપારી (લિંગનો ખત્ના કરેલો અગ્ર ભાગ) સ્ત્રીની યોનિમાં દાખલ થઈ જાય તો બન્ને (સ્ત્રી, પુરૂષ) પર ગુસલ વાજિબ થઈ જશે. ચાહે સોંપારી પર પાતળું કપડું કેમ ન લાગેલું હોય, જેથી નિરોધનો ઉપયોગ કરવાથી પણ બન્ને પર ગુસલ વાજિબ થશે.

હદીસે નબવી છે :

"જયારે (સ્ત્રી, પુરુષ) સંભોગ કરે અને સોંપારી (લિંગનો ખત્ના

કરેલો અગ્ર ભાગ) યોનિમાં દાખલ થઈ જાય તો ગુસલ વાજિબ થઈ જશે, ચાહે વિર્યસ્ખલન થયું હોય કે ન થયું હોય.'' ['તહતાવી' : ૫૪]

## [૯૯] સ્ત્રીની યોનિમાં ઈન્જેકશન દાખલ કરી ગર્ભાશયમાં વિર્ય પહોંચાડવાથી ગુસલ અને વુઝૂનો હુકમ

ટેસ્ટ ટ્યૂબ (પધ્ધતિથી બાળક પેદા કરવા માટે) ઈન્જેકશન મારફતે સ્ત્રીના ગર્ભાશયમાં યોનિના માર્ગથી વિર્ય પહોંચાડવામાં આવે છે એનાથી ગુસલ વાજિબ થવાની બાબતમાં ખુલાસો આ છે કે :

- જો તે કાર્યથી સ્ત્રીમાં વાસના ઉત્પન્ન થઈ ગઈ તો ગુસલનું વાજિબ થવું રાજિહ છે.
- અને જો વાસના બિલ્કુલ ઉત્પન્ન ન થઈ તો ગુસલ વાજિબ નથી. અલબત્ત, ગુસલ કરી લેવામાં સાવચેતી છે.
- જો આ કાર્ય ડોકટર મારફતે કરવામાં આવે તો વાસનાની શકયતા વધારે છે.

ખ્યાલ રહે કે પતિના સિવાય ડોકટરથી આ કાર્ય કરાવવું બિલ્કુલ હરામ છે.

તેની સંપૂર્ણ વિગત માટે વાંચો :

- 'ફતાવા રહીમિય્યહ' (ઉર્દૂ) : ૬ / ૨૮૧
- 'ફતાવા રહીમિય્યહ' (ઉર્દૂ) : ૭ / ૩૫૪
- 'ઈલાજ અને ઉપચારના શરઈ અહકામ' :
  ટેસ્ટ ટ્યૂબ બેબીના મસાઈલ : પાનું—૧૭૩ થી ૧૭૮

# 10 વુઝૂ તૂટવાનું બયાન

## [૧૦૦] ઈન્જેકશનથી વુઝૂ તૂટી જાય કે નહિ ?

ઈન્જેકશનથી વુઝૂ તૂટવાનો આધાર લોહીના નીકળવા પર છે. જેથી લોહીના નીકળવા અથવા કાઢવાથી વુઝૂ તૂટવાનો કાનૂન મા'લૂમ હોવો જોઈએ અને તે આ છે કે :

- જો લોહી એટલા પ્રમાણમાં નીકળ્યું કે તેને પોતાની જગ્યાએ એમ જ રહેવા દેતે તો વહી જતે, તો એનાથી વુઝૂ તૂટી જશે.
- અને જો લોહી એટલા પ્રમાણમાં ન નીકળ્યું તો તેનાથી વુઝૂ નહિ તૂટશે.

આ વિગતોને સામે રાખીને ઈન્જેકશનથી વુઝૂ તૂટવાનો મસઅલો ધ્યાનમાં રાખો :

ઈન્જેકશન ત્રણ રીતે આપવામાં આવે છે :

(૧) વરીદી ઈન્જેકશન જે નસમાં આપવામાં આવે છે, જેને Intevenos કહે છે.

(૨) અઝલાતી ઈન્જેકશન, જે ગોશતમાં લગાડવામાં આવે છે, જેને Muscullar કહે છે.

(૩) જિલ્દી ઈન્જેકશન, જે ચામડીમાં લગાડવામાં આવે છે, જેને Subquitenius કહે છે.

- જયારે ડોકટર નસમાં ઈન્જેકશન આપે છે તો તેની સોય વડે જયાં સુધી લોહીને સિરિંજ (સોય)માં ખેંચી ન લે ત્યાં સુધી દવા શરીરમાં દાખલ નથી કરતા. અને તે લોહી વહેવાના પ્રમાણ જેટલું હોય છે જેથી વરીદી (નસના)

ઈન્જેકશનથી વુઝૂ તૂટી જશે.

- એ જ કાનૂન પ્રમાણે લોહી ટેસ્ટ કરવા માટે ઈન્જેકશન વડે લોહી કાઢવાથી પણ વુઝૂ તૂટી જશે.
- ગોશ્ત અને ચામડીના ઈન્જેકશનમાં સામાન્ય રીતે લોહી કાઢવામાં આવતું નથી, એટલા માટે તે ઈન્જેકશનથી વુઝૂ નથી તૂટતું.
- જો ઈન્જેકશન આપવા બા'દ તે જગ્યાથી વહેવાના પ્રમાણમાં લોહી નીકળી આવે તો વુઝૂ તૂટી જશે.
- એ જ પ્રમાણે જો સાધારણ લોહી નીકળતું રહ્યું અને વારંવાર રૂથી સાફ કરતો રહ્યો અથવા તે જગ્યાએ રૂ મૂકી દીધું અને તે લોહી વહેવાના પ્રમાણમાં થઈ જાય તો તેનાથી પણ વુઝૂ તૂટી જશે.

['નિઝામુલ્ ફતાવા' : ૧ / ૪૪, 'ફતાવા આલમગીરી' : ૧ / ૬]

## [૧૦૧] લોહી કે ગ્લૂકોઝની બોટલ ચઢાવવાથી વુઝૂ તૂટી જાય કે નહીં ?

- વુઝૂ તૂટવાનો કાયદો આ છે કે માનવીના શરીરમાંથી કોઈ નાપાક વસ્તુ બહાર નીકળી વહી જાય.
- જો બહારથી કોઈ વસ્તુ શરીરમાં દાખલ કરવામાં આવે તો તેનાથી વુઝૂ નથી તૂટતું.
- જેથી લોહી કે ગ્લૂકોઝની બોટલ ચઢાવવાથી વુઝૂ નથી તૂટતું.
- અલબત્ત, જો સોયની જગ્યાથી લોહી વહેવાના પ્રમાણમાં નીકળી આવે તો વુઝૂ તૂટી જશે, જેમ કે ઈન્જેકશનના મસઅલામાં ઉપર ખુલાસો આવી ગયો છે.

['નિઝામુલ્ ફતાવા' : ૧ / ૪૪, 'ફતાવા આલમગીરી' : ૧ / ૬]

## [૧૦૨] ઈન્જેકશન લગાવતા સમયે સ્પિરિટ લાગવાથી નમાઝનો હુકમ

સ્પિરિટ : શરાબને મુકત્તર (નિષ્યંદનની ક્રિયા) કરવાથી તૈયાર થાય છે, જાણે એ શરાબનું મૂળતત્ત્વ છે. તેમાં એટલી તીવ્રતા હોય છે કે તેને કોઈ પી નથી શકતો. જયારે જો એ શરાબથી બનેલું છે તો તેને પાક કહે કે નાપાક ? આ મસઅલામાં વિગત આ છે કે :

- જે શરાબથી સ્પિરિટ બનાવવામાં આવેલ છે, જો તે શરાબ દ્રાક્ષ, કિશ્મિશ, ખજૂર વગેરેના સિવાયની વસ્તુઓથી બનેલી છે તો તે સ્પિરિટ પાક છે.
- આપણા દેશમાં સામાન્ય રીતે ઉપર દર્શાવેલ વસ્તુઓના સિવાયની વસ્તુઓથી જ સ્પિરિટ તૈયાર થાય છે, જેથી જો શરીર અથવા કપડાં પર લાગી જાય તો તેનું ધોવું જરૂરી નથી.
- અને જો ઉપર દર્શાવેલ વસ્તુઓ (દ્રાક્ષ, કિશ્મિશ, ખજૂર વગેરે)થી જ શરાબ બનાવવામાં આવી હોય અને તેનાથી સ્પિરિટ તૈયાર કરેલ હોય તો તે સ્પિરિટ નાપાક અને અપવિત્ર છે. જો તે લાગી જાય તો ધોવું જરૂરી છે.
- પરંતુ વર્તમાનકાળમાં હવે સ્પિરિટ એ રીતે તૈયાર થવા લાગી છે કે શરાબ બનવાથી પહેલાં સ્પિરિટ તૈયાર થઈ જાય છે જેથી હવે દરેક પ્રકારની સ્પિરિટનો આ જ હુકમ છે કે તેના લાગવાથી ધોવું જરૂરી નથી.

વધુ વિગત માટે જુઓ :
'ઈલાજ અને ઉપચારના શરઈ અહકામ' :
'સ્પિરિટ અને અલ્કોહલનો હુકમ' : પાનું–૧૦૯

## [૧૦૩] લોહી આખા ઝખમ પર ફેલાઈ જાય તો વુઝૂ તૂટે કે નહિ ?

○ લોહી અને પરૂ વગેરેથી વુઝૂ તૂટવાનો કાયદો આ છે કે તે નીકળીને એ ભાગ સુધી પહોંચી જાય જે ભાગને પાક કરવાનો હુકમ છે, અર્થાત્ તે વહીને શરીરના તે ભાગ સુધી પહોંચી જાય જેને ધોવું અથવા મસહ કરવું વાજિબ અથવા મુસ્તહબ છે.

○ એટલે જો ઝખમ મોટો હોય અને લોહી એક તરફથી નીકળીને બીજી તરફ ઝખમ પર જ ફેલાઈ જાય અથવા ઝખમના અંદર જ છે બહાર નીકળીને શરીર પર નથી આવ્યું તો તેનાથી વુઝૂ તૂટશે નહીં.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૧૩૯, 'બિહિશ્તી ઝેવર' : ૧ / ૫૦, 'શામી' : ૧ / ૨૬૧]

## [૧૦૪] લોહી ઝખમના સિવાય બીજા ભાગ પર ફેલાઈ જાય તો વુઝૂ તૂટે કે નહિ ?

○ જો ઝખમનો કિનારાનો ભાગ અથવા આસપાસની જગ્યાએ સોજો આવી જાય અને તે સોજાના ભાગને ધોવું અથવા તેના પર મસહ કરવું નુકસાનકર્તા હોય તો તે પરિસ્થિતિમાં જો ઝખમથી પરૂ વહીને સોજાની જગ્યાએ આવી જાય, પણ તે જગ્યાથી આગળ ન વધે તો તેનાથી વુઝૂ તૂટશે નહીં.

○ એ જ પ્રમાણે મોટા અથવા ઊંડા ઝખમના અંદર જ લોહી ફેલાઈ જાય, તો તેનાથી પણ વુઝૂ તૂટશે નહીં.

○ અને જો ઝખમના સિવાય સોજાની જગ્યાનું ધોવું અથવા તેના પર મસહ કરવું નુકસાનકર્તા ન હોય તો હવે તે સોજાવાળી જગ્યાને ધોવું અથવા મસહ કરવું વાજિબ થશે. જેથી ઝખમથી પરૂ નીકળીને સોજાવાળી જગ્યા પર આવાની સ્થિતિમાં વુઝૂ તૂટી જશે.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૧૪૩, 'દુર્રે મુખ્તાર' : ૧ / ૨૬૨]

ઝખમથી થોડું લોહી નીકળીને ઝખમના કિનારા પર દેખાયું. તેણે રૂ

અથવા કપડાં વગેરેથી સાફ કરી લીધું અથવા પાઉડર કે માટી લગાવી દીધી જેનાથી લોહી શોષાઈ ગયું, પણ ફરીથી લોહી નીકળ્યું તેણે બીજી વખત પણ એવું જ કર્યું, વારંવાર એવું જ કરતો રહ્યો, તો અનુમાન કરે કે જો સાફ ન કરતે અથવા પાઉડર ન લગાવતે તો તે (લોહી) વહી જતે કે નહીં ? જો અનુમાન એવું હોય કે (લોહી) વહી જતે તો વુઝૂ તૂટી જશે, અને જો અનુમાન એવું હોય કે લોહી ન વહેતે તો વુઝૂ ન તૂટશે.

વારંવાર સાફ કરવા, સૂકવી દેવા માટે વુઝૂ તૂટવાનો મસઅલો આ તે પરિસ્થિતિ સાથે ખાસ છે, જયારે કે એક જ બેઠકમાં વારંવાર તેને સૂકાવ્યું હોય. જેથી અલગ અલગ બેઠકોમાં એવું કર્યું હોય તો તેના મજમૂઆ (સમૂહ)નો એ'તિબાર (ગણના) ન થશે.

વધુ વિગત માટે જુઓ :

'ઉમ્દતુલ્ ફિક્હ' : ૧ / ૧૪૦, 'શામી' : ૧ / ૨૬૨



## [૧૦૫] ઝરતું લોહી વુઝૂ તોડનારું છે કે નથી ?

જો કોઈને એ પ્રકારનો ઝ઼ખમ હોય કે તેનાથી લોહી વહેતું તો નથી, પણ લોહી ઝરતું રહે છે અને કપડાં પર લાગ્યા કરે છે તો લોહી ઝરવાથી વુઝૂ તૂટવા અને ન તૂટવાની વિગત આ છે કે :

(૧) એક જ મજલિસ (બેઠક)માં વારંવાર ઝરીને કપડાં પર લાગનારા લોહીનું અનુમાન કરવામાં આવે, જો તે એક મજલિસ (બેઠક)માં ઝરનારા લોહીના મજમૂઆ (જથ્થા)નું પ્રમાણ એટલું સમજમાં આવે કે જો કપડું ચૂસતે નહીં તો લોહી વહી જતે, તો એ પરિસ્થિતિમાં વુઝૂ તૂટી જશે. અને જો એટલા પ્રમાણમાં ન હોય તો (વુઝૂ) તૂટશે નહીં.

(૨) અને જો એક મજલિસ (બેઠક)માં ઝરનારું લોહી વહેવાના પ્રમાણ જેટલું નથી, બલ્કે અલગ અલગ મજલિસ (બેઠક)નો મજમૂઆ

(જથો) એટલો થઈ જતો હોય તો તે વુઝૂ તોડનારું નથી.

['શામી' : ૧ / ૬૨૨]

## [૧૦૬] આંખના અંદર લોહી–પરૂ ફેલાઈ જાય

વુઝૂ અથવા ગુસલમાં આંખના અંદરના ભાગનું ધોવું ન ફર્ઝ છે, ન વાજિબ છે અને ન મુસ્તહબ છે. જેથી જો આંખમાં ઝખમ હોય અને તેનાથી લોહી અથવા પરૂ વગેરે નીકળીને એક ખૂણાથી વહીને બીજા ખૂણા સુધી પહોંચી જાય તો તેનાથી વુઝૂ તૂટશે નહીં. અલબત્ત, અંદરથી નીકળીને બહાર સુધી આવી જાય તો વુઝૂ તૂટી જશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૨ / ૩૮, 'દુર્રે મુખ્તાર' : ૧ / ૨૬૧]

## [૧૦૭] દુઃખતી આંખમાંથી પાણી નીકળે

તે પાણી જે દુઃખતી આંખમાંથી નીકળે, જયાં સુધી બદલાય ન જાય, દાખલા તરીકે : તેમાં લાલી વગેરે ન હોય, બલ્કે સાફ પાણી હોય તો તેનાથી વુઝૂ તૂટશે નહીં. ['ફતાવા દારુલ્ ઉલૂમ, દેવબંદ' : ૧ / ૧૪૪, 'આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૨ / ૩૭]

## [૧૦૮] આંખ આવી જાય

- આશૂબે ચશ્મ જેને સામાન્ય ભાષામાં આંખ આવવું કહે છે, એનું પાણી મોઢાની લાળના જેમ છે કે જેવી રીતે મોઢામાં દાણા થવાથી સતત લાળ વહેતી રહે છે, જયાં સુધી તેના પરૂ હોવાનું પ્રબળ અનુમાન ન થાય, તે પાક છે.
- એવી જ રીતે આંખ આવવાથી જે પાણી નીકળ્યા કરે છે તે પાક છે. તેનાથી વુઝૂ તૂટશે નહીં. ['અહસનુલ્ ફતાવા' : ૨ / ૨૧]

## [૧૦૯] આંખ, નાક, કાનના ઓપરેશન બા'દ વુઝૂ કે તયમ્મુમ ?

આંખ, નાક અથવા કાનના ઓપરેશન બા'દ ડોકટરની તાકીદી સલાહ હોય છે કે ચહેરા પર પાણી લાગવું ન જોઈએ. અને કહે છે કે નુકસાન થશે અથવા મોડેથી દુરુસ્ત (ઠીક) થશે.

તો જો પાણીનું ચહેરા પર લાગવું નુકસાનકારક હોય તો તર (ભીના) હાથ ચહેરા ઉપર ફેરવી લે અલબત્ત બાકીના અંગોને ધોવું લાઝિમ અને જરૂરી થશે. અને જો તર (ભીના) હાથ ફેરવવું પણ નુકસાનકારક હોય તો ચહેરા ઉપર હાથ ન ફેરવે. પરંતુ બન્ને હાથ અને પગને ધોવું, માથાનો મસહ કરવો (ભીના હાથ ફેરવવા) લાઝિમ (જરૂરી) થશે.

### એક ગેરસમજ

જયારે ડોકટર ચહેરા ઉપર પાણી લગાવવાથી મનાઈ કરી દે છે તો ગેરસમજ આ થાય છે કે જયારે ચહેરો ધોઈ નથી શકતા તો પછી બીજા અંગો (હાથ, પગ અને માથાનો મસહ)ને ધોવાની શી જરૂરત છે ? એટલે તયમ્મુમ કરવા લાગે છે. જો કે આ ગલત છે. કારણ કે વુઝૂના ચાર અંગોમાંથી જો ત્રણ અંગોને ધોવું શકય હોય તો તયમ્મુમ કરવું દુરુસ્ત નથી થતું. ['શામી']

## [૧૧૦] નાકના ઝખમ અને નસકોરીનો હુકમ

- નસકોરી અથવા ઝખમ અથવા બીજા કોઈ કારણસર નાકમાંથી લોહી નીકળી આવે તો તેનાથી વુઝૂ તૂટી જશે, ચાહે લોહી–પરૂ વગેરે નથ સુધી વહીને ન આવ્યું હોય.

o નમાઝની હાલતમાં હોય તો નાક બંધ કરીને તરત જ બહાર નીકળી આવવું જોઈએ. જો નીકળવું શકય ન હોય તો ત્યાં જ બેસી જાય. કપડાં વગેરેથી નાકને બંધ રાખે જેથી મસ્જિદ ગંદી ન થાય.

o વુઝૂ તૂટી જવા પછી આ ખ્યાલથી કે લોકો શું કહેશે નમાઝ પઢતા રહેવું ઘણો મોટો ગુનોહ છે.

['બદાઈઅ' : ૧ / ૧૨૪, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૧૩૯]

## [૧૧૧] કાનમાંથી લોહી–પરૂ કે પાણી નીકળે

o કાનમાંથી લોહી–પરૂ કે પાણી વહેવા લાગ્યું તો જયાં સુધી કાણાના અંદર તે જ જગ્યા સુધી રહ્યું જયાં સુધી ગુસલમાં પાણી પહોંચાડવું ફર્ઝ નથી ત્યાં સુધી વુઝૂ ન તૂટશે, પણ જો વહીને તે જગ્યા સુધી પહોંચી જાય જયાં પાણી પહોંચાડવું ફર્ઝ છે તો વુઝૂ તૂટી જશે.

o એ જ પ્રમાણે જો કોઈના કાનના કાણામાં રૂ મૂકેલું હોય અને અંદરના ભાગ પર પરૂ લાગી ગયું પણ બહારના ભાગ પર તેની કોઈ અસર ન હોય તો તેનાથી પણ વુઝૂ ન તૂટશે. ['શામી' : ૨૭૯]

## [૧૧૨] નાકમાંથી જામેલું લોહી નીકળ્યું

તે લોહી નાપાક અને અપવિત્ર તેમજ વુઝૂ તોડનારું છે જે વહેતું હોય. જે લોહીમાં વહેવાની શકિત અને કાબિલિયત ન હોય તે (લોહી) નાપાક અને અપવિત્ર તેમજ વુઝૂ તોડનારું નથી. કુર્આને કરીમે વહેનારા લોહીને જ હરામ ઠેરવ્યું છે.

જેથી જો નાકમાંથી જામેલું લોહી નીકળે તો તેનાથી વુઝૂ તૂટશે નહીં.

['ફતાવા આલમગીરી' : ૧૧]

## [૧૧૩] દાંતમાંથી લોહી નીકળે

(૧) જો દાંતમાંથી લોહી નીકળે અને તે બિલ્કુલ લાલ હોય તો વુઝૂ તૂટી જશે, ચાહે નમાઝની હાલતમાં કેમ ન હોય.

(૨) જો (લોહી) થૂંક સાથે ભળીને આવે તો તેના ત્રણ પ્રકાર થશે :

[A] લોહીનું પ્રમાણ થૂંકના પ્રમાણથી ઓછું હોય અને થૂંકનું પ્રમાણ વધારે હોય તો વુઝૂ તૂટશે નહીં.

[B] લોહીનું પ્રમાણ થૂંકના પ્રમાણથી વધારે અથવા બરાબર છે તો વુઝૂ તૂટી જશે.

[C] જો લોહીનો માત્ર સ્વાદ પણ આવે તો તેનાથી પણ વુઝૂ તૂટી જશે.

- લોહીનું પ્રમાણ વધારે હોવાની નિશાની આ છે કે થૂંકનો રંગ ઘેરો લાલ હોય.
- અને (લોહીનું પ્રમાણ) સરખું હોવાની નિશાની આ છે કે લાલાશ ઓછી હોય, પણ નારંગી રંગનું હોય.
- અને લોહીનું પ્રમાણ ઓછું હોવાની નિશાની આ છે કે થૂંકનો રંગ પીળો હોય, આ પ્રકાર વુઝૂ તોડનારો નથી.



## [૧૧૪] ફળ કરડીને ખાવાથી લોહીની અસર દેખાય

- કોઈએ કોઈ ફળ, ગાજર, મૂળા, શેરડી વગેરે દાંતોથી કરડીને અથવા છોલીને ખાધું અને તે ફળ વગેરે પર લોહીની અસર દેખાઈ તો જયાં સુધી તે લોહી વહેવા ન લાગે, તેનાથી તેનું વુઝૂ તૂટશે નહીં.
- દાંતના અંદર લોહી વહેવાની ઓળખની રીત આ છે કે :
  - જે જગ્યાથી મોઢા અને દાંતોમાં લોહી નીકળ્યું, તે જ જગ્યા પર આંગળી અથવા કપડું મૂકે, જો તેના પર લોહીની અસર દેખાય જાય તો પ્રબળ

અનુમાન છે કે આ લોહી વહેનારું છે, જેથી વુઝૂ તૂટી જશે.
- જો (લોહીની) અસર ન દેખાય તો વુઝૂ તૂટશે નહીં.

['ફતાવા આલમગીરી' : ૧૧, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૧૪૦]

## [૧૧૫] ખિલાલ કે મિસ્વાક કરવાથી લોહીની અસર દેખાય

ખિલાલ કે મિસ્વાક કરવાથી લોહીની અસર દેખાય તો વુઝૂ તૂટવા અથવા ન તૂટવાની બાબતમાં તે જ તફસીલ (વિગતો) છે જે ઉપર ફળના બયાનમાં આવી ગઈ. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૧૪૦]



## [૧૧૬] દાંત સાફ કરાવવા કે કઢાવવા

- મશીન મારફતે દાંત સાફ કરાવવાથી જો લોહી ન નીકળ્યું તો તેનાથી વુઝૂ તૂટશે નહીં.
- દાંત કઢાવવાથી લોહી નીકળે તો તેનાથી વુઝૂ તૂટી જશે.

## [૧૧૭] દાંત કઢાવવાથી સતત લોહી નીકળતું રહે

- ક્યારેક દાંત કઢાવવાથી લાંબા સમય સુધી બલ્કે બે–ત્રણ કલાક સુધી સતત કંઈ ન કંઈ લોહી નીકળ્યા કરે છે, તો એવી વ્યક્તિને જોઈએ કે લોહી બંધ થવાની રાહ જુએ.
- જો નમાઝના અંતિમ સમય સુધી (લોહી) બંધ ન થાય તો વુઝૂ કરીને પછી તે જ સ્થિતિમાં નમાઝ અદા કરી લે. તેની નમાઝ થઈ જશે. ફરીથી પઢવાની જરૂરત નથી.

## [૧૧૮] છાલાં કે ફોલ્લાંને ફોડી નાંખવામાં આવે

ઝખમ છાલાંરૂપે હોય અથવા ફોલ્લાંના રૂપમાં હોય, અને ઈરાદાપૂર્વક તેમાંથી પરૂ વહાવી દે અથવા આપોઆપ નીકળી પડે તો :

- જો પરૂ ઝખમના વિસ્તારથી વહીને ઝખમથી બહાર આવી જાય તો વુઝૂ તૂટી જશે,
- જો ઝખમના વિસ્તારથી આગળ ન વધ્યું તો વુઝૂ તૂટશે નહીં.

['દુર્રે મુખ્તાર' : ૧ / ૨૬૪]

## [૧૧૯] ઝખમથી ચામડી નીકળી જાય

જો કોઈએ ફોલ્લી અથવા છાલાંના ઉપરની ચામડી ખેંચી નાંખી અને તેના નીચે લોહી દેખાવા લાગ્યું, તો :

- જો (લોહી) તે જગ્યાથી વહીને આગળ ન વધ્યું તો તેનાથી વુઝૂ તૂટશે નહીં.
- જો તે જગ્યાથી આગળ વધી ગયું તો વુઝૂ તૂટી જશે.

['શામી' : ૧ / ૨૬૩]

## [૧૨૦] ઝખમથી કીડા નીકળે

- ઝખમથી માંસ કપાઈ કપાઈને પડે અથવા કીડા નીકળે, તો એટલા માટે કે માંસ પાક છે અને કીડા તેનાથી જ પૈદા થાય છે, એટલા માટે આ બન્નેના નીકળવાથી વુઝૂ તૂટશે નહીં.
- જો તેના પર જે ભીનાશ લાગેલી હોય છે તે વહેવાના પ્રમાણમાં નથી હોતી એટલા માટે તેનો પણ એ'તિબાર નથી.

- જો પેટમાંથી કીડા ઉપર ચઢીને મોઢામાંથી નીકળે, તો પણ વુઝૂ તૂટશે નહીં.
- અલબત્ત, પેશાબ અને સંડાસની જગ્યાથી કીડા નીકળે તો વુઝૂ તૂટી જશે.

['શામી' : ૧ / ૨૬૪, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૧૪૨]

## [૧૨૧] ઘમૂરી (અળાઈ)થી વુઝૂ ક્યારે તૂટે ?

- ગરમી અને વરસાદની ઋતુમાં ગરમીના દાણા "ઘમૂરી" (અળાઈ) નીકળે છે, તેને ખંજવાળવાથી પાણી પણ નીકળે છે.
- જો ખંજવાળવાથી દાણા ફૂટી જાય, પણ તેનું પાણી આપોઆપ ન વહ્યું, બલ્કે હાથ કે કપડું લાગવાથી ફેલાઈ ગયું તો વુઝૂ તૂટશે નહીં.
- જો પાણી તે દાણાથી ઉભરાઈને ઉપર આવી ગયું અને દાણાના સૂરાખ (છિદ્ર) પર ફેલાઈ ગયું, પણ ઉભરવા પછી નીચે નહીં ફેલાયું, તો તેનાથી પણ વુઝૂ તૂટશે નહીં.
- જો પાણી નીચે ફેલાઈ જાય, તો વુઝૂ તૂટી જશે. નમાઝના દરમિયાન આવું થઈ જાય તો નમાઝ ફાસિદ થઈ જશે. (તૂટી જશે.)

['અહસનુલ્ ફતાવા' : ૨ / ૨૮, 'ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૨૮૫,
'શામી' : ૧ / ૨૬૨]

## [૧૨૨] ખુજલીના દાણાથી પાણી નીકળે

- ખુજલીના અંદર જે પાણી છે તે પરૂના જેમ છે.
- ખંજવાળતી વખતે એટલું પાણી નીકળે કે પોતાની જગ્યાથી વહી જાય, તો વુઝૂ તૂટી જશે.
- જો કપડાં પર લાગી જાય તો તે પણ નાપાક થઈ જશે.

['અહસનુલ્ ફતાવા' : ૨ / ૩૨, 'ફતાવા મહમૂદિય્યહ' : ૨ / ૩૨]

## [૧૨૩] જેને પેશાબના ટીપાં આવતાં હોય

જે માણસને (પેશાબના) ટીપાં આવવાની બીમારી હોય, તેના ટીપાં આવવાના બે પ્રકાર હશે :

### [૧]

એક પ્રકાર આ છે કે મોટા ભાગે ટીપાં ટપકતા રહેતા હોય, પણ કોઈ પણ એક નમાઝના આખા સમયમાં સતત ન ટપકતા હોય, બલ્કે કોઈ પણ નમાઝના સમયમાં એટલો સમય બંધ રહેતા હોય કે એટલા સમયમાં તે વ્યકિત તે જગ્યાને ધોઈ શકે, અને વુઝૂ કરીને ફર્ઝ નમાઝ અદા કરી શકે. તો એવો માણસ શરીઅતની દ્દષ્ટિએ શરઈ મા'ઝૂર નથી. જેથી એવા માણસનો હુકમ આ છે કે ટીપાં રોકાવાની રાહ જુએ, પછી વુઝૂ કરીને નમાઝ પઢે.

પછી જો નમાઝ પઢતા પઢતા ટીપાં આવવાની શંકા હોય તો નમાઝ તોડીને કોઈ પણ રીતે જાણી લે કે ટીપાં છે કે નથી ? જો ટીપાં હોવાનું યકીન થઈ જાય તો શરમગાહ (ગુપ્તાંગ) અને એવી જ રીતે કપડાં પર લાગેલા ભાગને ધોવા પછી વુઝૂ કરીને નમાઝ પઢી લે.

અને જો આ શંકા માત્ર એમ જ થઈ હોય, ટીપાંનું કોઈ ચિહ્ન નથી, તો હવે પછી આ પ્રકારની શંકાની ચિંતા ન કરે. અને આ પ્રકારની શંકાથી બચવા માટે વુઝૂ શરૂ કરવા પહેલાં આ યુકિત કરી લે કે મિયાની (બન્ને પાઈચાના વચમાંના ભાગ) પર પાણી છાંટી લે.

### [૨]

ટીપાં આવવાનો બીજો પ્રકાર આ છે કે કાયમ સતત આવતા હોય. એટલો સમય પણ બંધ ન રહેતા હોય કે પાકીની સાથે નમાઝ અદા કરી શકે, તો એવો માણસ શરઈ મા'ઝૂર થશે. અને તેના પર શરઈ મા'ઝૂરના હુકમો

કેટલીક શર્તોની સાથે લાગુ થશે. જેની વિગતવાર ચર્ચા "મા'ઝૂરે શરઈ"ના બયાનમાં ધ્યાનપૂર્વક વાંચો. [નં. : ૭૫ થી ૮૬]

શરઈ મા'ઝૂર થવા પછી જે નમાઝના સમયમાં વુઝૂ કર્યુ છે, તે આખા સમયમાં (પેશાબના) ટીપાં આવવાથી તેનું વુઝૂ તુટશે નહીં અને તેના કપડાંને શરઈ દૃષ્ટિએ નાપાક કહેવામાં ન આવશે.

એ જ પ્રમાણે શરઈ મા'ઝૂર થઈ જવા પછી મા'ઝૂરના હુકમો ચાલુ રહેવા માટે આખા સમયમાં ટીપાં વહેતા રહેવા જરૂરી નથી, બલ્કે કોઈ પણ નમાઝના સંપૂર્ણ સમયમાં એક–બે વખત ટીપાં આવી જવા મા'ઝૂર રહેવા માટે કાફી (પૂરતું) છે.

હાં, જો નમાઝનો એક સમય સંપૂર્ણ એવો પસાર થઈ જાય કે તેમાં એક વખત પણ ટીપાં ન આવ્યા હોય તો હવે મા'ઝૂર ન રહેશે. અને તેણે પેશાબના ટીપાંના બીમારના માટે પહેલા પ્રકારમાં બતાવ્યા પ્રમાણે અમલ કરવું પડશે. ['નૂરુલ્ ઈઝાહ' : ૫૩, ૫૪]

## [૧૨૪] પેશાબ કર્યા પછી ટીપાં આવવાનો યકીન હોય તો ઢેફા વગેરેનો ઉપયોગ વાજિબ છે

જો કોઈ માણસને આ બીમારી છે કે પેશાબ કર્યા પછી કદી કદી ટીપાં આવે છે તો તેના માટે યુક્તિ કરવી જરૂરી છે અર્થાત્ એવી રીત અપનાવવી જરૂરી છે જેથી પેશાબના રસ્તામાં રોકાયેલા ટીપાં નીકળી આવે. દાખલા તરીકે,

- ખંખારવું (કૃત્રિમ રીતે ખાંસી ખાવી) અથવા
- ઊભા થઈને જમણા પગને ડાબા પગ પર ચઢાવવું, અથવા
- ઢેફા કે ટિશ્યૂ પેપરનો ઉપયોગ કરવો.
- જ્યાં સુધી ટીપાં નીકળી આવવાનો યકીન ન થઈ જાય, નમાઝ શરૂ કરવું

સહીહ નથી. ['ફતાવા રહીમિય્યહ' (ઉર્દૂ) : ૪ / ૨૫૪, 'આપકે મસાઈલ ઓર ઉનકા હલ' : ૨ / ૮૩]

## [૧૨૫] પેશાબના ટીપાં બહાર ન નીકળ્યા, અંદર જ મા'લૂમ પડ્યા તો ?

દરેક તે વસ્તુ જેના નીકળવાથી વુઝૂ તૂટી જાય છે, તેનો નિયમ આ છે કે :

- તે નીકળીને ઓછામાં ઓછા તે ભાગ સુધી પહોંચી જાય જે ભાગને ગુસલ વગેરેમાં ધોવું ફર્ઝ છે.
- પેશાબના ટીપાં મૂત્રાશય (Bladder)થી નીકળ્યા અને પેશાબના રસ્તામાં આવવાનો એહસાસ પણ થયો, પણ બહારનો ભાગ જેને ધોવું ફર્ઝ છે ત્યાં સુધી નહીં આવ્યા તો તેનાથી વુઝૂ તૂટશે નહીં. ['શામી']



## [૧૨૬] પેશાબના રસ્તામાં રૂ મૂકેલું હોય

- જો કોઈને (પેશાબના) ટીપાં આવવાની બીમારી હોય અથવા
- કોઈ સ્ત્રી પ્રદર [Leucorrhoea] [લ્યુકોરીઆ] (યોનિમાંથી સફેદ પાણી ઝરવાના રોગ)ની દર્દી હોય

અને તેણે આ યુક્તિ કરી કે પેશાબના રસ્તામાં અંદર રૂ મૂકી દીધું, જેથી ટીપાં કે પાણી બહાર ન નીકળી શકે, તો આ પરિસ્થિતિમાં વિગત આ છે કે રૂ મૂકવાના બે પ્રકાર થશે :

[૧] રૂ બિલ્કુલ અંદર દાખલ કરવામાં આવે, અને તે ખાસ ભાગમાં એવી રીતે છુપાઈ જાય કે બહારથી કંઈ પણ ન દેખાય, તો આ પરિસ્થિતિમાં ટીપાં કે પાણીથી અંદર છુપાયેલો રૂ જો આખો તર (ભીનો) થઈ જાય તો પણ

વુઝૂ તૂટશે નહીં. ચાહે આ વાતનો અહેસાસ થાય કે રૂ ન મૂકતે તો બહાર આવી જતે. હાં, જયારે તરી (ભીનાશ) ગુપ્તાંગના સૂરાખના મુખ પર આવી જાય તો વુઝૂ તૂટી જશે.

[૨] અને જો રૂ વગેરે વસ્તુ અંદર તો મૂકી, પણ સૂરાખથી સંકલિત ભાગ અર્થાત્ ઉપરથી દેખાય છે અને પછી રૂનો અંદરનો ભાગ તર (ભીનો) થઈ જાય, પણ જે ભાગ બહારથી જોવામાં આવે છે તે તર (ભીનો) ન થયો તો તેનાથી વુઝૂ ન તૂટશે. અને જો બહારના ભાગ સુધી તરી (ભીનાશ) આવી ગઈ તો તેનાથી વુઝૂ તૂટી જશે.

['ફતાવા આલમગીરી' : ૧૦, 'શામી' : ૧ / ૨૮૦,
'ઈલ્મુલ્ ફિકહ' : ૧ / ૭૨, 'ઈમ્દાદુલ્ અહકામ' : ૧ / ૩૭૪]

## [૧૨૭] પેશાબની થેલી લગાવેલી હોય

- પેશાબ અને પાખાના (ઝાડા) વગેરેના મરીઝ (દર્દી)ને કદી કદી પેશાબ અને પાખાના (ઝાડા) માટે થેલી લગાવી દેવામાં આવે છે. નળી વાટે એ થેલીમાં પેશાબ અને ઝાડો ભેગો થતો રહે છે. દર્દીને પેશાબ, ઝાડો થવાનો ખ્યાલ પણ નથી થતો.
- એવો મરીઝ (દર્દી) શરઈ મઅઝૂર છે. એટલે થેલી લગાવેલી હાલતમાં વુઝૂ કરવા બા'દ જેટલા પ્રમાણમાં નમાઝ પઢવા ચાહે પઢી શકે છે.
- ન તો પેશાબ, ઝાડો નીકળવાથી વુઝૂ તૂટશે અને ન તો થેલીમાં ભેગા થયેલાં પેશાબ, ઝાડાના કારણે નમાઝ ફાસિદ થશે.
- અલબત્ત જે સમયમાં વુઝૂ કર્યું છે, તે નમાઝનો સમય નીકળી જવા (સમાપ્ત થવા) બા'દ વુઝૂ તૂટી જશે. ફરી પાછું વુઝૂ કરવું પડશે.

**વલ્લાહુ આ'લમુ બિસ્સવાબ.**

(અલ્લાહ વધુ જાણનાર છે.)

## [૧૨૮] ગુદામાં દવા લગાવવાથી વુઝૂનો હુકમ

[૧] બવાસીર (હરસની બીમારી) અથવા બીજી કોઈ બીમારીમાં આંગળી અથવા બીજા કોઈ સાધન વડે કોઈ દવા કે તેલ ગુદાના અંદર લગાવવામાં આવે તો આંગળી કે સાધન દાખલ થતા જ વુઝૂ તૂટી જશે.

[૨] જે દવા અને તેલ અંદર પહોંચ્યા, તે અંદર પહોંચતા જ નાપાક થઈ ગયા. જેથી જો અંદરથી બહાર આવી જાય તો તેનાથી પણ વુઝૂ તૂટી જશે. અને અંદરથી તેલ કે દવા નીકળીને કપડાં પર લાગી જાય તો કપડાં પણ નાપાક થઈ જશે.

[૩] અને જો તેલ લગાડતા સમયે જ બહારના ભાગ પર લાગી જાય અને તેનાથી કપડાં પર લાગી જાય તો તે નાપાક ન થશે. તેમ છતાં પણ બીમાર વ્યક્તિને જોઈએ કે દવા વગેરે લગાવીને બહારના ભાગને સાફ કરી લે. જેથી તે પછી તેલ વગેરેની અસર મા'લૂમ થાય તો ચોકકસ રીતે મા'લૂમ થઈ જાય કે તે અંદરથી આવેલું છે, જે નાપાક છે. અને જે વુઝૂ તૂટવાની નિશાની છે. ['ઈમ્દાદુલ્ અહકામ' : ૧ / ૩૪૮]



## [૧૨૯] પ્રદર [Leucorrhoea] [લ્યુકોરીઆ] (સ્ત્રીની યોનિમાંથી સફેદ પાણી ઝરવાના રોગ)નો હુકમ

[૧] યોનિનો એક ભાગ બહારનો છે, જે ભાગને ધોવું ગુસલમાં ફર્ઝ છે. તેના પર જો તરી (ભીનાશ) મા'લૂમ પડે તો હકીકતમાં તે પસીનો છે. જેથી જેવી રીતે શરીરના બીજા અંગોથી નીકળનારો પસીનો પાક છે એવી જ રીતે તે અંગનો પણ પસીનો પાક હશે.

[૨] અને જો યોનિના અંદર ગર્ભાશયથી પાણી નીકળે, જેને પ્રદર, સફેદ પાણી અને લ્યુકોરીઆ કહે છે, આ પાણી નાપાક અને અપવિત્ર છે. જેથી જો લ્યુકોરીઆની બીમાર સ્ત્રીને અંદરથી બાહ્ય યોનિ સુધી પાણી નીકળી આવે તો તેનાથી વુઝૂ તૂટી જશે. અને કપડાંના જે ભાગ પર લાગી જશે તે પણ નાપાક થઈ જશે.

[૩] પરંતુ જે સ્ત્રીને આ પાણી સતત એટલું પુષ્કળ આવતું હોય કે નમાઝના આખા સમયમાં રોકાતું ન હોય, બલ્કે નમાઝનો આખો સમય એવી રીતે પસાર થઈ જાય કે તેને વુઝૂ કરીને નમાઝ પઢવાનો મોકો જ ન મળે, સતત સફેદ પાણી આવતું રહે, તો તે સ્ત્રી મા'ઝૂરના હુકમમાં ગણાશે. જેની વિગતવાર ચર્ચા અને હુકમ "મા'ઝૂરની વ્યાખ્યા' અને શરઈ મા'ઝૂરના હુકમ"ના હેઠળ આવી ગઈ છે.

[જુઓ : નં. ૭૫ થી ૮૬]

['શામી' : ૧ / ૩૦૫, 'ઈમ્દાદુલ્ ફતાવા' : ૧ / ૧૧૧, ૧૧૨]

## [૧૩૦] પ્રદર [લ્યુકોરીઆ] રોગવાળી ઔરત વુઝૂ બચાવવાની શી યુક્તિ કરે ?

જે સ્ત્રીને યોનિમાંથી કાયમ પાણી આવતું રહેતું હોય એવી બીમાર સ્ત્રી યોનિમાં સારી રીતે સ્પંચ કે રૂ મૂકી લે, એ અંદર જ પાણી ચૂસી લેશે. જેથી જયાં સુધી સ્પંચ કે રૂના તે ભાગ પર ભીનાશ અને પાણી ન આવી જાય, જે યોનિના ગોળ સૂરાખથી બહાર છે ત્યાં સુધી વુઝૂ તૂટશે નહીં.

['શામી' : ૨૮૧, 'અહસનુલ્ ફતાવા' : ૨ / ૮૦]

## [૧૩૧] યોનિમાં દવા મૂકવાથી વુઝૂ કે ગુસલનો હુકમ

લ્યુકોરીઆના રોગને રોકવાની આ યુક્તિ કરવામાં આવે છે કે ખાસ

પ્રકારની ટેબલેટ યોનિમાં મૂકી દેવામાં આવે છે, જેનાથી પાણી વહેતું ઓછું થઈ જાય છે. તો દવા મૂકવાથી ન તો વુઝૂ વાજિબ થશે, ન ગુસલ વાજિબ થશે. અલબત્ત, જો આંગળી અંદર ચાલી ગઈ તો વુઝૂ તૂટી જશે.

['શામી' : ૧ / ૩૦૪]

## [૧૩૨] ગર્ભાશય ચેક કરાવવાથી વુઝૂ તૂટી જશે

ગર્ભાશય ચેક કરાવતા સમયે માની લો કે વાસના ઉભરી આવી, તો :

- એક મત અનુસાર ગુસલ વાજિબ થઈ જશે. અને સાવચેતી એમાં જ છે.
- જો વાસના નહીં ઉભરી તો સર્વાનુમતે ગુસલ વાજિબ ન થશે.
- અલબત્ત, વુઝૂ દરેક હાલતમાં તૂટી જશે. કારણ કે અંદરના ભાગની નાપાક ભીનાશ હાથમાં લાગીને બહાર આવી જશે.

['શામી' : ૧ / ૨૮૧]



## [૧૩૩] યોનિના બહાર આંગળી લગાવવાથી વુઝૂ તૂટશે નહિ

લ્યુકોરીઆની બીમાર સ્ત્રીએ યોનિ પર આંગળી મૂકી જેથી મા'લૂમ થઈ શકે કે પાણી નીકળ્યું છે કે નથી નીકળ્યું ? તો માત્ર તે ભાગને અડકવાથી વુઝૂ નથી તૂટતું, અલબત્ત, અંદરના ભાગમાં જો આંગળી ચાલી ગઈ તો વુઝૂ તૂટી જશે. ['દુર્રે મુખ્તાર' : ૨૭૮, 'અહસનુલ્ ફતાવા' : ૨ / ૨૬]

## [૧૩૪] સ્તનમાંથી પાણી નીકળવા લાગે

- મોટે ભાગે સ્ત્રીના સ્તનમાંથી પાણી નીકળવા લાગે છે,

o જો દુ:ખાવા સાથે (પાણી) નીકળે, તો તે નાપાક છે, તેનાથી વુઝૂ તૂટી જશે.

o જો દુ:ખાવા વગર (પાણી) નીકળે, તો નાપાક નથી. તેનાથી વુઝૂ તૂટશે નહિ.

['શામી' : ૧ / ૨૭૯, 'બિહિશ્તી ઝેવર' : ૧ / ૫૨]

## [૧૩૫] પ્રસૂતિ (બાળક પૈદા થવા) પહેલાં યોનિમાંથી લોહી કે પાણી નીકળવા લાગે

સગર્ભા સ્ત્રીને પ્રસૂતિ પહેલાં યોનિમાંથી લોહી કે પાણી એટલું પુષ્કળ વહેવા લાગ્યું કે કપડાં, બિસ્તર (પથારી) પણ ભીના થવા લાગ્યા, તો એટલા માટે કે તે પાણી હૈઝ (માસિક) અને નિફાસ (પ્રસૂતિ પછી આવતા લોહી)ના હુકમમાં નથી, અલબત્ત, નાપાક અને અપવિત્ર જરૂર છે, જેથી તેના નીકળવાથી નમાઝનો હુકમ રદ ન થશે. બલ્કે તે સમયે પઢવું જરૂરી થશે, જયારે પાણી નીકળવાનું બંધ થઈ ચુકયું હોય.

પણ જો કોઈ નમાઝના આખા સમયમાં કોઈ સમય એવો ન મળી શકયો જે તે નાપાકી નીકળવાથી ખાલી રહ્યો હોય તો આ પરિસ્થિતિમાં તે સ્ત્રી શરઈ મા'ઝૂર થઈ જશે.

(એની વિગતવાર ચર્ચા "શરઈ મા'ઝૂરના અહકામ"માં નં. : ૭૫ થી ૮૬ જુઓ)

એટલે વુઝૂ પછી પણ જો નાપાકી નીકળે, તો પણ એ જ સ્થિતિમાં નમાઝ સહીહ થઈ જશે. શકય હોય તો કોઈ યુકિતથી થોડા સમય માટે લોહી અથવા પાણીનું આવતું બંધ થઈ શકતું હોય તો તે યુકિત અપનાવવી જરૂરી થશે.

['દુર્રે મુખ્તાર' : ૧ / ૫૦૮, 'ઈમ્દાદુલ્ અહકામ' : ૧ / ૩૬૪]

# 11 કપડાં, બિસ્તર, શર્તના મસઅલાઓ

## [૧૩૯] નાપાક કપડાંના અમુક મસઅલાઓ

નમાઝ સહીહ થવા માટે બુનિયાદી શર્ત આ પણ છે કે, નમાઝીના શરીરની સાથે તેના કપડાં પણ પાક હોય, તેના વગર નમાઝ દુરુસ્ત નથી થતી. અલબત્ત, નજીવા પ્રમાણમાં નાપાકી લાગી જાય તો તે માફ છે.

એને લગતાં કેટલાક મહત્ત્વના મસઅલાઓ ધ્યાનથી વાંચો :

[૧] લોહી, ઊલટી, પરૂં, મની (વિર્ય), મઝી, વદી, પ્રદર (લ્યુકોરીઆ)ની બીમારીમાં સ્ત્રીની યોનીમાંથી નીકળતું પ્રવાહી, ઝખમમાંથી નીકળતું પાણી, પેશાબ, મળ...વગેરે નજાસતે ગલીઝહ (ઘટ્ટ નાપાકી) કહેવાય છે. એના હુકમો નીચે પ્રમાણે છે :

- જો નજાસતે ગલીઝહ (ઘટ્ટ નાપાકી) કપડાંમાં એક દિરહમ (ચાંદીના સિક્કા) કરતાં વધારે લાગી હોય તો તેને ધોવા વગર નમાઝ દુરુસ્ત નહિ થશે.
- જો નજાસતે ગલીઝહ (ઘટ્ટ નાપાકી) કપડાં પર દિરહમ (ચાંદીના સિક્કા)ના જેટલી લાગી હોય તો તેને ધોવું વાજિબ છે. એ જ સ્થિતિમાં નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. અને તે નમાઝને ફરીથી પઢવું વાજિબ છે.
- જો નજાસતે ગલીઝહ (ઘટ્ટ નાપાકી) દિરહમ (ચાંદીના સિક્કા) કરતાં ઓછી હોય તો એ સ્થિતિમાં ઉઝ્ર વગર નમાઝ થઈ જાય છે પરંતુ મકરૂહ થાય છે.

[૨] હલાલ જાનવરોનો પેશાબ વગેરે નજાસતે ખફીફહ (હલકી નાપાકી) કહેવાય છે. એના હુકમો નીચે પ્રમાણે છે :

- નજાસતે ખફીફહ કપડાંના જે ભાગ પર લાગી જાય, તે ભાગના ચોથા ભાગથી વધુ ભાગ પર લાગેલી હોય તો એ કપડાંમાં નમાઝ દુરુસ્ત નથી.
- જો ચોથા ભાગ અથવા તેનાથી ઓછા ભાગ પર લાગેલી હોય તો નમાઝ થઈ જાય છે, પણ મકરૂહ થાય છે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૫]

[૩] • લોહી, પરૂ વગેરે નજાસત (નાપાકી) જ્યાં સુધી ઝખમની જગાથી બહાર નહિ વહી જાય, ત્યાં સુધી તેનાથી વુઝૂ તૂટતું નથી.

- જો મજકૂર નજાસત પેશાબના કે સંડાસના માર્ગમાંથી માત્ર જાહેર થાય તો પણ વુઝૂ તૂટી જાય છે.

[૪] • જે વસ્તુઓ શરીરમાંથી નીકળવાથી વુઝૂ તૂટતું નથી (પરસેવો વગેરે) તે વસ્તુઓ નાપાક નથી.

- તેના લાગવાથી શરીર કે કપડાં નાપાક થતાં નથી.

[૫] • જે લોહી, પરૂં વગેરેથી વુઝૂ તૂટતું નથી, તે પાક છે.

- શરીર કે કપડાં ઉપર તે લાગે અને પાણી કે પરસેવાથી વહીને દિરહમ (ચાંદીના સિક્કા) કરતાં પણ વધારે થઈ જાય, તો પણ તે પાક જ કહેવાશે. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૩૦૯]

[૬] • લોહી, પરૂ, પેશાબ સતત વહેતા હોય,

- વુઝૂ કરીને ફર્ઝ નમાઝ અદા કરવા જેટલો સમય પણ રોકાતા ન હોય,

  – તો તે વ્યક્તિ શરઈ મા'ઝૂર છે.

  – એ જ કપડાંમાં નમાઝ દુરુસ્ત થઈ જશે.

## [૧૩૭] બીમારના કપડાંનું બદલવું અને ધોવું ક્યારે જરૂરી છે ?

કોઈને પેશાબના ટીપાં પડવાની અથવા લોહી કે પરૂ વહેવાની બીમારી હોય, અને વારંવાર કપડાંમાં લાગી જતું હોય, અને દરેક નમાઝના સમયે ધોવું અથવા કપડાં બદલવું મુશ્કિલ હોય, તો એવા બીમારના કપડાં બદલવા કે ધોવાની બાબતમાં નીચે દર્શાવેલ નિયમો છે :

[૧] જો કપડાં ધોઈને કે બદલીને નમાઝ અદા કરવામાં આવે, તો ફર્ઝ નમાઝથી ફારિગ થવા પહેલાં બીજી વખત કપડાં નાપાક ન થતા હોય, તો કપડાંનો તે ભાગ જેના પર નાપાકી લાગી હોય તે નાપાક થઈ જશે, અને તેને ધોવું વાજિબ થશે.

[૨] અને જો કપડાં ધોઈને કે બદલીને નમાઝ અદા કરવામાં આવે, તો નમાઝના દરમિયાન તે ફરીથી નાપાક થઈ જતા હોય તો ધોવું વાજિબ નથી. એ જ કપડાંમાં નમાઝ દુરુસ્ત થઈ જશે. હાં, જયારે નાપાકી કપડાં પર વધારે લાગી જાય તો એક–બે વખત ધોઈ લેવામાં આવે.

['ઈમ્દાદુલ્ અહકામ' : ૧ / ૩૭૨]

[૩] અલબત્ત, જયારે રોગ સારો થવા લાગે, અને એટલા પ્રમાણમાં સતત પેશાબના ટીપાં કે લોહી અને પરૂ વગેરે નીકળવાનું બંધ થઈ જાય કે કપડાં બદલીને એ રીતે નમાઝ અદા કરી શકાતી હોય કે નમાઝના દરમિયાન કપડાં નાપાક ન થશે, તો પછી બદલવું કે ધોવું વાજિબ થઈ જશે. ['મરાકિયુલ્ ફલાહ', 'અહસનુલ્ ફતાવા' : ૨ / ૭૫]

## [૧૩૮] ભીનું કપડું નુકસાનકારક હોય

કોઈ દર્દીના કપડાં કોઈ કારણસર નાપાક થઈ જતા હોય, દાખલા તરીકે :

- સ્ત્રી અશકત છે,
- તેની પાસે કપડાંની કમી (અછત) છે,
- બાળક વારંવાર પેશાબ કરી દે છે.

હવે જો તે વારંવાર ધોઈને ભીના કપડાં પહેરે છે તો તેને નુકસાન કરે છે, તો એવી સ્ત્રીનો (બલ્કે પુરૂષનો પણ) હુકમ આ છે કે :

નમાઝના માટે અલગ કપડાં રાખે, અને નમાઝના સમયે તે જ કપડાંમાં નમાઝ અદા કરે. અને જો એ શકય ન હોય, અથવા બધાં કપડાં ભીના થઈ ગયા છે, તો નાપાક કપડાંમાં નમાઝ પઢી લે. જયારે કે (કપડાંને) ધોવું અને ભીના કપડાં શરીર પર રહેવા નુકસાનકારક હોય.

['ઈમ્દાદુલ્ અહકામ' : ૧ / ૩૭૫]

## [૧૩૯] બીમારના કપડાં બદલવું મુશ્કિલ હોય અથવા કોઈ બદલવાવાળું ન હોય

[૧] એક માણસ આ પ્રકારના રોગમાં સપડાયેલો છે કે તે પોતે કપડાં નથી બદલી શકતો. કોઈ બીજો માણસ જ લુંગી વગેરે તેને પહેરાવી શકે છે, તો આ પરિસ્થિતિમાં :
- જો કોઈ બીજો માણસ હાજર હોય તો તેના મારફતે કપડાં બદલાવીને નમાઝ અદા કરી લે. અને
- જો કોઈ માણસ હાજર ન હોય તો એ જ (નાપાક) કપડાંમાં નમાઝ અદા કરી લે.

[૨] જો કોઈ કપડાં બદલવાવાળો હાજર છે, પણ :
- વારંવાર કપડાં બદલવાથી શરીરના હલનચલનથી રોગને નુકસાન

થવાની શકયતા હોય, અથવા

- રોગ મોડેથી સારો થવાની શકયતા હોય, અથવા
- ડોકટરે વધારે હલનચલન કરવાની મનાઈ કરી હોય,

તો એવી પરિસ્થિતિમાં પણ એ જ (નાપાક) કપડાંમાં નમાઝ અદા કરવું સહીહ થશે.

## [૧૪૦] દરેક સમયે સતત લોહી વહે તો કપડું નાપાક ન થશે

- જો ઝખમથી સતત પરૂ કે લોહી વહેતું હોય અને,
- કપડાં પર લાગી જતું હોય,
- એટલો સમય પણ બંધ ન થતું હોય કે પાક કપડાં પહેરીને નમાઝ પઢી શકે,

તો એવા બીમારના માટે લોહી–પરૂનું નીકળવું વુઝૂ તોડનારું નથી, અને એનાથી કપડાં પણ નાપાક ન થશે. કારણ કે તે શરઈ મા'ઝૂર છે.

- જો એટલો સમય બંધ થઈ જતું હોય કે જેટલા સમયમાં કપડાં ધોઈને કે બીજા કપડાં પહેરીને નમાઝ પઢવું શકય હોય અને,
- એ સમયગાળા દરમિયાન લોહી ન નીકળવું યકીની હોય,

તો પછી એ જ સમયગાળામાં નમાઝ પઢવું જરૂરી થશે. અને જો એ દરમિયાન લોહી નીકળી આવ્યું તો વુઝૂ પણ તૂટી જશે અને કપડાં પણ નાપાક કહેવાશે. ['કિફાયતુલ્ મુફતી' : ૨ / ૨૬૬, ૨ / ૨૭૨]

'અહસનુલ્ ફતાવા'માં છે :

બીમારના નાપાક કપડાં બદલવા મુશ્કિલ હોય, તો એવા બીમારોએ એ જ (નાપાક) હાલતમાં નમાઝ પઢી લેવું જોઈએ.

['દુર્રે મુખ્તાર' : ૧ / ૫૦૬, 'અહસનુલ્ ફતાવા' : ૨ / ૭૫]

## [૧૪૧] બવાસીર કે બીજા કોઈ પણ ઝખમની ભીનાશ વહેવા વગર કપડાં પર લાગી જાય

પેશાબ અને સંડાસના માર્ગ સિવાય શરીરના કોઈ પણ ભાગથી દાખલા તરીકે : બવાસીર (હરસ મસા)થી કે ઝખમ વગેરેથી લોહી–પરૂ વગેરે નીકળે, તો ત્યાં સુધી તે નાપાક અને અપવિત્ર ન કહેવાશે ,જયાં સુધી કે પોતાની નીકળવાની અને તે ઝખમની જગ્યાએથી વહી ન જાય.

જેથી જો કોઈ નાના કે મોટા અને ફેલાયેલા ઝખમથી લોહી કે પરૂ નીકળે અને તે જ ઝખમના વર્તુળ સુધી રહે, તેનાથી વહીને બીજી જગ્યાએ ન પહોંચી શકે, અલબત્ત કપડું અડકી જાય અને તેના પર લાગી જાય તો કપડું નાપાક ન થશે. જો કે કપડાં પર દિરહમ (સિકકા) કરતાં વધારે કેમ ન ફેલાઈ જાય. ['ફતાવા આલમગીરી' : ૧ / ૧૧]



## [૧૪૨] ખમીસ પર લોહીના નાનાં નાનાં ટીપાં લાગી જાય

ઝખમથી લોહી વહેતું ન હોય, અલબત્ત ગંજી કે ખમીસના વારંવાર લાગવાથી લોહી–પરૂના નાનાં નાનાં ટીપાં લાગી જાય તો તેનાથી કપડું નાપાક ન થશે, અને વુઝૂ પણ તૂટશે નહીં. હાં, પરૂ કે લોહી સતત એ રીતે નીકળતું રહ્યું કે ખમીસ ન હોતે તો વહી જતે, તો વુઝૂ તૂટી જશે. અને કપડાંનો તે ભાગ પણ નાપાક થઈ જશે. ['શામી' : ૧ / ૨૬૨, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૧૩૯]

## [૧૪૩] પાણી લાગવાથી ભીનાશ ફેલાઈ જાય

તે લોહી કે પરૂ જે ઝખમના વર્તુળથી બહાર ન ગયું તે નાપાક નથી, બલ્કે પાક છે. જેથી જો કપડાંમાં ઝખમથી એવું લોહી લાગી જાય જે પોતાની જગ્યાએથી વહ્યું ન હતું, અલબત્ત પાણી લાગવાથી કે પસીનાથી ફેલાઈ જાય અને દિરહમ (સિકકા) કરતાં વધુ થઈ જાય, તો પણ કપડાં અને શરીર નાપાક ન થશે. અને એ જ હાલતમાં નમાઝ પઢવી સહીહ થશે.

['શામી', 'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧ / ૩૦૯]

## [૧૪૪] કપડાં પર પેશાબના ટીપાં લાગી જાય

કપડાંમાં જો નજાસતે ગલીઝહ (ઘટ્ટ નાપાકી) (પેશાબ, લોહી અને પરૂ) લાગી જાય, તો એના બે પ્રકાર છે.

- જો દિરહમ (સિકકા) કરતાં વધારે લાગી જાય તો તે કપડાંમાં નમાઝ સહીહ નથી. તેને ધોવું ફર્ઝ છે.
- દિરહમ (સિકકા) કરતાં ઓછી લાગી હોય તો તેને ધોવાની તા'કીદ જો નમાઝથી પહેલાં ધોવાનો સમય હતો અને કોઈ ઉઝ્ર વગર ધોવા વગર નમાઝ પઢી લીધી તો નમાઝ થઈ જશે, પણ મકરૂહ થશે.
- જેથી જો કપડાંમાં પેશાબના ટીપાં લાગી જાય અને ફેલાઈને દિરહમ (સિકકા) કરતાં વધારે થઈ જાય તો તે કપડાંમાં નમાઝ સહીહ નથી.
- જો દિરહમ (સિકકા) કરતાં ઓછા છે, અને ધોવામાં કોઈ તંગી કોઈ ઉઝ્ર નથી, તો ધોવા વગર નમાઝ મકરૂહ થશે.
- જો સમય તંગ હોય, દાખલા તરીકે :

  – જમાઅત પૂરી થઈ જવાનો ભય હોય, અથવા

  – સફરની હાલતમાં હોય અને ધોવું મુશ્કિલ હોય અથવા

  – બીજા કપડાં ન હોય,

તો મજબૂરીના કારણે એ જ કપડાંમાં નમાઝ પઢવું મકરૂહ ન થશે.

## [૧૪૫] નાપાક બિસ્તર, ચાદરના મસઅલાઓ

[૧] નમાઝ સહીહ થવાના માટે નમાઝ પઢવાની જગ્યાનું પાક હોવું શર્ત છે. અને એનાથી મુરાદ કિયામ (ઊભા રહેવાની જગ્યા), સજદહની જગ્યાનું પાક હોવું છે, અર્થાત્ બન્ને પગ, બન્ને હાથ, બન્ને ઘુંટણ અને પેશાની મૂકવાની જગ્યાનું પાક હોવું જરૂરી છે.

[૨] જમીન, ફરશ, મુસલ્લા, ચાદર, બિસ્તર વગેરે જેના પર નમાઝ પઢવી હોય, તેના આખા ભાગનું પાક હોવું જરૂરી નથી, બલ્કે જેટલા ભાગ પર બન્ને પગ, પેશાની, હાથ, ઘૂંટણ અને અત્તહિય્યાત પઢવાની હાલતમાં બેસવાની જગ્યા, માત્ર આ જગ્યાઓનું પાક હોવું જરૂરી છે.

[૩] બિસ્તર કે ચાદર વગેરે નાપાક થઈ જાય, તો તેના પર બીજી ચાદર, મુસલ્લા વગેરે પાથરીને નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી.

નોંધ :–

આ મસઅલાઓ બીમાર માણસની સાથે ખાસ નથી, બલ્કે દરેકનો આ જ હુકમ છે.

## [૧૪૬] નાપાક કપડાં અને નાપાક બિસ્તર પર નમાઝ

[૧] જે બીમારના ઝખમથી લોહી, પરૂ કે પાણી સતત ઝરતું રહેતું હોય, તો તેના કપડાંની પાકીનો હુકમ આ છે કે,

- જો વિશ્વાસ હોય કે કપડાં ધોવા પછી નમાઝ શરૂ થવા પહેલાં ફરીથી (કપડાં) નાપાક ન થશે, તો ધોવું જરૂરી થશે. અને
- જો બીજી વખત (કપડાં) નાપાક થવાનો ભય હોય તો ધોવું જરૂરી

નથી. એ જ કપડાંમાં નમાઝ પઢવું જાઈઝ છે.

[૨] અને જો લોહી વગેરે :

- દિરહમના જેટલું (રૂપિયાના જેટલું) હોય તો ધોવું વાજિબ છે. અને
- જો એનાથી (રૂપિયા કરતા) પણ ઓછું હોય તો ધોવું સુન્નત છે.

જયારે કે ધોવા પછી નમાઝથી ફારિગ થવા પહેલાં વધુ નાપાક થવાનો ભય ન હોય.

[૩] બીમાર માણસ જે બિસ્તર પર છે અથવા જે મુસલ્લા પર નમાઝ પઢે છે, તેનો પણ હુકમ હૂબહૂ મા'ઝૂરના કપડાંની જેમ જ છે.

['દુર્રે મુખ્તાર' : ૫૮૭, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૨૫૫,
'અહસનુલ્ ફતાવા' : ૨ / ૭૫]

## [૧૪૭] નાપાક બિસ્તર, ચાદર પર નમાઝ પઢવાની રીત

બીમાર માણસ હોય કે સારો માણસ હોય, બિસ્તર કે ચાદર જો નાપાક થઈ જાય તો તેના બે પ્રકાર થઈ શકે છે :

[૧] કયાં તો બિસ્તર અને ચાદર એવી રીતે નાપાક થઈ જાય કે કિયામ (ઊભા રહેવું), સજદહ, અત્તહિય્યાત પઢવાની જગ્યાના બરાબર પણ જગ્યા પાક ન બચે, તો આ હાલતમાં તેના પર નમાઝ દુરુસ્ત નથી. અલબત્ત, જો એ જગ્યા પર બીજી પાક ચાદર વગેરે નાંખી દેવામાં આવે તો પછી તેના પર નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી.

[૨] અને જો બિસ્તર, ચાદર કે ફરશ વગેરેનો એક ભાગ નાપાક થઈ જાય, અલબત્ત બન્ને પગ, સજદહ અને અત્તહિય્યાત પઢવાની જગ્યા પાક હોય તો સર્વ રીતે નમાઝ સહીહ છે. ચાહે તે બિસ્તર, ચાદર, ફરશ મોટું હોય કે નાનું હોય કે એક છેડો હલાવવાથી બીજી તરફનો છેડો પણ હલવા

લાગતો હોય, આ જ હુકમ કપડાં અને ચટાઈનો છે જેના પર નમાઝ પઢવી હોય. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૫૦]

## [૧૪૮] ચાદર દરેક સમયે નાપાક થઈ જતી હોય

બીમાર માણસને લોહી, પરૂ કે નાપાક પાણી એવી રીતે સતત આવી રહ્યું છે કે જે બિસ્તર કે ચાદર પર સૂતેલો છે, જો નમાઝના માટે તે ચાદર બદલે, તો નમાઝ પૂરી કરવા પહેલાં તે લોહી, પરૂથી ખરાબ થઈ જશે, તો એવી હાલતમાં તે બીમાર માણસ એ જ ચાદર પર નમાઝ અદા કરી લે. પાછળથી ફરીથી પઢવાની જરૂરત નથી.

## [૧૪૯] નાપાક ચાદર બદલવું અશક્ય હોય

બીમાર માણસ જે ચાદર પર સૂતેલો છે તે નાપાક છે. તે પોતે એ હાલતમાં નથી કે તેને (ચાદરને) બદલી શકે. અને બીજો કોઈ માણસ ત્યાં હાજર પણ નથી જે બદલી શકે. અથવા ડોકટરની સલાહ અનુસાર ચાદર બદલવામાં હલનચલન થવાથી બીમારને નુકસાન પહોંચી શકે છે, તો આ પરિસ્થિતિમાં એ જ (નાપાક) ચાદર પર નમાઝ અદા કરી લેવું સહીહ થશે.

## [૧૫૦] થોડી થોડી નાપાકી ઘણી જગ્યાએ લાગેલી હોય

- લોહી હોય કે પરૂ, ઝખમનું પાણી હોય કે પેશાબ અને મળ, જો એક દિરહમ (રૂપિયાના સિકકા)થી વધુ લાગી જાય તો તે કપડાંમાં નમાઝ દુરુસ્ત નથી.
- એક દિરહમથી ઓછું લાગ્યું હોય તો નમાઝ કરાહતની સાથે થઈ જાય છે.

o જો કોઈ માણસના કપડાંમાં સાધારણ માત્રામાં અલગ અલગ જગ્યાએ (નાપાકી) લાગી જાય, તો અનુમાન કરવામાં આવે કે જો બધી (નાપાકી) એક જગ્યાએ હોતે તો એક દિરહમ (રૂપિયાના સિકકા)થી વધારે થતે કે નહીં. જો એક દિરહમથી વધારે થાય તો નમાઝ ન થશે. અને જો એક દિરહમથી ઓછી હોય તો નમાઝ થઈ જશે.

## [૧૫૧] શરીરનો કોઈ ભાગ લોહી-પરૂ કે નાપાક જગ્યા પર પડી જાય

બીમાર કે સારા માણસે કપડાંના જે ભાગ પર નમાઝ શરૂ કરી, તે ભાગ પાક હતો. પણ નમાઝની હાલતમાં તેનો પગ, હાથ કે પેશાની ચાદર પર લાગેલા લોહી, પરૂ પર પડી જાય તો તેના કેટલાક પ્રકાર છે.

[૧] જે જગ્યાએ શરીરનો કોઈ ભાગ લાગી ગયો અને તે જગ્યાએ એક દિરહમ (રૂપિયાના સિકકા)થી વધારે જો લોહી, પરૂ, પેશાબ વગેરે લાગેલું હોય, અને ઓછામાં ઓછા ત્રણ (૩) વખત 'સુબ્હાનલ્લાહ' કહે, એટલો સમય તે (શરીરનો) ભાગ તે (નાપાક) જગ્યા પર રહ્યો તો નમાઝ દુરુસ્ત ન થશે. અને જો (શરીરનો) કોઈ ભાગ તે (નાપાક) જગ્યા પર પડયો પણ ત્રણ (૩) વખત 'સુબ્હાનલ્લાહ' કહે, એટલા સમયથી પહેલાં (તે નાપાક જગ્યાથી) હટાવી લીધો તો નમાઝ થઈ થશે.

[૨] જો એક દિરહમ (રૂપિયાના સિકકા)થી ઓછી નાપાકી લાગેલી હોય, અથવા નાપાકી તો વધારે લાગેલી હોય,પણ તેનો (શરીરનો) ભાગ આખા એક દિરહમથી વધારે ભાગ પર ન લાગ્યો, તો આ હાલતમાં નમાઝ દુરુસ્ત થઈ જશે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૫૦]

## [૧૫૨] કપડાંનો કોઈ ભાગ નાપાક જગ્યા પર લાગતો હોય

નમાઝ પઢનારની નજીક કોઈ સૂકી નાપાકી છે, દાખલા તરીકે : સૂકું લોહી, પરૂ વગેરે. નમાઝના દરમિયાન નમાઝ પઢનારના કપડાંનો ભાગ તે સૂકી નાપાક અને અપવિત્ર જગ્યા પર લાગતો હોય તો એનાથી તેની નમાઝ ફાસિદ ન થશે, બલ્કે (નમાઝ) થઈ જશે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૪૯]

## [૧૫૩] નાપાક ભાગથી બદબૂ આવતી હોય

મુસલ્લા, ચાદર વગેરેના જે ભાગ પર નમાઝ પઢવી છે, એટલો ભાગ તો પાક છે, પણ બાકીના બીજા કિનારા પર પરૂ, પેશાબ લાગેલો છે, જેનાથી બદબૂ પણ આવી રહી છે, તો પણ તેના પર નમાઝ દુરુસ્ત છે, ઉઝ્ર વગર એવા કપડાં પર નમાઝ પઢવું મકરૂહ છે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૫૦]

## [૧૫૪] ખૂબ નરમ ગાદલા પર નમાઝ પઢવું

સજદહ સહીહ થવાના માટે જરૂરી છે કે સજદહ એવી વસ્તુ પર કરવામાં આવે કે પેશાની અને નાક તેના પર એવી રીતે થોભી જાય કે તેની સખ્તી મા'લૂમ થાય, અને વધુ દબાવવામાં આવે તો (તે વસ્તુ) ન દબાય. જેથી જો કોઈ બીમાર માણસે કે બીજા કોઈએ એવા નરમ ગાદલા પર નમાઝ અદા કરી કે પેશાની તેમાં ધસી (દબાઈ) જતી હોય અને પેશાની અને નાક થોભી શકતા ન હોય, તો સજદહ દુરુસ્ત ન થશે. જેથી નમાઝ પણ દુરુસ્ત ન થશે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૯૩]

## [૧૫૫] પેશાબ-સંડાસની બાટલી ગજવામાં મૂકીને નમાઝ પઢવું

ઘણી વખત રોગની જાણકારી માટે પેશાબ, મળ વગેરે ટેસ્ટ કરવામાં આવે છે. હવે જો કોઈ માણસે પેશાબ અને મળ ભરેલી બાટલી ગજવામાં મૂકી હોય અને એ જ હાલતમાં નમાઝ પઢી લે તો નમાઝ દુરુસ્ત ન થશે. બલ્કે નમાઝને ફરીથી પઢવું વાજિબ થશે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૪૬]

## [૧૫૬] શું બીમારને (નાપાકી) બતલાવવું ફર્ઝ છે ?

જો કોઈ બીમાર કે બીજા કોઈના શરીર કે કપડાં પર એક દિરહમથી વધારે નાપાકી લાગેલી હોય, જો તેને પ્રબળ અનુમાન હોય કે બીમારને બતલાવવાથી તે ધોઈ શકે છે, અથવા કપડાં બદલી શકે છે, તો બતલાવવું ફર્ઝ થશે. અને જો ધોવાનું અથવા (કપડાં) બદલવાનું પ્રબળ અનુમાન ન હોય, અથવા આ ધારણા હોય કે બીમાર મારા બતલાવવાની કોઈ પરવાહ (દરકાર) ન કરશે, તો પછી તેને અધિકાર છે કે બતલાવી દે અથવા ચુપ રહે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૪૮]

## [૧૫૭] નમાઝના વચ્ચે હવા અથવા પેશાબ નીકળી આવે

[૧] નમાઝની હાલતમાં જો હવા નીકળી આવે અથવા પેશાબ કે લોહી અને પરૂ નીકળી આવે તો તેનાથી વુઝૂ તૂટી જશે. એવા માણસ માટે જરૂરી છે કે (નમાઝની) નિય્યત તોડીને બહાર આવી જાય. અને ફરીથી વુઝૂ કરીને

નમાઝ અદા કરે. અને જો લાંબી સફના કારણે બહાર નીકળવું મુશ્કિલ હોય તો ત્યાં જ બેસી જાય અને પછી વુઝૂ કરીને નમાઝ અદા કરે.

[૨] • પણ જો કોઈ માણસ શરઈ મા'ઝૂર હોય, અને તેને હવા કે પેશાબ (ના ટીપા) ટપકવાનો ઉઝ્ર હોય, અથવા લોહી નીકળતું રહેવાનો ઉઝ્ર હોય, અને નમાઝના વચ્ચે નીકળી આવે તો તેનાથી એની નમાઝ તૂટશે નહીં.

• એ જ પ્રમાણે જો પેશાબ કે બીજા કોઈ રોગનો ઉઝ્ર હોય, અને નમાઝમાં ટપકીને કપડાંમાં લાગી જાય, તો તે એ જ હાલતમાં નમાઝ પઢતો રહે. પરંતુ એ હાલતમાં નમાઝ પૂરી કરવાના માટે શરઈ મા'ઝૂર હોવું જરૂરી છે. જેના ખુલાસા માટે શરઈ મા'ઝૂરનું બયાન ધ્યાનપૂર્વક વાંચો. [પ્રકરણ : ૭, ક્રમાંક : ૭૫ થી ૮૬]

['ફતાવા રહીમિય્યહ' : ૪ / ૨૭૨]

## [૧૫૮] નમાઝમાં કરાહવું [દુઃખથી ઊંહકારા કરવા]

નમાઝની હાલતમાં બીમાર માણસ આહ...આહ કે હાય...હાય, હો...હો (આક્રંદ, વિલાપ કરે) વગેરે શબ્દો જો બિલ્કુલ સ્પષ્ટ કહે, હાલાં કે તેને કાબૂમાં રાખવાની શકિત હોય તો નમાઝ દુરુસ્ત ન થશે.

હઝરત મૌલાના અશરફઅલી થાનવી રહિમહુલ્લાહ ફરમાવે છે :

અમુક બીમાર નમાઝમાં કરાહવાને કાબૂમાં રાખવાની શકિત ધરાવે છે તો પણ આહ, આહ એકદમ સ્પષ્ટ શબ્દોમાં કહે છે, અને તેની બિલ્કુલ પરવાહ નથી કરતા કે નમાઝ સહીહ થશે કે તૂટી જશે.

યાદ રાખવું જોઈએ કે તકલીફને સહન કરવાની શકિત હોવા છતાં નમાઝમાં હાય–હાય, આહ–આહ, ઊ–ઊ વગેરે કરવાથી નમાઝ તૂટી જાય છે. ['અગ્લાતુલ્ અવામ' : ૧૯૮]

# [૧૫૯] નમાઝમાં ખુજલીવાળાએ ખંજવાળવું નમાઝને ફાસિદ નથી કરતું

નમાઝમાં બન્ને હાથ વડે, અથવા એક હાથ વડે કોઈ કામ એવી રીતે સતત કરવું કે ત્રણ (૩) વખત "સુબ્હાનલ્લાહ" પઢે એટલો સમય કરતો રહે, અથવા જોનારાઓ એને એમ સમજે કે તે નમાઝ પઢતો નથી. તો એવા અમલે કસીર કરવાથી નમાઝ તૂટી જાય છે. અને આ પ્રમાણેના અમલને 'અમલે કસીર' કહે છે.

પણ જો ખુજલીવાળો માણસ નમાઝની હાલતમાં ખંજવાળે તો ચાહે જેટલી વખત ખંજવાળે, આ શર્તે કે ખંજવાળવાની જરૂરત હોય, એનાથી નમાઝ તૂટશે નહીં.

ખુજલી જો વધારે પ્રમાણમાં આવતી હોય તો પણ તેને 'અમલે કસીર' કહેવામાં ન આવશે.

'ફતાવા દારુલ્ ઉલૂમ'માં છે :

ખુજલી જેટલી વખત આવે ખંજવાળવું દુરુસ્ત છે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૪ / ૧૪૫]

# 12 અઝાનનું બયાન

## [૧૬૦] લંગડા-અપંગનું અઝાન આપવું

અઝાન ઊભા રહીને કહેવું સુન્નત છે. બેસીને અઝાન કહેવું સુન્નત વિરુદ્ધ અને મકરૂહ છે. જો બીજા માણસો હાજર હોય અથવા સમયના અંદર મા'ઝૂર માણસના સિવાય બીજા માણસના આવવાની ઉમ્મીદ હોય, તો અપંગ કે એવો લંગડો જે ઊભો થઈને અઝાન ન આપી શકતો હોય, તેના માટે બેસીને અઝાન આપવું મકરૂહ થશે.

પણ જો અઝાન આપી દીધી તો હવે તેને ફરીથી આપવું જરૂરી નથી. અને જો કોઈ માણસ ન હોય, માત્ર અપંગ માણસે પોતાની નમાઝ અદા કરવી હોય અને તેના માટે અઝાન આપવી હોય, જેથી નમાઝ અઝાનની સુન્નત સાથે અદા થાય તો પછી મકરૂહ નથી.

## [૧૬૧] અઝાન આપતા આપતા બેહોશ થઈ જવું

- અઝાન આપતા આપતા મુઅઝ્ઝિનનો અવાજ બંધ થઈ ગયો અને તે અઝાન પૂરી ન કરી શકયો અથવા
- મુઅઝ્ઝિન બેહોશ થઈ ગયો,

તો આ બન્ને પરિસ્થિતિમાં અઝાન ફરીથી આપવી પડશે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૨/ ૩૭]

## [૧૬૨] કઈ બીમારીના માટે બીમારના કાનમાં અઝાન આપવું મુસ્તહબ છે ?

નમાઝના ઉપરાંત નીચેના સ્થળો પર અઝાન આપવું મુસ્તહબ છે :

[૧] મિરગી (વાઈ, ફેફરું અને હિસ્ટીરિયા)ની બીમારીમાં બીમારના કાનમાં અઝાન આપવામાં આવે.

[૨] તે માણસના કાનમાં અઝાન આપવામાં આવે જે આગમાં બળી ગયો હોય.

કાનમાં અઝાન આપવાથી આ બન્નેને રાહત થાય છે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૧]

# 13 નમાઝનું બયાન

## [૧૬૩] ગૂંગો માણસ નમાઝ કેવી રીતે પઢે ?

- નમાઝમાં કિરા'ત કરવું ફર્ઝ છે. કિરા'ત વગર નમાઝ નથી થતી.
- કિરા'તનો અદના દરજો આ છે કે આયતોને ઝબાનથી એવી રીતે અદા કરે કે તેનો (કિરા'તનો) અવાઝ પોતે સાંભળી શકે. દિલમાં જ આયતોનો માત્ર ખ્યાલ લાવવો કાફી (પૂરતું) નથી.
- અલબત્ત, ગૂંગો માણસ જેને કિરા'ત કરવા પર બિલ્કુલ શકિત ન હોય, તેના પર કિરા'ત ફર્ઝ નથી.
- એ જ પ્રમાણે તકબીરે તહરીમા જે ફર્ઝ છે અને તેના વગર નમાઝ થતી નથી. તે પણ તેનાથી (ગૂંગા માણસથી) માફ છે. માત્ર નિય્યત કરવાથી તેની તકબીરે તહરીમા થઈ જશે. અલબત્ત, તકબીર અને કિરા'ત કરતી વખતે ઝબાનને હલાવવું મુસ્તહબ છે.
- આ બન્ને વસ્તુઓ સિવાય જે અરકાનની અદાયગી પર શકિત હોય તો સહીહ લોકોની જેમ એ બધાં અરકાનને અદા કરવું જરૂરી થશે.

['અહસનુલ્ ફતાવા' : ૩ / ૨૯]

## [૧૬૪] લંગડો માણસ નમાઝ કેવી રીતે પઢે ?

- નમાઝમાં કિયામ (ઊભા રહેવું) ફર્ઝ છે, પણ એવો માણસ જેને કોઈ પણ રીતે કિયામ (ઊભા રહેવા) પર શકિત ન હોય, તેના પર કિયામ ફર્ઝ નથી.
- લંગડો માણસ જો તેને ઊભા રહેવું ચાહે દીવાલ વગેરેના સહારે શકય હોય

અને કોઈ પણ પ્રકારનો ભય ન હોય તો તેના માટે ઊભા રહીને નમાઝ પઢવું લાઝિમ અને જરૂરી છે. અને જો ઊભા રહેવામાં ઈજા કે પડી જવાનો ભય રહેતો હોય તો બેસીને નમાઝ પઢવાની ગુંજાઈશ (છૂટ) થશે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૨ / ૨૫૪]

## [૧૬૫] ખૂંધિયો (વાંસો વળી ગયેલો માણસ) રુકૂઅ કેવી રીતે કરે ?

જો કોઈ ખૂંધિયાની કમર રુકૂઅની હાલત જેટલી વળેલી છે, તો તે રુકૂઅના માટે પોતાના માથાથી ઈશારો કરી લે. અર્થાત્ માથાને જરા વધારે નમાવી લેવાથી તેનો રુકૂઅ અદા થઈ જશે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૯૩]

## [૧૬૬] હાથ કે ઘૂંટણ જમીન પર મૂકવું શક્ય ન હોય



રુકૂઅની હાલતમાં હાથ ઘૂંટણ પર મૂકવું, અને સજદહની હાલતમાં હાથ અને ઘૂંટણ જમીન પર મૂકવા સુન્નત છે. જો કોઈ ઉઝ્રના કારણે ન મૂકી શકે તો કોઈ વાંધો નથી, નમાઝ અદા થઈ જશે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૯૫]

## [૧૬૭] હાથ ન ઉઠાવી શકતો હોય કે ન બાંધી શકતો હોય

તકબીરે તહરીમાના સમયે કાનની ટીસી સુધી બન્ને હાથ ઉઠાવવું, એ જ પ્રમાણે હાથ દૂંટીના નીચે બાંધવું સુન્નત છે. જો કોઈ ઉઝ્રના કારણે હાથ ન ઉઠાવી શકે તો કોઈ વાંધો નથી. અલબત્ત, જયાં સુધી ઉઠાવવું શક્ય હોય ત્યાં સુધી ઉઠાવવું બહેતર છે. એ જ પ્રમાણે હાથ બાંધવું મુશ્કિલ હોય તો એમ જ

છૂટા રાખવામાં કોઈ વાંધો નથી. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૧૦૨]

## [૧૬૮] સજદહમાં પગ મૂકવું શકય ન હોય

સજદહમાં ઓછામાં ઓછું એક આંગળીનું જમીન પર લાગેલી રહેવું જરૂરી છે. આ જ કારણ છે કે ત્રણ (૩) વખત 'સુબ્હાનલ્લાહ' કહે એટલો સમય જો બન્ને પગ સજદહની હાલતમાં જમીનથી ઉઠી જાય તો સજદહ ન થશે. પણ જો કોઈ એક પગમાં ઉઝ્ર હોય અને સજદહમાં પગ મૂકવા મુશ્કિલ હોય તો એક પગને ઊંચકી રાખવું કોઈ પણ પ્રકારની કરાહત વગર જાઈઝ છે. એ જ પ્રમાણે જો બન્ને પગની આંગળી ઉઝ્રના કારણે કિબ્લહના તરફ ન હોય તો પણ કોઈ વાંધો નથી. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૯૫]

## [૧૬૯] પેશાની કે નાક પર ઝખમ હોય તો સજદહ કેવી રીતે કરે ?

સજહદની હાલતમાં જમીન પર પેશાનીનો અમુક ભાગ લગાડવો ફર્ઝ છે. અને વધુ પ્રમાણમાં પેશાની મૂકવી વાજિબ છે. પરંતુ જો પેશાની અને નાક બન્ને પર ઝખમ હોય, તો સજદહ અદા કરવા માટે ઝુકીને માથાથી ઈશારો કરી લેવું કાફી (પૂરતું) છે.

જો માત્ર પેશાની પર ઝખમ હોય, નાક પર કોઈ તકલીફ ન હોય, તો નાક જમીન પર લગાવવું જરૂરી થશે. આ હાલતમાં ઈશારાથી સજદહ કરી લેવું કાફી (પૂરતું) નથી. અને નાકનું જમીન પર મૂકવું તે સમયે સહીહ થશે, જયારે કે જમીન વગેરેથી એટલા પ્રમાણમાં નાક લગાવી દે જયાં સુધી નાકનો સખત ભાગ છે. અને જો માત્ર નાકના નરમ ભાગને કોઈ ઉઝ્ર વગર (જમીન પર) મૂકયો તો સજદહ અદા ન થશે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૯૩]

## [૧૭૦] શહાદતની આંગળી ઉઠાવવી શકય ન હોય તો શું કરે ?

જો કોઈ માણસનો જમણો હાથ કપાયેલો હોય, અથવા લકવો થયેલો હોય, અને શહાદતની આંગળીનું ઉઠાવવું શકય ન હોય, તો તશહ્હુદ (અત્તહિય્યાત)માં **'અશ્હદુ અલ્લાઈલા-હ ઈલ્લલ્લાહ'** પઢતી વખતે ડાબા હાથની આંગળીને ઉઠાવવાની જરૂરત નથી. કેમ કે તેના માટે ઉઝ્રના કારણે જમણા હાથની આંગળી ઉઠાવવી, જે મુસ્તહબ છે, તે માફ છે.

['ઈમ્દાદુલ્ મુફતીન' : ૧ / ૩૮]

## [૧૭૧] ઊંઘ કે ઘેનના કારણે રકા'તની સંખ્યા યાદ ન રહેતી હોય તો શું હુકમ છે ?

જો કોઈ માણસ ઊંઘ કે ઘેન જેવા રોગોમાં સપડાયેલો હોય, અને તેને રકા'તોની સંખ્યા કે રુકૂઅ અને સજદહ યાદ ન રહેતા હોય, તો ઊંઘ કે ઘેનની હાલતમાં તેના પર નમાઝ અદા કરવું જરૂરી નથી. બલ્કે નમાઝ છોડી દેવી જોઈએ. અલબત્ત, તંદુરસ્ત થવા પછી તે નમાઝોની કઝા કરવી પડશે. પણ જો કોઈ માણસ તેને બતલાવતો જાય અને તે પઢી લે તો જાઈઝ છે. આ રીતે બતલાવવું તા'લીમ (શીખવું-શીખવવું) નથી, બલ્કે યાદ અપાવવું છે.

આજ હુકમ તે માણસનો છે જેને વધુ વૃધ્ધ હોવાના કારણે અકકલ (બુદ્ધિ)માં ખરાબી આવી ગઈ હોય, અને રકા'તોની સંખ્યા, રુકૂઅ અને સજદહ વગેરે યાદ ન રાખી શકતો હોય, તો બીજા માણસના બતલાવવાથી તેની નમાઝ દુરુસ્ત થઈ જશે. અને જો કોઈ બતલાવનાર ન મળે, તો પોતાના પ્રબળ અનુમાન પર અમલ કરે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૧ / ૪૦૯, 'નફ્ઉલ્ મુફતી']

# 14 બેસીને નમાઝ પઢવાનું બયાન

## [૧૭૨] બીમાર બેસીને નમાઝ કયારે પઢી શકે છે ?

ફર્ઝ, વાજિબ અને ફજરની સુન્નત નમાઝમાં કિયામ (ઊભા રહેવું) ફર્ઝ છે. કોઈ તીવ્ર ઉઝ્ર વગર કિયામ ન કરવું (ઊભા ન રહેવું) અને બેસીને નમાઝ પઢવું દુરુસ્ત નથી. અલબત્ત, તીવ્ર ઉઝ્રના કારણે બેસીને નમાઝ પઢવાની ઈજાઝત છે.

ઉઝ્રનો અર્થ આ છે કે બીમાર એટલો અશકત હોય, અથવા એવા રોગમાં સપડાયેલો હોય કે ઊભા રહીને નમાઝ પઢવામાં :

- કયાં તો પડી જવાનો,
- કોઈ બીમારી વધી જવાનો,
- મોડેથી બીમારી સારી થવાનો,
- નવી બીમારી થવાનો પ્રબળ અનુમાન હોય,
- ઊભા થવામાં તીવ્ર દુ:ખાવો થવાનો,
- ચક્કર આવવાનો સંભવ હોય.

અને દીવાલ વગેરે પર સરળતાથી ટેકો લગાવીને ઊભું રહેવું પણ શકય ન હોય. તો આ હાલતોમાં બેસીને નમાઝ પઢવાની ગુંજાઈશ (છૂટ) છે. પણ જો માત્ર તકબીરે તહરીમા (અલ્લાહુ અકબર) કહેવા જેટલો સમય અથવા અમુક આયતોની તિલાવત કરવા જેટલો સમય ઊભા રહેવામાં કોઈ પણ પ્રકારની તકલીફનો સંભવ ન હોય તો આટલો સમય ઊભા રહેવું જરૂરી છે, તે પછી જ બેસવું દુરુસ્ત થશે. ['શામી']

## [૧૭૩] સાધારણ બીમારીનું બહાનું બનાવી બેસીને નમાઝ પઢવું

- આજકાલ મોટે ભાગે આ વાત જોવામાં આવે છે કે જયાં જરા તાવ આવ્યો, અથવા સાધારણ તકલીફ થઈ, બેસીને નમાઝ શરૂ કરી દીધી. જો કે એવા લોકો એ જ સ્થિતિમાં દસ–પંદર મિનિટ બલ્કે વધારે સમય સુધી ઊભા રહીને અહીં તહીંની વાતો કર્યા કરે છે. પોતાની જરૂરતના માટે દુકાન અને બજારમાં કોઈ પણ પ્રકારની બીક અને ભય વગર આવતા જતા રહે છે.
- એ જ પ્રમાણે ઘણાં લોકો ટ્રેઈનમાં કોઈ પણ કારણ વગર માત્ર આળસ અને સાધારણ ભીડના કારણે બેસીને અથવા કિબ્લહ તરફ મોઢું કરવા પર શકિતમાન હોવા છતાં કોઈ બીજી દિશા તરફ મોઢું કરીને નમાઝ પઢી લે છે.
- તેમણે આ વાતથી બચવાની કાળજી લેવી જોઈએ. કારણ કે શકય હોવા છતાં :

– કિયામ નહિ કરવાથી,
– કિબ્લહ તરફ મુખ નહિ કરવાથી, નમાઝ નથી થતી.

['અગ્લાતુલ્ અવામ' : ૧૯૯]

## [૧૭૪] માત્ર તકબીર કહે એટલો સમય ઊભો રહી શકતો હોય તો એટલો સમય કિયામ (ઊભા રહેવું) ફર્ઝ છે

નમાઝની હાલતમાં કિયામ (ઊભા રહેવું) ફર્ઝ છે. જો આખી કિરા'ત જેટલો સમય ઊભા રહેવું શકય ન હોય, તો જેટલો સમય ઊભા રહેવાની શકિત હોય, ઓછામાં ઓછો એટલો સમય ઊભા રહેવું ફરજિયાત અને જરૂરી છે.

જયારે કે મોટા ભાગના લોકોનો નિયમ છે કે સંપૂર્ણ રીતે નમાઝમાં ઊભા રહેવું અશકય હોય, અથવા તીવ્ર તકલીફનો સબબ બનતો હોય, તો પહેલેથી જ બેસીને નમાઝ પઢવાનું શરૂ કરે છે. જો કે આ બીમારોમાં વધુ પ્રમાણમાં એવા લોકો હોય છે કે નમાઝ પઢવાની જગ્યા સુધી ચાલીને આવે છે. જેનાથી મા'લૂમ થાય છે કે થોડો સમય અથવા ઓછામાં ઓછી તકબીરે તહરીમા (અલ્લાહુ અકબર) ઊભા થઈને કહી શકે છે, તે છતાં પણ એવું નથી કરતા. આ ઘણી મોટી કોતાહી (ઉણપ, ખામી) છે.

જેથી જો કોઈને માત્ર ઊભા રહીને તકબીર કહેવાની શકિત હોય, એથી વધુ ઊભા રહેવામાં તકલીફની સંભાવના હોય તો ઊભા રહીને તકબીર કહેવું જરૂરી થશે.

અને જો તકબીરની સાથે અમુક આયતોની તિલાવત જેટલો સમય પણ ઊભો રહી શકતો હોય, તો એટલો સમય ઊભો રહીને બેસી જાય. ભલે આખી સૂરએ 'ફાતિહા' અને સૂરહ (પઢે) એટલો સમય ઊભા રહેવું શકય ન હોય, તો જેટલો સમય ઊભો રહી શકતો હોય એટલો સમય ઊભો રહેવું જરૂરી થશે.

['શામી' : ૧ / ૨૩૦]

## [૫૭૫] કોઈ વસ્તુના સહારે ઊભા થવું શકય હોય તો કિયામ (ઊભા રહેવું) ફર્ઝ છે

જો કોઈને કિયામ (ઊભા રહેવા) પર સંપૂર્ણ રીતે શકિત નથી, બલ્કે ઊભા રહેવામાં પડી જવાનો અથવા બીજી કોઈ તકલીફમાં સપડાવવાનો સંભવ છે. અલબત્ત, કોઈ વસ્તુથી સહારો અથવા ટેકો લગાવીને ઊભા રહેવામાં કોઈ ભય નથી, તો એવા માણસ માટે જરૂરી છે કે દીવાલ અથવા થાંભલા કે અલમારી (કબાટ) વગેરે પર ટેકો લગાવીને ઊભો થઈને નમાઝ અદા કરે. જો સહારો લગાવીને ઊભા થઈને નમાઝ પઢવામાં કોઈ ભય નથી, તે છતાં પણ

બેસીને નમાઝ અદા કરી, તો તેણે નમાઝ ફરીથી પઢવી પડશે. કારણ કે જેવી રીતે સામન્ય સ્થિતિમાં કિયામ પર શકિત હોવાની હાલતમાં કિયામ ફર્ઝ છે, એ જ પ્રમાણે ટેકો લગાવીને ઊભા થવા પર કોઈ ભય વગર શકિત હોય તો કિયામ ફર્ઝ છે અને ફર્ઝ છોડવાથી નમાઝ નથી થતી.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૨, 'શામી']

## [૧૭૬] ઘરમાં ઊભા રહી નમાઝ પઢવા પર શકિત છે પરંતુ મસ્જિદ જવાની શકિત નથી

જો કોઈ માણસ એ પ્રકારની બીમારીમાં સપડાયેલો હોય, અથવા એટલો અશકત અને કમઝોર હોય કે ઘરમાં ઊભો થઈને નમાઝ પઢી શકે છે, પણ મસ્જિદમાં જમાઅતની સાથે નમાઝ પઢવા જાય તો એવો થાક કે કમઝોરી લાગવા લાગે કે ઊભા થવું મુશ્કિલ થઈ જાય, તો એટલા માટે કે જમાઅતથી નમાઝ અદા કરવું સુન્નતે મુઅક્કદહ અથવા વાજિબના નજીક છે, અને કિયામ ફર્ઝ છે અને કોઈ સુન્નતે મુઅક્કદહ કે વાજિબ પર અમલ કરવા માટે ફર્ઝને છોડવું દુરુસ્ત નથી. એટલા માટે એવા બીમારના માટે જરૂરી છે કે ઘરમાં ઊભો રહીને નમાઝ અદા કરે. અલબત્ત, ઘરમાં ઘરવાળાઓની સાથે જમાઅતનો પ્રબંધ થઈ જાય તો બહેતર છે. ['ફતાવા રહીમિય્યહ' (ઉર્દૂ) : ૩ / ૫૬]

## [૧૭૭] નમાઝના દરમિયાન કિયામ પર કુદરત ન રહે તો શું કરે ?

તંદુરસ્ત માણસે ઊભા થઈને નમાઝ શરૂ કરી. એ દરમિયાન તેની એવી હાલત થઈ ગઈ કે ઊભો નથી રહી શકતો. દાખલા તરીકે : કોઈ નસ ચઢી (ખેંચાઈ) ગઈ, તો તેના માટે એની ગુંજાઈશ (છૂટ) છે કે (ચાલુ

નમાઝમાં) બેસીને નમાઝ પઢે. નવેસરથી પઢવાની જરૂરત નથી. જો બેસવા પછી રુકૂઅ અને સજદહ પણ નથી કરી શકતો તો એ બન્નેને અદા કરવા માટે ઈશારો કરી લેવો પણ કાફી (પૂરતો) થશે. અને જો બેસવાની પણ શકિત ન રહી હોય તો સૂઈને ઈશારાથી નમાઝ પૂરી કરે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૫, 'શામી']

## [૧૭૮] નમાઝના દરમિયાન કિયામ પર કુદરત થઈ જાય

કોઈએ ઉઝ્રના કારણે બેસીને નમાઝ શરૂ કરી. જોગાનુજોગ ઊભા થવા પર કુદરત થઈ ગઈ. દાખલા તરીકે : નસ ખેંચાવવાના કારણે બેસીને નમાઝ પઢી રહ્યો હતો કે નસ ખેંચાવવાનું બંધ થઈ ગયું અને ઊભા થઈને નમાઝ પઢવા પર કુદરત થઈ ગઈ, તો હઝરત ઈમામ અબૂ હનીફહ અને હઝરત ઈમામ અબૂ યૂસુફ રહિમહુમુલ્લાહના મસલક પ્રમાણે બાકીની રકા'તો ઊભા થઈને અદા કરવી પડશે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૫]

## [૧૭૯] કિયામ, રુકૂઅ અને સજદહ કરવાથી આજિઝ પરંતુ બેસવા પર કુદરત છે

બીમાર એવી બીમારીમાં સપડાયેલો છે કે કિયામ અને રુકૂઅ તથા સજદહ નથી કરી શકતો. બલ્કે તેને અદા કરવાથી બીમારી વધી જવાનો અથવા મોડેથી સારી થવાનો કે તીવ્ર તકલીફનો ભય હોય અથવા એ જ પ્રમાણે કિયામ અને રુકૂઅ કરવાથી વુઝૂ તૂટી જતું હોય, અલબત્ત તે બેસવા પર શકિત ધરાવે છે કે બેસીને ઈશારાથી નમાઝ પઢી શકે છે, તો એવા માણસ માટે લાઝિમ છે કે બેસીને ઈશારાથી નમાઝ અદા કરે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૩]

## [૧૮૦] સીધુ બેસવું અશકય હોય પરંતુ પગ ફેલાવીને બેસવું શકય હોય તો પગ ફેલાવીને બેસવું જરૂરી છે

નમાઝમાં સજદહ કરવું ફર્ઝ છે અને કોઈ પણ સ્વરૂપમાં બેસીને પણ સજદહ કરવું શકય હોય તો સજદહ કરવું જરૂરી છે. એવા સમયે સજદહના માટે ઈશારો કરી લેવું કાફી (પૂરતું) નથી. જેથી કોઈને પગ કે કમર અથવા કોઈ બીજી તકલીફના કારણે તશહ્હુદ (અત્તહિય્યાત)માં બેસવાની જેમ બેસવું શકય ન હોય અથવા બેસવું શકય તો હોય, પણ એ રીતે બેસવા પછી સજદહ કરવાની શકિત નથી રહેતી (સજદહ ન કરી શકતો હોય), અલબત્ત પગ જો સામે કે જમણી–ડાબી તરફ ફેલાવી લે તો જમીન પર સજદહ કરવું આસાન અને શકય થઈ જતું હોય, તો આ સ્થિતિમાં પગ આમ–તેમ ફેલાવીને બેસવું લાઝિમ થશે. અને સજદહ કરવું જરૂરી થશે. જો આ રીતે સજદહ કરવા પર શકિત હોવા છતાં જમીન પર સજદહ ન કર્યો, બલ્કે ઈશારાથી નમાઝ પઢી તો નમાઝ ન થશે. ['તાતાર ખાનિયહ' : ૨ / ૧૨૦,
'અલ્ બલાગ' (ઉર્દૂ માસિક), રબીઉસ્સાની, ૧૪૧૯]

## [૧૮૧] બેસીને નમાઝ પઢવાથી વુઝૂ તૂટી જતું હોય તો શું કરે ?

બીમારને એવો કોઈ ઝખમ કે બીમારી છે કે બેસવાથી લોહી કે પરૂ વહેવા લાગે છે, જયારે કે સૂઈને નમાઝ પઢવાની હાલતમાં લોહી વગેરે વહેતું નથી. તો એટલા માટે કે બેસવું નમાઝના રુકનમાંથી છે. એટલા માટે બેસવા પર કુદરતની હાલતમાં બેસીને નમાઝ અદા કરવામાં આવે, ભલે લોહી વગેરે

વહેતું કેમ ન હોય. આ હાલતમાં લોહી વહેતું હોય એ સ્થિતિમાં નમાઝ અદા કરી લીધી તો નમાઝને દોહરાવવું જરૂરી નથી. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૮]

## [૧૮૨] રુકૂઅ, સજદહ ન કરી શકતો હોય પરંતુ કિયામ કરી શકતો હોય તો શું હુકમ છે ?

જો કોઈ બીમાર કે મા'ઝૂર એવા રોગમાં સપડાયેલો છે કે રુકૂઅ, સજદહ નથી કરી શકતો, અથવા રુકૂઅ તો કરી શકે છે પણ સજદહ નથી કરી શકતો, અલબત્ત તે ઊભો થઈ શકે છે તો તેના માટે મુસ્તહબ અને અફઝલ આ છે કે બેસીને ઈશારાથી નમાઝ પઢે. તેમ છતાં જો ઊભા થઈને ઈશારાથી પઢે, તો પણ જાઈઝ છે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૪]

## [૧૮૩] ઊભા રહેવાથી વુઝૂ તૂટી જતું હોય તો બેસીને પઢે .

એક માણસને ઊભા રહેવાની શકિત છે, પણ તેને એવી બીમારી થયેલી છે કે ઊભા રહેવાથી વુઝૂ તૂટી જાય છે, દાખલા તરીકે : પેશાબ નીકળી આવે છે. અથવા ઊભા થવાથી લોહી કે પાછળથી હવા નીકળવા લાગે છે. જયારે કે બેસીને નમાઝ પઢવાથી કોઈ ઉઝ્ર લાગુ નથી થતો, તો એવા માણસ પર ફર્ઝ છે કે બેસીને નમાઝ પઢે. જયારે કે તે ઉઝ્રને કોઈ બીજી રીતે રોકવા પર કુદરત ન હોય. અલબત્ત, તકબીરે તહરીમા કહેવા જેટલો સમય ઊભા થવામાં વુઝૂ ન તૂટતું હોય તો તકબીરે તહરીમા ઊભા થઈને કહીને પછી બેસી જાય. ['તાતાર ખાનિયહ' : ૨ / ૧૩૧, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૮]

## [૧૮૪] રુકૂઅ, સજદહ કરવાથી હવા નીકળતી હોય અથવા પેશાબના ટીપાં નીકળતા હોય તો શું કરે ?

જો કોઈ માણસને રુકૂઅ, સજદહમાં પેટ પર દબાણના કારણે હવા નીકળતી હોય અથવા (પેશાબના) ટીપાં નીકળી આવતા હોય, તો એવો માણસ બેસીને નમાઝ અદા કરે. અને રુકૂઅ અને સજદહના માટે ઈશારો કરી લે.

['ફતાવા રહીમિય્યહ' : ૮ / ૨૧૪]

## [૧૮૫] બેસીને નમાઝ પઢવાનું સારું સ્વરૂપ કયું છે ?

કિયામ (ઊભા રહેવા) પર કુદરત ન હોવાની હાલતમાં બીમાર અને મા'ઝૂરે બેસીને નમાઝ પઢવા માટે કોઈ ખાસ રીતે બેસવું જરૂરી નથી, બલ્કે બીમાર માણસને જે રીતે અનુકૂળ હોય, એ જ રીતે બેસવાની ઈજાઝત છે. પણ દોઝાનૂ બેસવું (જે રીતે તશહ્હુદ–અત્તહિય્યાતમાં બેસે છે) આસાન હોય તો દોઝાનૂ બેસવું બહેતર છે. નહિતર પલાઠી વાળીને અથવા જે રીતે અનુકૂળ હોય, તે પ્રમાણે બેસે. અને શકય હોય તો તશહ્હુદ (અત્તહિય્યાત)ના સમયે દોઝાનૂ પર બેસી જાય.

['બહર' : ૨ / ૧૧૩]

## [૧૮૬] ટેક લગાવીને બેસવું શકય હોય તો બેસવું ફર્ઝ છે

બીમાર માણસ જો દીવાલ, તકિયો અથવા કોઈ અજાણ્યો માણસ (જે તેની ખિદમતના માટે તૈયાર હોય) તેના પર ટેકો અને સહારો લગાવીને બેસવા

પર શક્તિમાન છે, તો તેના માટે ફર્ઝ છે કે સહારો લગાવીને બેસીને નમાઝ પઢે. એવા માણસ માટે સૂઈને નમાઝ પઢવું મુખ્તાર કોલ પ્રમાણે જાઈઝ નથી. હાં, સહારો લગાવીને બેસવું શકય તો છે પણ બીમારી વધી જવાનો, વુઝૂ તૂટી જવાનો વગેરેનો સંભવ છે તો સૂઈને ઈશારાથી નમાઝ પઢવું જાઈઝ છે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૩]

## [૧૮૭] ટેક લગાવીને બેસવું શકય હોય તો બેસીને નમાઝ પઢવું જરૂરી છે

બીમાર માણસ પોતાની શારીરિક કમઝોરી અથવા બીમારીના કારણે આસાની સાથે બેસી નથી શકતો, અલબત્ત દીવાલ કે તકિયા વગેરેથી ટેકો લગાવીને બેસવા કે બેસાડવા પર તેને કોઈ નુકસાન કે તકલીફ નથી થતી અને ટેકો લગાવીને બેસાડનારા તેની ખિદમતના માટે તૈયાર રહેતા હોય, તો આ હાલતમાં સૂઈને નમાઝ દુરસ્ત ન થશે. ટેકો લગાવીને બેસીને નમાઝ અદા કરવી જરૂરી થશે. ['બહર' : ૨ / ૧૧૩, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૪૦૩]

## [૧૮૮] બેસીને નમાઝ પઢવામાં રુકૂઅ, સજદહની સહીહ રીત

બેસીને નમાઝ પઢવાની હાલતમાં મુસ્તહબ અને સહીહ રીત આ છે કે પીઠ એટલી ઝુકાવી દેવામાં આવે કે પેશાની ઘૂંટણની સામે થઈ જાય, અને જો આટલી માત્રામાં (ઝુકાવવી) શકય ન હોય તો જેટલી ઝુકી શકે એટલી ઝુકાવવી જોઈએ, અને સજદહ જમીન પર કરવું જરૂરી છે. પણ જો જમીન પર સજદહ ન કરી શકતો હોય તો રુકૂઅ કરતા વધારે ઝુકવું જોઈએ.

['નફ્ઉલ્ મુફતી વસ્સાઈલ' : ૫૬, 'શામી']

## [૧૮૯] બેસીને નમાઝ પઢવામાં રુકૂઅ કરતી વખતે નિતંબ ઉઠાવે કે નહીં ?

જે પરિસ્થિતિઓમાં બેસીને નમાઝ પઢવું જાઈઝ છે, તેમાં રુકૂઅ કરતી વખતે પેશાનીને ઘૂંટણની સામે કરવામાં આવે. એથી વધુ ઝુકવાની જરૂરત નથી. જેથી નિતંબ ઉઠાવવાની કોઈ જરૂરત નથી.

['ઈમ્દાદુલ્ અહકામ' : ૨ / ૩૧૫]

## [૧૯૦] બેસીને નમાઝ પઢવામાં ટિપાઈ, પાટલા કે તકિયા પર સજદહ કરી શકે છે ?

કોઈને એવી તકલીફ હોય કે બેસીને નમાઝ પઢવાની હાલતમાં જમીન પર સજદહ નથી કરી શકતો, અલબત્ત તે એટલો ઝુકી શકે છે કે જો સામે ટિપાઈ, પાટલો અથવા કોઈ બાંકડો કે સખત તકિયો મૂકી દેવામાં આવે તો તેના પર સજદહ કરવું શકય હોય તો આ બાબતમાં વિગત આ છે કે :

- જે જગ્યાએ તે માણસ બેઠો છે તેની ઊંચાઈથી સજદહ કરવાની જગ્યા (ટિપોઈ, પાટલો, તખત વગેરે)ની ઊંચાઈ વધુમાં વધુ બે ઈંટ (બાર આંગળી)ના જેટલી હોય તો તેના પર સજદહ કરવું સહીહ બલ્કે જરૂરી છે.
- જો તેનાથી વધારે ઊંચી છે તો તેના પર સજદહ કરવું સહીહ નથી. તેમ છતાં જો (સજદહ) કરી લીધો તો સજદહ થઈ જશે.
- અને જે વસ્તુ પર સજદહ કરવામાં આવે તે એવી હોય કે પેશાની તેના પર ટકી શકતી હોય, અને પેશાની દબાવવાથી દબાતી ન હોય, દાખલા તરીકે : સખ્ત તકિયો વગેરે.
- જેથી સામેના ટિપાઈ, પાટલાની ઊંચાઈ ૧૨ (બાર) આંગળીથી ઓછી છે,

ત્યારે તો સજદહ કરવું દુરુસ્ત છે, બલ્કે જમીન પર પેશાની ન મૂકી શકતો હોય અને ટિપાઈ, પાટલા વગેરે પર (પેશાની) મૂકી શકતો હોય, તો તેના પર સજદહ કરવું જરૂરી થશે.

- જો ૧૨ (બાર) આંગળીથી વધારે ઊંચું હોય તો તેના પર સજદહ કરવું મુઅતબર નથી, બલ્કે માથાના ઈશારાથી સજદહ કરે. માની લો કે જો એવી ઊંચી વસ્તુ પર સજદહ કરી લીધો તો પણ નમાઝ થઈ જશે.
- જે પ્રકારના પાટલા, ટિપાઈ પર સજદહ કરવું દુરુસ્ત છે, જો એ જ પ્રકારના ૧૨ (બાર) આંગળીના બરાબર ઊંચા તકિયા પર સજદહ કર્યો તો તેના મુઅતબર હોવાની શર્ત આ છે કે તે એટલો સખ્ત હોય કે પેશાની તેના પર ટકી શકતી હોય કે દબાવવાથી પેશાની દબાતી ન હોય. જો બિલ્કુલ નરમ હોય તો તેના પર સજદહ સહીહ ન થશે.

## [૧૯૧] કિયામ, રુકૂઅ પર કુદરત હોય પરંતુ સજદહ કરવું મુશ્કિલ હોય

એક માણસ ઊભો થઈ શકે છે. રુકૂઅ પણ આસાનીથી કરી શકે છે. પણ સજદહ નથી કરી શકતો, અથવા સજદહ કરવામાં અસહ્ય તકલીફ થતી હોય, તો એવી હાલતમાં ફર્ઝ નમાઝ બેસીને અને ઈશારાથી રુકૂઅ અને સજદહ કરીને નમાઝ અદા કરવું જાઈઝ બલ્કે બહેતર છે.

જો ઊભો થઈને કિયામ કરે અને રુકૂઅ કરે, પછી સજદહ કરતી વખતે બેસીને માથાના ઈશારાથી સજદહ કરી લે તો પણ દુરુસ્ત છે.

['શામી', 'અલ્ બલાગ' (ઉર્દૂ માસિક) રબીઉલ્ અવ્વલ, ૧૪૨૦]

## [૧૯૨] સજદહ કરવું શકય હોય પરંતુ તીવ્ર તકલીફ થતી હોય

એક બીમાર માણસ સજદહ કરી શકે છે, પણ (સજદહ કરવામાં) તીવ્ર તકલીફ થાય છે. અથવા એક સજદહ કરવા પછી બીજો સજદહ કરવો મુશ્કિલ થઈ જતો હોય, તો આ હાલતમાં માથાના ઈશારાથી સજદહ કરી લેવો કાફી (પૂરતો) થશે. ['શામી']

## [૧૯૩] પગ લંબાવીને બેસવું

જો પગ કે કોઈ બીજા અંગમાં એવી તકલીફ હોય કે મસ્નૂન તરીકાની સાથે બેસીને સજદહ કરવું શકય ન હોય, પણ સામેની તરફ કે જમણી અથવા ડાબી તરફ પગ લંબાવીને સજદહ કરી શકતો હોય, તો તેના માટે બેસીને ઈશારાથી નમાઝ પઢવું જાઈઝ નથી. કારણ કે કોઈ પણ હાલતમાં બેસીને સજદહ કરવાની જો કુદરત હોય તો સજદહ કરવું જરૂરી છે. સજદહ કરવાની કુદરત હોવા છતાં ઈશારાથી સજદહ કરવું દુરુસ્ત નથી. તેનાથી નમાઝ ન થશે.

['અલ્ બલાગ' : ૧૪૨૦ હિજરીસન, 'તહાવી' : ૩૧૮]

## [૧૯૪] બેસીને નમાઝ પઢવાની રીત

તશહ્હુદ (અત્તહિય્યાત)માં બેસવાનો જે મસ્નૂન તરીકો છે, જો એ તરીકા પ્રમાણે બેસવું શકય હોય તો તે જ પ્રમાણે બેસવું જોઈએ. પણ જો એ તરીકા પ્રમાણે બેસવું મુશ્કિલ હોય તો જે રીતે આસાની હોય, તે પ્રમાણે બેસે.

## [૧૯૫] ઊંચા તકિયા કે બાંકડા પર સજદહ કરવું

બીમાર માણસ જમીન પર સજદહ નથી કરી શકતો, તો ઈશારા વડે ઘૂંટણના બરાબર અથવા તેનાથી ઓછું જેટલું ઝુકી શકતો હોય, તેટલા

પ્રમાણમાં માથું ઝુકાવવું જરૂરી છે. હવે જો તકિયો અથવા બીજી કોઈ વસ્તુ મૂકી દેવામાં આવી, અને તેણે તે વસ્તુ પર સજદહમાં પેશાની મૂકી, તો જો તકિયો તે જ મિકદાર (પ્રમાણ)નો છે તો નમાઝ દુરુસ્ત થઈ જશે.

અને જો તકિયો વધારે પ્રમાણમાં ઊંચો હોવાના કારણે જેટલું ઝુકવું શકય હતું, તેટલું ન ઝુકી શકયો, તો તકિયો ફર્ઝની માત્રા જેટલો ઝુકવામાં રુકાવટ બન્યો, એટલા માટે નમાઝ દુરુસ્ત ન થશે.

['ફતાવા રહીમિય્યહ' (ઉર્દૂ) : ૪ / ૨૯૯]

## [૧૯૬] તકિયો ઉપર ઊંચકીને સજદહ કરવું

સજદહ કરવા પર કુદરત ન હોવાના કારણે જો કોઈ બિલ્કુલ ન ઝુકે અને માત્ર તકિયા વગેરે ઊંચકીને પેશાની લગાવી દે, તો તેનાથી સજદહ સહીહ ન થશે. હાં, જો શકિત અનુસાર ઝુકયો તો સજદહ અદા થઈ જશે.

['ફતાવા અબ્દુલ્ હય' : ૨૧૮]

## [૧૯૭] માથાના ઈશારાથી નમાઝ કયારે પઢી શકે ?

બીમાર એવી ખતરનાક બીમારીમાં સપડાયેલો છે કે જો ઊભો થઈને કે બેસીને રુકૂઅ–સજદહ કરીને નમાઝ અદા કરે છે તો :

O બીમારી વધી જશે.

O અથવા મોડેથી સારી થશે.

O અથવા બીજી કોઈ બીમારી લાગુ થઈ જશે.

O અથવા પડી જશે.

મતલબ કે કોઈ ન કોઈ નુકસાન અને ઈજા થવાનું પ્રબળ અનુમાન છે.

અલબત્ત, સૂતા સૂતા માથાના ઈશારા વડે નમાઝ અદા કરવું શકય છે

અને કોઈ નુકસાનનો ભય નથી, તો માથાના ઈશારા વડે નમાઝ અદા કરી લેવું કાફી (પૂરતું) છે.

## [૧૯૮] આંખના ઓપરેશન પછી નમાઝ કેવી રીતે પઢે ?

[૧] મોતિયો અથવા બીજી કોઈ બીમારીના કારણે આંખના ઓપરેશન પછી ડોકટરની આ આગ્રહપૂર્વક સલાહ હોય છે કે વધારે હલન–ચલન ન હોય, ખાસ કરીને ઝુકવું, સજદહમાં જવું વગેરે તેને ઘણું નુકસાનકર્તા બતાવે છે. જો ખરેખર રુકૂઅ અને સજદહ કરવાથી આંખને નુકસાન પહોંચશે અથવા જોઈએ એટલો ફાયદો ન થશે, તો એવી પરિસ્થિતિમાં જયાં સુધી નુકસાનનો ભય હોય, બેસીને નમાઝ અદા કરી શકે છે. રુકૂઅ અને સજદહ માથાના ઈશારાથી કરવામાં આવે. અલબત્ત, સજદહનો ઈશારો રુકૂઅ કરતાં વધારે ઝુકીને થવો જોઈએ.

[૨] અને જો એક–બે દિવસ અથવા અમુક કલાક સુધી બિસ્તરમાંથી ઉઠવું પણ નુકસાનકર્તા હોય, તો સૂતા સૂતા માથાના ઈશારાથી નમાઝ અદા કરી લે. પાછળથી નમાઝને દોહરાવવાની જરૂરત નથી.

['ફતાવા રહીમિય્યહ' : ૭ / ૨૨૧]

**નોંધ :–**

એવો માણસ વુઝૂ કેવી રીતે કરશે, તેની સ્પષ્ટતા મસહના બયાનમાં જુઓ. [પ્રકરણ : ૬, ક્રમાંક : ૫૭ થી ૭૪]

## [૧૯૯] ઓપરેશન પછી માથાથી ઈશારો કરવું પણ મુશ્કિલ હોય

જો કોઈ માણસ માથાના ઈશારાથી પણ નમાઝ નથી પઢી શકતો,

અથવા ઈશારો તો કરી શકે છે પણ ડોકટરે સખ્તીથી મનાઈ કરેલી છે. તો એવી હાલતમાં નમાઝ કઝા કરી દે. (નમાઝ) કઝા કરવાનો ગુનોહ ન થશે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૨ / ૨૨૪]

## [૨૦૦] ઓપરેશન પછી કરવટ (પડખું) બદલવું શકય ન હોય

શરીરના કોઈ પણ ભાગમાં ઓપરેશન થયું અને તેમાં ઉઠવું–બેસવું બલ્કે કરવટ બદલવું પણ નુકસાનકર્તા હોય તો સૂતાં સૂતાં જે રીતે શકય હોય નમાઝ પઢી લેવું કાફી (પૂરતું) છે. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૪૧૭]



## [૨૦૧] આંખના ઈશારાથી નમાઝ પઢવું

આંખના ઈશારાથી નમાઝ દુરુસ્ત નથી. જેથી જો મા'ઝૂર માણસ માથાના ઈશારાથી નમાઝ નથી પઢી શકતો, તો તેના માટે નમાઝ માફ છે. આંખથી ઈશારા કરવાની જરૂરત નથી, બલ્કે નમાઝ ન થશે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૫ / ૪૦૨]

## [૨૦૨] જમીન કે ખુરસી પર બેસીને નમાઝ પઢનારાઓના સજદહના મસઅલાઓ

જમીન પર બેસીને નમાઝ પઢનારાઓના સજદહના ત્રણ પ્રકારો હોઈ શકે છે :

[૧] જમીન પર બેસીને નમાઝ પઢનારા માટે જમીન પર સજદહ કરવું અને જમીન પર પેશાનીનું મૂકવું શકય છે તો જમીન પર સજદહ કરવું લાઝિમ અને જરૂરી છે. જમીન પર સજદહ કરવા વગર સજદહના માટે ઈશારો

કાફી (પૂરતો) ન થશે.

[૨] જમીન પર બેસીને નમાઝ પઢનારાઓ માટે જમીન પર સજદહ કરવું શકય નથી, અથવા શકય તો છે પણ ડોકટરે પેશાની જમીન પર મૂકવાને અને સજદહ કરવાને સખ્ત નુકસાનકર્તા બતલાવ્યું હોય તો પછી તેના બે પ્રકાર થશે :

[અ] જો જમીનની સપાટીથી બે ઈંટ = ૧૨ (બાર) આંગળીની ઊંચાઈ સુધી ઝુકી શકતો હોય અને ટિપાઈ વગેરે મૂકીને સજદહ કરવું શકય હોય, નુકસાનકર્તા ન હોય, તો એવી ટિપાઈ કે નાના સ્ટૂલ કે બીજી કોઈ સખ્ત વસ્તુ મૂકવું જેની ઊંચાઈ જમીનની સપાટીથી અથવા ખુરસી પર બેઠો છે તો બેસવાની જગ્યાથી ૧૨ (બાર) આંગળી અથવા તેનાથી ઓછી હોવી જરૂરી થશે. અને તેના પર સજદહ કરવું લાઝિમ થશે. માત્ર માથાના ઈશારાથી સજદહ કરવું કાફી (પૂરતું) ન થશે.

[બ] અને જો જમીનની સપાટી અથવા ખુરસી પર બેસવાની સપાટીથી ૧૨ (બાર) આંગળીની ઊંચાઈ સુધી ઝુકવું શકય ન હોય, બલ્કે નુકસાનકર્તા હોય, અલબત્ત તેનાથી વધારે ઊંચી ટિપાઈ વગેરે પર પેશાની મૂકવી અને સજદહ કરવું શકય હોય તો એવા માણસના માટે સામે ૧૨ (બાર) આંગળીથી વધુ ઊંચું ટેબલ વગેરે મૂકવું જરૂરી નથી, બલ્કે માથાના ઈશારાથી જયાં સુધી ઝુકી શકતો હોય, ત્યાં સુધી ઝુકીને સજદહનો ઈશારો કરી લેવું કાફી (પૂરતું) થશે.

[૩] બે ઈંટ = ૧૨ (બાર) આંગળી જેટલા અથવા તેનાથી ઓછી ઊંચાઈવાળી ટિપાઈ વગેરે પર સજદહ કરવું શકય ન હોય તો માથાના ઈશારાથી રુકૂઅ–સજદહ કરવું લાઝિમ થશે, અલબત્ત રુકૂઅના ઈશારા કરતાં સજદહનો ઈશારો વધારે નીચો થવો જોઈએ.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૨૬૬, 'શામી' : ૬ / ૯૮]

# 15 ખુરસી પર નમાઝ પઢવાનું બયાન

## [૨૦૩] ખુરસી પર બેસીને નમાઝ પઢવાના પ્રકારો

[૧] જે માણસમાં કિયામ, રુકૂઅ, સજદહ કરવાની શક્તિ હોય, અર્થાત્ એ રીતે નમાઝ પઢવાથી બીમારી વધી જવાનો, બીમારી મોડેથી સારી થવાનો અથવા પડી જવાનો, ચક્કર આવવાનો કે તીવ્ર દુ:ખાવાનો ભય ન હોય, તો આ હાલતમાં ઊભા થઈને કાયદેસર રુકૂઅ અને સજદહ કરીને નમાઝ અદા કરવું ફર્ઝ છે. ખુરસી પર બેસીને નમાઝ ન થશે.

[૨] જો કિયામ કરવા પર કુદરત ન હોય, પણ રુકૂઅ અને સજદહ કરવાની સંપૂર્ણ શક્તિ હોય, તો તેના માટે જમીન પર બેસીને કાયદેસર ઝુકીને રુકૂઅ અને સજદહ કરવું જરૂરી છે. તેના માટે બેસીને માત્ર ઈશારા અથવા સાધારણ માત્રામાં રુકૂઅ અને સજદહના માટે ઝુકવું કાફી (પૂરતું) ન થશે.

[૩] એ જ પ્રમાણે એવો માણસ ખુરસી પર બેસીને પણ નમાઝ અદા કરી શકે છે, પણ એટલા માટે કે રુકૂઅ અને જમીન પર સજદહ કરવાની શક્તિ હતી. એટલા માટે કાયદેસર રુકૂઅ અને સજદહ કરવું પડશે. એના વગર માત્ર ઈશારાથી રુકૂઅ અને સજદહ કરવું કાફી (પૂરતું) ન થશે. ખુરસી પર બેસવાની હાલતમાં સજદહ કરવાની રીત આ હશે કે સામે કોઈ ટેબલ–સ્ટૂલ મૂકી દે. અને તેના પર સજદહ કરે. અલબત્ત, તેમાં શર્ત આ છે કે ટેબલ, સ્ટૂલ ઊંચાઈમાં ખુરસીના બરાબર અથવા વધુમાં વધુ એક કે બે ઈંટ = ૧૨ (બાર) આંગળી ઊંચા હોય, કારણ કે એથી વધારે ઊંચી જગ્યા પર સજદહ કરવું દુરુસ્ત નથી.

[૪] અને જો ઊભા થવાની શકિત નથી, અને રુકૂઅ અને સજદહ કરવાની શકિત પણ નથી, તો એવો માણસ ખુરસી પર બેસીને ઈશારાથી રુકૂઅ અને સજદહ કરીને નમાઝ અદા કરી શકે છે. આવી પરિસ્થિતિમાં ટેબલ વગેરે મૂકવાની કોઈ જરૂરત નથી. અલબત્ત, રુકૂઅ કરતાં સજદહનો ઈશારો થોડો વધારે નીચો થવો જોઈએ. જેથી બન્નેમાં તફાવત થઈ શકે.

[૫] જો કોઈ માણસને રુકૂઅ અને સજદહ કરવાની શકિત નથી, પણ ઊભા થવાની શકિત છે, તો એવો માણસ પણ ખુરસી પર બેસીને નમાઝ ઈશારાથી પઢી શકે છે. આ પરિસ્થિતિમાં તેની સામે ટેબલ વગેરે મૂકવું જરૂરી નથી.

[૬] જે પરિસ્થિતિઓમાં બેસીને નમાઝ પઢવું દુરુસ્ત છે, જો તકબીરે તહરીમા કહેવા બરાબર અથવા આખી કિરા'ત કરવા બરાબર અથવા અમુક આયત પણ પઢવા જેટલો સમય ઊભા રહેવાની શકિત હોય, એટલો સમય ઊભા રહેવું નુકસાનકારક ન હોય, તો એટલો સમય કિયામ (ઊભા રહેવું) જરૂરી છે. બેસીને તકબીરે તહરીમા કહેવું દુરુસ્ત ન થશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ કરાંચી'
માસિક : 'અલ્ બલાગ', રબીઉલ્ આખર, ૧૪૧૯ હિજરીસન)

## [૨૦૪] ટેબલ મૂકવું ક્યારે જરૂરી છે ?

જો કોઈ માણસ માત્ર કિયામ (ઊભા રહેવા) પર શકિત ધરાવતો નથી. અલબત્ત, તે જમીન પર રુકૂઅ અને સજદહ કરી શકતો હોય, તો તેના માટે ખુરસી પર અથવા જમીન પર બેસીને નમાઝ પઢવું જાઈઝ છે. પણ તેણે કાયદેસર રુકૂઅ અને સજદહ કરવું જરૂરી છે. માત્ર ઈશારાથી રુકૂઅ, સજદહ કરવું જાઈઝ નથી. તેનાથી નમાઝ ન થશે. જેથી ખુરસી કે સ્ટૂલ પર બેસીને નમાઝ પઢવાની હાલતમાં સામે ટેબલ વગેરે મૂકીને તેના પર સજદહ કરવું ફર્ઝ છે. અલબત્ત, તેમાં આ જરૂરી છે કે તે ટેબલ ઊંચાઈમાં ખુરસી કે સ્ટૂલ જેટલું

હોય. જો ખુરસીથી ઊંચું હોય તો એક કે બે ઈંટ = ૧૨ આંગળીથી વધારે ઊંચું ન હોય, કારણ કે તેનાથી વધુ ઊંચાઈવાળી ટેબલ પર શકિત ધરાવનારના માટે સજદહ કરવું દુરુસ્ત નથી.

['અલ્ બલાગ', રબીઉલ્ આખર, ૧૪૧૯ હિજરીસન]

## [૨૦૫] ટેબલ મૂકવું ક્યારે જરૂરી નથી ?

જે માણસ જમીન કે ખુરસી પર બેસીને નમાઝ પઢવા પર શકિત ધરાવતો હોય, પણ સજદહ જમીન પર કે વધારેમાં વધારે ૧૨ (બાર) આંગળી ઊંચી ટિપાઈ પર કરવા પર શકિત ધરાવતો ન હોય તો તે માણસ ખુરસી પર કે જમીન પર બેસીને માથાના ઈશારા વડે રુકૂઅ અને સજદહ કરીને નમાઝ અદા કરી શકે છે. આ પરિસ્થિતિમાં તેની સામે ટેબલ વગેરે મૂકવું જરૂરી નથી.

[માસિક 'અલ્ બલાગ' રબીઉલ્ આખર, ૧૪૧૯ હિજરીસન]

<u>નોંધ</u> :–

વર્તમાન યુગમાં સાધારણ બીમારી અને તકલીફના કારણે ખુરસી પર બેસીને ઈશારાથી નમાઝ પઢવાનો રિવાજ ચાલુ થઈ ગયો છે. જયારે કે ચાલવું, ફરવું, દોસ્ત બિરાદરોમાં ઉઠવું–બેસવું બંધ નથી થતું અને એ કામ મુશ્કિલ પણ લાગતું નથી. પણ બધી મા'ઝૂરી તે જ સમયે જાહેર થાય છે જયારે કે નમાઝનો સમય આવી જાય છે. નફ્સના હીલા–બહાનાને અલ્લાહ તઆલા વધુ જાણે છે.

અને તેમાં સૌથી મોટી આળસાઈ આ થવા લાગી કે મા'ઝૂરીના કારણે જયારે બેસીને નમાઝ પઢવા લાગ્યો તો કિયામ (ઊભા થવા)ની એટલી માત્રા જેમાં આસાનીથી ઊભો રહી શકે છે, દાખલા તરીકે : તકબીરે તહરીમા કહે એટલો સમય અથવા તિલાવત કરી શકે એટલો સમય. તે છતાં પણ શરૂઆતથી જ બેસીને નમાઝ પઢવામાં આવે છે. જયારે કે આ રીતે નમાઝ સહીહ નથી થતી.

## [૨૦૬] મસ્જિદમાં જો ટેબલ મૂકવું શકય ન હોય

જો કોઈ માણસ કિયામ (ઊભા રહેવા) પર શકિત ન હોવાના કારણે ખુરસી પર બેસીને નમાઝ પઢે છે અને ઘરમાં સામે ટેબલ મૂકીને તેના પર સજદહ કરી શકે છે, જયારે કે મસ્જિદમાં જમાઅતની સાથે નમાઝ અદા કરવામાં ટેબલ મૂકવું શકય નથી. અને જમીન પર સજદહ પણ નથી કરી શકતો. તો એવા માણસ માટે વાજિબ છે કે મસ્જિદની જમાઅત છોડી દે. અને શકય હોય તો ઘરમાં જમાઅતની સાથે નમાઝ પઢે. નહિતર એકલો પઢે. કારણ કે જમીન પર સજદહ કરવાની શકિત હોવાના કારણે જમીન પર અથવા વધુમાં વધુ ૧૨ (બાર) આંગળી ઊંચી ટેબલ પર સજદહ કરવું ફર્ઝ છે, જયારે કે જમાઅતની સાથે નમાઝ પઢવું સુન્નતે મુઅક્કદહ છે. અને સુન્નતના લીધે ફર્ઝને છોડવામાં નથી આવતું. જેથી ફર્ઝને છોડવાથી મુફ્તા બિહી કૌલ પ્રમાણે નમાઝ ન થશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ કરાંચી', 'શામી',
અલ્ બલાગ : રબીઉલ્ આખર, ૧૪૧૯ હિજરીસન]



## [૨૦૭] સજદહ માટે જો ટિપાય ન હોય

- જો કોઈ શખ્સ જમીન પર તો સજદહ નથી કરી શકતો, પરંતુ એટલો ઝુકી શકે છે કે જમીનથી ૯ (નવ) ઈંચની ઊંચાઈ પર પેશાની મૂકી શકે છે તો એવા શખ્સ પર લાઝિમ છે કે સજદહની જગાએ એવી કોઈ ચીઝ રાખે જે ઊંચાઈમાં વધારેમાં વધારે ૯ (નવ) ઈંચ હોય, અને તેના પર સજદહ કરે. જો એવી ચીઝ મોજૂદ હોય, તેના પર સજદહ કરવો શકય હોય, અને છતાં સુસ્તી (આળસ) અથવા ગફલતના કારણે ઈશારાથી સજદહ કરશે તો નમાઝ ન થશે.

○ પરંતુ જો તે શખ્સ એવી જગાએ છે, દાખલા તરીકે : સફર (પ્રવાસ)માં હોય, અથવા કોઈ એવી મસ્જિદ, એવા મકાનમાં, એવી જગાએ હોય, જયાં આ પ્રકારનું સ્ટૂલ, અથવા ટિપાય ન હોય, અને નમાઝનો સમય થઈ જાય, અથવા જમાઅતનો સમય થઈ જાય તો નમાઝ કઝા ન કરે, અથવા નમાઝ છોડીને પાછળ ઊભો ન રહે, બલ્કે માથાના ઈશારાથી જ સજદહ કરી લે, કારણ કે ઈન્સાન જો પોતાના ઘરે હોય તો એ શકય છે, પરંતુ ઘર સિવાય સફરમાં અને સ્થાઈ હાલતમાં, દરેક જગાએ, આસાનીથી એવી ટિપાય અથવા સ્ટૂલ મળવી મુશ્કિલ છે, અને તે પણ ૯ (નવ) ઈંચ બરાબર હોય, વધારે ન હોય, એ તો ઓર મુશ્કિલ છે. અને આ એક એવી પરેશાની છે જેનો સહીહ અંદાઝો માત્ર એવી પરેશાનીવાળો જ નહિ, બલ્કે દરેક ચિંતન—મનન કરનારો પણ કરી શકે છે.

ખુલાસો (સારાંશ) આ છે કે : જયાં આ પ્રકારની ટિપાય, સ્ટૂલ અથવા બીજી કોઈ ચીઝ જે સખત હોય અને ૯ (નવ) ઈંચના બરાબર હોય, મળી શકે તો તેના પર સજદહ જરૂર કરે અને જો એવી ચીઝ ન મળે તો પોતાની શકિત બહારના કારણે ઈશારાથી સજદહ કરી લેવું કાફી (પૂરતું) થશે.

[વલ્લાહુ અઅલમુ બિસ્સવાબ]

## [૨૦૮] જે કુરસીની સામે સજદહ માટે પાટિયું ફિટ કરેલું હોય

કેટલીક મસ્જિદોમાં એવી કુરસી હોય છે જેમાં સામે ટેબલ જેવું પાટિયું ફિટ કરેલું (જડેલું) હોય છે અને કુરસી પર નમાઝ પઢનાર એ સામેના પાટિયા ઉપર જ સજદહ કરે છે. તો સવાલ આ છે કે એવા પાટિયા ઉપર પેશાની મૂકવી જરૂરી છે કે જરૂરી નથી ? અને દરેક કુરસી એવી જ હોવી જોઈએ ?

જે કુરસી પર પાટિયું ફિટ કરેલું (જડેલું) છે તેના બે પ્રકારો છે :

[૧] જો કુરસીની સપાટી (કુરસીની સીટ, બેઠક જેના પર બેસે છે) તેના બરાબર એ પાટિયું હોય અથવા વધારેમાં વધારે એ પાટિયું ૯ (નવ) ઈંચ ઊંચું હોય, અને તે નમાઝી તેના પર પેશાની મૂકીને સજદહ કરી શકે છે તો એવા તખ્ત (પાટિયા) પર પેશાની મૂકીને સજદહ કરવો લાઝિમ (જરૂરી) છે. અને

[૨] જો તે પાટિયું ૯ (નવ) ઈંચ કરતાં વધારે ઊંચું છે (જેવું કે જોવામાં આવ્યું છે) તો તેના પર સજદહ કરવો નિરર્થક નકામું છે. તેના ઉપર સજદહ કરનારો માથાના ઈશારાથી જ સજદહ કરનારો સમજવામાં આવશે. જો કે સજદહ થઈ જશે.

[વલ્લાહુ અઅલમુ બિસ્સવાબ]

## [૨૦૯] ટેબલ પર સજદહ કરવાની શક્તિ હોવા છતાં ટેબલ ન મૂક્યું તો શું કરે ?

પણ તેમ છતાં બેસીને મસ્જિદમાં ઈશારાથી નમાઝ પઢી લીધી, તો તે નમાઝોને ફરીથી પઢવી પડશે કે નહીં ?

તેમાં તફસીલ (વિગત) આ છે કે જો એ રીતે પઢેલી નમાઝો ઘણી વધારે હોય, જેના કારણે તેમને ફરીથી પઢવું મુશ્કિલ હોય તો એટલા માટે કે અમુક ફકીહોના મત અનુસાર કિયામ (ઊભા રહેવા) પર શક્તિ રાખનારાઓ માટે પણ મસ્જિદમાં બેસીને નમાઝ પઢવું દુરુસ્ત છે. એટલા માટે તેમના મત પ્રમાણે (નમાઝને) ફરીથી પઢવી જરૂરી નથી. પણ ભવિષ્યમાં આવું ન થાય તેની સાવચેતી દરેક હાલતમાં જરૂરી છે.

અને જો એ રીતે પઢેલી નમાઝો એટલી વધારે ન હોય કે તે નમાઝોને

ફરીથી પઢવું મુશ્કિલ હોય, તો મુફ્તા બિહી કૌલ પ્રમાણે તે નમાઝોને ફરીથી પઢવું જરૂરી છે.

['ફતાવા દારુલ્ ઉલૂમ કરાંચી', 'બહર' : ૧ / ૨૯૨,
માસિક : અલ્ બલાગ, રબીઉલ્ આખર, ૧૪૧૯ હિજરીસન]

## [૨૧૦] નમાઝના દરમિયાન રુકૂઅ, સજદહ કરવા પર કુદરત થઈ જાય

તીવ્ર બીમારીના કારણે જો કોઈ માણસ ઈશારાથી નમાઝ પઢતો હોય અને તે જ દરમિયાન ઊભા રહીને નમાઝ પઢવા પર અથવા બેસીને રુકૂઅ અને સજદહ કરવા પર કુદરત થઈ જાય તો એવા બીમારનો હુકમ આ છે કે નવેસરથી નમાઝ પઢે. પણ આ હુકમ ત્યારે છે જયારે કે ઓછામાં ઓછા એક વખત ઈશારાથી રુકૂઅ અને સજદહ કરી ચુકયો હોય. તે પછી સંપૂર્ણ રીતે રુકૂઅ અને સજદહ કરવાની કુદરત થઈ ગઈ હોય.

જેથી જો એક પણ વખત ઈશારાથી રુકૂઅ અને સજદહ ન કર્યા હોય અને તેનાથી પહેલાં એ બન્ને (રુકૂઅ, સજદહ) પર કુદરત થઈ ગઈ, તો હવે નવેસરથી નમાઝ પઢવાની જરૂરત નથી, બલ્કે નમાઝ ચાલુ રાખે અને રુકૂઅ અને સજદહ કરીને નમાઝને પૂરી કરે.

['ઈલ્મુલ્ ફિકહ' : ૨ / ૧૨૮, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૫]

## [૨૧૧] સૂઈને નમાઝ પઢવાની રીત

[૧] સૂઈને નમાઝ પઢવાની રીત આ છે કે ચત્તા સૂએ. અને પોતાના બન્ને પગ કિબ્લહ તરફ ફેલાવે, અર્થાત્ બીમાર માણસનું માથું પૂર્વ દિશા તરફ અને પગ પશ્ચિમ દિશા તરફ હોય, અલબત્ત થોડી શકિત હોય તો ઘૂંટણને

ઊભા કરી લે. અને પગ કિબ્લહ તરફ ન લંબાવે. કારણ કે જરૂરત વગર આ કામ મકરૂહે તન્ઝીહી છે. તદ ઉપરાંત માથાના નીચે તકિયો મૂકી દેવામાં આવે, જેથી બેસવા સમાન થઈ જાય. અને મોઢું કિબ્લહ તરફ થઈ જાય અને રુકૂઅ, સજદહના માટે ઈશારો પણ સારી રીતે કરી શકે.

[૨] જો ચત્તા સૂવાના બદલે જમણી અથવા ડાબી તરફ સૂઈ જાય અને મોઢું કિબ્લહ તરફ કરીને ઈશારાથી નમાઝ પઢે તો જાઈઝ છે. પણ ચત્તા સૂઈને નમાઝ પઢવું અવ્લા અને અફઝલ છે. અને ડાબી કરવટ કરતાં જમણી કરવટે સૂવું અફઝલ છે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૫]

## [૨૧૨] કિબ્લહ તરફ મોઢું કરવું શકય ન હોય

જો કોઈ બીમાર કોઈ બીમારીના કારણે કિબ્લહ તરફ મોઢું ન કરી શકતો હોય, તો તેના માટે કિબ્લહ તરફ મોઢું કરવું જરૂરી નથી, બલ્કે જે દિશા તરફ તેનું મોઢું છે તે જ તેના માટે કિબ્લહ છે. પણ જો કિબ્લહ તરફ મોઢું કરી આપનાર હાજર હોય અને તેને કિબ્લહ તરફ મોઢું કરી આપવા જણાવ્યા વગર નમાઝ પઢી લીધી તો નમાઝ સહીહ ન થશે. અને જો (બીમાર માણસે) કહ્યું, પણ તેણે તેના કહેવા મુજબ ન કર્યું, તો નમાઝ દુરુસ્ત થઈ જશે.

['ઈમ્દાદુલ્ અહકામ' : ૨ / ૩૧૩, 'ફતાવા આલમગીરી']

# 16 નમાઝ કઝા પઢવાનું બયાન

## [૨૧૩] બીમારના માટે નમાઝ છોડવું કયારે જાઈઝ છે ?

નમાઝ ઈમાન અને કુફ્રના વચ્ચે તફાવત કરનારી ઈબાદત છે. અને અલ્લાહ તઆલાના રૂબરૂ નમ્રતા અને વિનમ્રતાનું મઝહરે અતમ્મ (પૂર્ણ પ્રદર્શન) છે. એટલા જ માટે શરીઅતે કોઈ મૌકા પર તેને છોડવાને પસંદ કર્યું નથી. અને તેને છોડવાની ઈજાઝત આપી નથી.

આ જ કારણ છે કે જો કોઈ બીમાર માણસ નમાઝના અરકાન અદા કરવા પર સંપૂર્ણ રીતે શકિતમાન ન હોય તો પણ તે મુકલ્લફ છે કે પોતાની તાકત અને શકિત પ્રમાણે નમાઝ પઢે. પોતે અથવા કોઈ સહારા મારફતે ઊભો ન થઈ શકતો હોય તો બેસીને નમાઝ પઢે. અને જો બેસવાની શકિત પણ ન હોય તો સૂઈને માથાના ઈશારા વડે નમાઝ પઢે.

અલબત્ત, જો માથાના ઈશારા વડે પણ નમાઝ પઢવાની શકિત ન હોય તો આ તીવ્ર મા'ઝૂરીના સમયે તેનાથી એ સમયે નમાઝ પઢવાનો હુકમ માફ થઈ જાય છે.

આંખ કે આંખની પાંપણ અથવા દિલના ઈશારાથી નમાઝ નથી થતી. જેથી જો કોઈ માથાના ઈશારા વડે નમાઝ પઢવા પર શકિત ધરાવતો ન હ ય તો આંખ કે આંખની પાંપણ કે દિલના ઈશારાઓથી નમાઝ ન પઢે.

હાં, પાછળથી એ નમાઝોની કઝા કરવી પડશે. પણ જો આ જ પરિસ્થિતિ (અર્થાત્ માથાના ઈશારાથી નમાઝ પઢવું મુશ્કિલ) પાંચ નમાઝોથી

વધારે સમય સુધી સતત રહે, તો એવા મા'ઝૂર માણસ પર તે નમાઝોની કઝા પણ નથી. જેવું કે કઝાના બયાનમાં આવી રહ્યું છે. ['દુર્રે મુખ્તાર' : ૧ / ૫૬૪]

## [૨૧૪] કપડાં અથવા શરીરની નાપાકીનું બહાનું

અમુક બીમાર તંદુરસ્તીના ઝમાનામાં નમાઝના પાબંદ હોય છે. પણ બીમારીમાં નમાઝનો ખ્યાલ નથી રાખતા. નમાઝ ન પઢવાનું સામાન્ય કારણ આ હોય છે કે વુઝૂ, ગુસલ નથી કરી શકતા. અને તયમ્મુમ કરવાને દિલ ગવારા નથી કરતું. અથવા આ શંકા રહે છે કે કદાચ કપડાં કે શરીર ગંદુ હોય. એટલા માટે નમાઝ કઝા કરી દે છે. આ સખ્ત જહાલત અને નાદાનીની વાત છે. એવા સમયે શરીઅતના જાણકારોથી મસઅલો પૂછીને અમલ કરવો જોઈએ. અને શરીઅતે જે સહૂલત આપી છે તેના પર અમલ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. બીમાર માણસનું શરીર કે કપડાં નાપાક હોય તો તેણે કેવી રીતે નમાઝ પઢવી જોઈએ, તેના માટે તહારત (પાકી)ના પ્રકરણમાં મસઅલાઓ ધ્યાનપૂર્વક વાંચો. [જુઓ પ્રકરણ : ૪, ક્રમાંક : ૨૦ થી ૩૪]

['અગ્લાતુલ્ અવામ' : ૧૯૮]

## [૨૧૫] ડોકટરે મનાઈ કર્યાનું બહાનું

અમુક બીમારોને ડોકટર વધારે ચાલવા–ફરવાથી અને હલનચલન કરવાની મનાઈ કરી દે છે. તબીઅતની સુરક્ષા માટે તેના માર્ગદર્શન પર ચાલવું ખરેખર જરૂરી છે. પણ આ કારણે નમાઝ છોડવું કેવી રીતે દુરુસ્ત થશે ? જો ખરેખર બેસીને અથવા ઈશારાથી પણ નમાઝ નથી પઢી શકતો તો માથાના ઈશારાથી નમાઝ પઢવું તો શકય હોય છે પણ ડોકટરનું બહાનું બનાવીને નમાઝ કઝા કરી દે છે. બીમારી તો મોતનો સંદેશો છે. તેમાં તો ઈન્સાને સૌથી

ઓર વધારે હોશિયાર અને આખિરતની ચિંતા કરવી જોઈએ. અને તે તરફ વધારે ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. ['અગ્લાતુલ્ અવામ' : ૧૯૮]

## [૨૧૬] રાહતના ખ્યાલથી ઘરવાળાઓનું ન જગાવવું અથવા મનાઈ કરી દેવું

અમુક બીમાર માણસ નમાઝના પાબંદ હોય છે, પણ બીમારી વધી જવાથી અથવા નમાઝના સમયે ઊંઘ આવી જવાથી અથવા ઘણી વધારે નબળાઈ, અશકિત અને કમઝોરીના કારણે ગફલત જેવી થઈ જાય છે. અને નમાઝના સમય વગેરેની પૂરી જાણકારી નથી રહેતી. અહીં સુધી કે નમાઝ કઝા થઈ જાય છે. જો કે નમાઝ માટે કહેવામાં આવતે તો તે કદી આળસાઈ ન કરતે. પણ તીમારદાર (સારવાર કરનાર) અને ઘરના લોકો બીમારની રાહતનો ખ્યાલ કરીને (નમાઝ માટે) નથી બતાવતા. બલ્કે ઉપરથી નમાઝ પઢવાની ના કહે છે. અથવા તેની (બીમારની) મદદ નથી કરતા કે દાખલા તરીકે : વુઝૂ, તયમ્મુમ, કપડાં બદલવા, કિબ્લહ તરફ મોઢું કરવું વગેરે કંઈ નથી કરતા. જેનાથી તેઓ પોતે પણ ગુનેહગાર થઈ જાય છે. એવું કરવું બીમાર માણસની સાથે પણ અને પોતાની સાથે પણ ખૈરખ્વાહી (ભલાઈ) નથી. ['અગ્લાતુલ્ અવામ' : ૧૯૮]

## [૨૧૭] સાહિબે તરતીબ કોને કહે છે ?

સાહિબે તરતીબ એવા ઈન્સાનને કહીશું જેના ઝિમ્મે બાલિગ થવા પછીથી કોઈ નમાઝ બાકી ન હોય અથવા જો કઝા નમાઝ બાકી હોય તો પાંચ નમાઝોથી વધારે ન હોય, બલ્કે પાંચથી ઓછી હોય. ચાહે તે પાંચ અથવા તેનાથી ઓછી નમાઝો હમણાં હમણાં છૂટેલી હોય અથવા ઘણા પહેલાંની હોય. સતત છૂટેલી હોય અથવા અલગ અલગ છૂટેલી હોય. એવા માણસને સાહિબે તરતીબ કહે છે.

અને જો પાંચથી વધુ નમાઝો તેના ઝિમ્મે બાકી હોય તો હવે તે સાહિબે તરતીબ ન રહ્યો. તેના માટે કઝા નમાઝોના પઢવામાં અને વકતિય્યહ (જે તે સમયની) નમાઝોને અદા કરવામાં તરતીબ જરૂરી નથી. પણ જે સાહિબે તરતીબ છે તેના માટે જરૂરી છે કે પહેલા છૂટેલી નમાઝો અદા કરે. તે પછી વકતી (જે તે સમયની) નમાઝ પઢે. ['અહસનુલ્ ફતાવા' : ૪ / ૨૨]

## [૨૧૮] તરતીબ વગર નમાઝ પઢવું કયારે જાઈઝ છે ?

જે માણસના ઝિમ્મે પાંચ અથવા તેનાથી ઓછી (કઝા) નમાઝ બાકી હોય. તેના માટે લાઝિમ છે કે પહેલાં તે છૂટેલી નમાઝને અદા કરે. તે પછી વકતિય્યહ (જે તે સમયની) નમાઝને અદા કરે. પણ ૪ (ચાર) પ્રકારો એવા છે કે તરતીબનો હુકમ રદ થઈ જાય છે.

[૧] <u>સમય ઓછો હોવો</u> :

કોઈની નમાઝો છૂટેલી છે, અને વક્તી (જે તે સમયની) નમાઝનો સમય એટલો તંગ (ઓછો) છે કે જો કઝા નમાઝ પહેલાં પઢે છે તો વક્તી (જે તે સમયની) નમાઝનો સમય પૂરો થઈ જવાનો ભય છે. તો આ પરિસ્થિતિમાં કઝા નમાઝ અને વક્તી (જે તે સમયની) નમાઝના દરમિયાન તરતીબનો હુકમ ખતમ થઈ જાય છે. અલબત્ત, કઝા નમાઝોના દરમિયાન તરતીબનો હુકમ બાકી રહેશે. કારણ કે તેના માટે કોઈ ખાસ સમય નથી.

જો કઝા નમાઝો વધારે હોય અને સમયમાં એટલી ગુંજાઈશ ન હોય કે વક્તિય્યહ (જે તે સમયની) અને બધી કઝા નમાઝો તરતીબ સાથે અદા કરી શકે. અલબત્ત, તે વક્તિય્યહ (જે તે સમયની) ફર્ઝ નમાઝની સાથે અમુક કઝા નમાઝ પણ પઢી શકતો હોય તો જે છૂટેલી નમાઝને પહેલાં

પઢવાની ગુંજાઈશ હોય, તેમાં અને વક્તી (જે તે સમયની) નમાઝમાં તરતીબ લાઝિમ થશે. અમુક આલિમોએ આ પરિસ્થિતિમાં તરતીબને જરૂરી ઠેરવી નથી.પણ બીજા આલિમોએ આ પરિસ્થિતિમાં પણ તરતીબને લાઝિમ ઠેરવી છે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૨૧૧]

[૨] <u>નિસ્યાન અર્થાત્ ભૂલી જવું.</u>

જો કોઈ માણસ ભૂલી જાય કે અમારી કોઈ નમાઝ છૂટેલી છે કે નથી ? અને તેણે વક્તિય્યહ (જે તે સમયની) નમાઝ પઢવાનું શરૂ કરી દીધું, તો જેટલી નમાઝો પઢી, બધી દુરુસ્ત થઈ ગઈ. અલબત્ત, યાદ આવવા પછી કઝા અને વક્તિય્યહ (જે તે સમયની) નમાઝો તરતીબ સાથે અદા કરવું જરૂરી છે.

[૩] <u>તરતીબનો મસઅલો મા'લૂમ ન હોવો</u>:

અર્થાત્ કોઈ મુસલમાનને આ મસઅલો મા'લૂમ ન હતો કે ૬ (છ) નમાઝોથી ઓછી છૂટેલી નમાઝ હોય તો તરતીબ સાથે કઝા કરવું. અને વક્તિય્યહ (જે તે સમયની) નમાઝથી પહેલાં પઢવું જરૂરી છે. જેથી તેણે વક્તિય્યહ (જે તે સમયની) નમાઝ શરૂ કરી દીધી. અને મૌકા અનુસાર કઝા નમાઝ પઢતો રહ્યો. તો (આ મસઅલો) ન જાણવો પણ નિસ્યાન (ભૂલી જવા)ના હુકમમાં છે. જેથી મા'લૂમ થવા પહેલાંની બધી નમાઝો દુરુસ્ત થશે.

[૪] તરતીબ સાથે નમાઝ પઢવાનો હુકમ તે સમયે પણ રદ થઈ જાય છે જયારે કે ૬ (છ)થી વધુ નમાઝો કઝા થઈ ચુકી હોય. ['બહર' : ૨ / ૮૨]

## [૨૧૯] શું બીજી વખત સાહિબે તરતીબ બની શકે છે ?

કોઈના ઝિમ્મે ૬ (છ) અથવા વધારે નમાઝો કઝા હતી. એ કારણે

તેમનું તરતીબથી નમાઝ પઢવું તેના પર ફર્ઝ ન હતું. પણ તેણે એક–એક, બે–બે કરીને બધી કઝા નમાઝો પઢી લીધી. હવે તેના ઝિમ્મે કોઈ (કઝા) નમાઝ બાકી ન રહી, ન નવી, ન જૂની. તો હવે સર્વાનુમતે નવેસરથી સાહિબે તરતીબ થઈ જશે.

અલબત્ત, ભવિષ્યમાં જો ૬ (છ) નમાઝો અથવા વધારે નમાઝો કઝા થશે, તો તરતીબનો હુકમ રદ થઈ જશે.

હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસૈન સાહબ (રહ.) ફરમાવે છે :

જેનો ખુલાસો (સારાંશ) આ છે કે એક માણસ ઝિંદગીમાં ઘણી વખત સાહિબે તરતીબ થઈ શકે છે અને ઘણી વખત તેનાથી તરતીબ રદ થઈ શકે છે. જયારે ૬ (છ) અથવા વધુ કઝા નમાઝો તેના ઝિમ્મે ભેગી થઈ ગઈ તો તરતીબ ખતમ થઈ ગઈ. અને જયારે બધી નમાઝો પઢી ચુકયો, કોઈ નમાઝ બાકી ન રહી તો સાહિબે તરતીબ થઈ ગયો.

['ઉમ્દતુલ્ ફિકહ': ૩/ ૩૫૫,'શામી' : ૧ / ૫૨૯]

## [૨૨૦] ઘણી નમાઝો બાકી હોય તો કઝા કરવામાં નિય્યત કેવી રીતે કરે ?

જો કોઈની ઘણી નમાઝો કઝા હોય, તો કઝા પઢતી વખતે દરેક નમાઝને નકકી કરી લેવું જોઈએ કે ફલાણા દિવસની ફલાણા સમયની નમાઝ કઝા કરું છું. અલબત્ત, જો નકકી કરવું મુશ્કિલ હોય તો પછી આ રીતે નિય્યત કરવું જોઈએ, દાખલા તરીકે : જે ફજરની નમાઝ સૌથી પહેલાં કઝા થઈ છે અને હમણાં સુધી પઢી નથી, તેની કઝા પઢું છું. એ રીતે દરેક છૂટેલી નમાઝ અદા થવા પછી તેના પછીની કઝા નમાઝ કઝા થવાના એ'તિબારથી પહેલી થતી જશે.

અથવા આ રીતે નિય્યત કરે કે જે ફજરની નમાઝ સૌથી છેલ્લે કઝા થયેલી છે અને હમણાં સુધી નથી પઢી. તેની કઝા પઢું છું. એ રીતે દરેક વખતે એક નમાઝ અદા થઈને તેના પછીની છૂટેલી નમાઝ છેવટની થતી જશે.

['ઉમ્દતુલ્ ફિક્હ' : ૨ / ૩૪૬, 'શામી' : ૩ / ૫૩૮,
'આપકે મસાઈલ ઓર ઉનકા હલ' : ૨ / ૩૪૮]

## [૨૨૧] કઝા નમાઝો તરતીબથી અદા કરવી ક્યારે જરૂરી છે ?

જો કોઈ પણ માણસ દાખલા તરીકે : બીમાર માણસની અમુક નમાઝો છૂટી ગઈ હોય તો તેના બે પ્રકારો હશે :

[૧] ૫ (પાંચ) નમાઝ અથવા તેનાથી ઓછી છૂટી હોય તો તે નમાઝોની કઝા કરવા માટે શર્ત આ છે કે તરતીબ (ક્રમ) સાથે કઝા કરવામાં આવે. તે પછી જ વક્તિય્યહ (જે તે સમયની) નમાઝ પઢવું સહીહ થશે. દાખલા તરીકે : કોઈ માણસની આખા એક દિવસની અર્થાત્ ફજરથી લઈને ઈશા સુધીની નમાઝ કઝા થઈ ગઈ તો તેણે પહેલાં ફજર પછી ઝોહર પછી અસર પછી મગરિબ પછી ઈશાની નમાઝ પઢવી જોઈએ.

પણ જો ફજરની નમાઝના બદલે પહેલાં ઝોહર અથવા અસરની નમાઝ પઢી, અથવા બીજી કોઈ તરતીબ (ક્રમ) બદલી નાંખી, તો આ બધી નમાઝો દુરુસ્ત ન થશે. ફરીથી તરતીબ (ક્રમ)થી પઢવી પડશે. આ હુકમ માત્ર બીમાર માણસનો નથી, બલ્કે દરેક તે માણસનો છે જેની નમાઝ કઝા થઈ ગઈ હોય.

[૨] બીમાર અથવા કોઈ પણ માણસની નમાઝના કઝા થવાનો બીજો પ્રકાર આ છે કે ૫ (પાંચ) નમાઝથી વધુ છૂટી ગઈ હોય, ભલે છૂટેલી નમાઝ બધી નવી હોય અથવા પુરાની હોય. અથવા પુરાની અને નવી મળીને ૬

(છ)થી વધુ થઈ જતી હોય. તો એવા માણસ માટે કઝા અને વક્તી (જે તે સમયની) નમાઝોના પઢવામાં તરતીબ લાઝિમ નથી રહેતી. અને એ જ પ્રમાણે કઝા નમાઝોના પઢવામાં પણ તેમના દરમિયાન તરતીબ જરૂરી નથી. જેથી જો કોઈની ૬ (છ) નમાઝો છૂટી ગઈ હોય અને તે માણસ વક્તી (જે તે સમયની) નમાઝ પઢવા ચાહે, તો તે છૂટેલી ૬ (છ) નમાઝો પઢવા વગર વક્તી નમાઝ પઢી શકે છે. એ જ પ્રમાણે કઝા થયેલી નમાઝોમાંથી દાખલા તરીકે : અસરની નમાઝ પહેલાં કઝા કરી લે અને ઝોહરની નમાઝ તે પછી કઝા કરે, તો પણ કોઈ વાંધો નથી.

['શામી' : ૧ / ૫૨૩, ૫૨૬]

## [૨૨૨] કેટલી નમાઝો છૂટી છે તે યાદ ન હોય

જો કોઈ માણસની નમાઝો એકી સાથે અથવા અલગ અલગ સમયમાં છૂટી ગઈ. હવે તેને યાદ નથી કે કેટલી નમાઝો કઝા થઈ ગઈ છે. એવા માણસ માટે જરૂરી છે કે ઘણું ચિંતન–મનન અને વિચારવા પછી નક્કી કરે કે તેની કુલ કેટલી અને કઈ કઈ નમાઝો છૂટેલી હશે. વિચારવા પછી જેટલા દિવસની, જેટલા મહિનાની, જેટલા વર્ષની નમાઝોના છૂટવાનું પ્રબળ અનુમાન હોય, એટલી નમાઝોની કઝા લાઝિમ થશે. કઝા કરવાની નિય્યત એ જ પ્રમાણે કરે જે ઉપર દર્શાવેલ છે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૪ / ૩૩૨]

## [૨૨૩] બીમારે કઝા નમાઝના બદલે વક્તિયહ (તત્કાલીન) નમાઝ પઢી લીધી

જેના ઝિમ્મે ૫ (પાંચ)થી વધુ નમાઝ બાકી ન હોય, તે સાહિબે તરતીબ કહેવાય છે. તેણે વક્તી (જે તે સમયની) નમાઝથી પહેલાં કઝા નમાઝ અદા કરી લેવું જરૂરી છે. જો કોઈએ વક્તિય્યહ (જે તે સમયની) નમાઝ પહેલાં

પઢી લીધી અને પછી કઝા નમાઝ પઢી તો આ બાબતમાં હઝરત મુફતી મહમૂદ સાહબ (રહ.) લખે છે કે :

તરતીબ (ક્રમ) પાંચ સમયની ફર્ઝ નમાઝ અને વિત્ર વાજિબમાં લાઝિમ અને જરૂરી છે. અદા નમાઝમાં પણ અને કઝા નમાઝમાં પણ તરતીબ જરૂરી છે.

જેથી જે સાહિબે તરતીબના ઝિમ્મે એક છૂટેલી નમાઝ મોજૂદ હોય, તેણે બે કારણો (સમયની તંગી અથવા નમાઝ પઢવાનું ભૂલી જવું સિવાય) વક્તિય્યહ (જે તે સમયની) નમાઝ પઢવું દુરુસ્ત નથી. જયાં સુધી તે છૂટેલી નમાઝને પહેલાં ન પઢી લે. જો એવી હાલતમાં વક્તિય્યહ (જે તે સમયની) નમાઝ પઢશે તો વક્તિય્યહ (જે તે સમયની) નમાઝ મૌકૂફ રહેશે. જો ૬ (છ) વક્તિય્યહ (જે તે સમયની) નમાઝો પઢવા પહેલાં છૂટેલી નમાઝ પઢી છે તો તે નમાઝો નફલ થઈ જશે. ફર્ઝ નમાઝ પોતાના ઝિમ્મે બાકી રહેશે. જો ૬ (છ) નમાઝો પછી છૂટેલી નમાઝ પઢી છે તો તે બધી ફર્ઝ નમાઝો સહીહ થશે અને છૂટેલી નમાઝો પણ સહીહ થશે. તે પછી તે માણસ ફરીથી સાહિબે તરતીબ થઈ જશે. ['ફતાવા મહમૂદિય્યહ' : ૨ / ૨૧૬, 'શામી' : ૧ / ૫૨૬]

## [૨૨૪] ઈશાની નમાઝ ન પઢી હોય તો ફજરની નમાઝ દુરુસ્ત થશે કે નહી ?

જો કોઈ માણસ સાહિબે તરતીબ હોય, તેની ઈશાની નમાઝ છૂટી ગઈ, તો જયાં સુધી ઈશાની નમાઝ ફજરની નમાઝથી પહેલાં ન પઢી લે, તેની ફજરની નમાઝ સહીહ ન થશે. અલબત્ત, જો સમય એટલો ઓછો હોય કે ઈશાની નમાઝ પઢવામાં ફજરની નમાઝ કઝા થવાનો સંભવ હોય તો પહેલાં ફજરની નમાઝ પઢી લે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૪ / ૩૪૨, 'શામી']

## [૨૨૫] જુમ્અહના સમયે પહેલાં જુમ્અહની નમાઝ પઢે કે ફજરની કઝા નમાઝ પઢે ?

સાહિબે તરતીબ માણસની ફજરની નમાઝ કઝા થઈ ગઈ. હવે તે માણસ જુમ્અહની નમાઝ માટે એવા સમયે પહોંચ્યો કે (ફજરની) કઝા પઢવાની હાલતમાં કયાં તો (જુમ્અહનો) ખુત્બહ છૂટી જાય છે અથવા આખી જુમ્અહની નમાઝ જ છૂટી જાય છે. તો એટલા માટે કે તેના પર તરતીબ લાઝિમ છે, જેથી પહેલાં તેણે ફજરની કઝા નમાઝ પઢવું જરૂરી છે. તે પછી જો જુમ્અહની નમાઝ મળી શકે તો બહેતર છે, નહિંતર ઝોહરની નમાઝ પઢી લે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૩૧૮, 'ફતાવા દારુલ્ ઉલૂમ',
'અહસનુલ્ ફતાવા' : ૪ / ૨૪, 'શામી' : ૨૨૫, ૫૨૩]

## [૨૨૬] કઝા નમાઝ પઢવામાં જમાઅત છૂટી જવાનો ડર હોય તો શું કરે ?

જેમની ૫ (પાંચ)થી વધુ નમાઝો છૂટેલી ન હોય, બલ્કે પાંચથી ઓછી છૂટી હોય, તો પહેલાં તે નમાઝોની કઝા કરવી જરૂરી છે. કઝા નમાઝ પઢવા પહેલાં વખતની (તત્કાલીન) નમાઝ પઢવું સહીહ નથી. ભલે જમાઅત કેમ ન છૂટતી હોય. જેથી જો જમાઅતનો સમય થઈ ગયો અને કઝા નમાઝ પઢવામાં જમાઅત છૂટી જતી હોય, તો પણ પહેલાં છૂટેલી નમાઝ અદા કરવું જરૂરી છે. તે પછી જમાઅત મળી શકે તો બહેતર છે, નહિંતર એકલો જ વક્તિય્યહ (જે તે સમયની) નમાઝ પઢી લે.

અને જો ૫ (પાંચ)થી વધુ નમાઝો છૂટી ગઈ છે. તો હવે તરતીબ (ક્રમ)થી તેને પઢવું અથવા વક્તિય્યહ (જે તે સમયની) નમાઝથી પહેલાં પઢવું

જરૂરી નથી. જેથી પહેલાં જમાઅતના સાથે નમાઝ અદા કરે, તે પછી કઝા નમાઝ અદા કરે. ['ફતાવા રહીમિય્યહ' : ૫ / ૨, 'શામી']

## [૨૨૭] કઝા નમાઝ કયા સમયે ન પઢી શકાય ?

ત્રણ સમય એવા છે જેમાં કઝા અને નફલ નમાઝ પઢવું દુરુસ્ત નથી.

[૧] સૂર્ય નીકળવાના સમયે. અહીં સુધી કે સૂર્ય એક ભાલો અર્થાત્ ૧૨ (બાર) આંગળી ઊંચો થઈ જાય. જે લગભગ ૨૦ (વીસ) મિનિટ થાય છે. અને તે સમયે જ ઈશરાકનો સમય શરૂ થાય છે.

[૨] ગુરૂબ (સૂર્યાસ્ત) પહેલાંનો સમય. જ્યારે સૂર્ય પીળો પડી જાય. તે સમયથી સૂર્યાસ્ત સુધીનો સમય. અલબત્ત, તે દિવસની અસરની નમાઝ બાકી હોય તો (તે સમયે પણ) નમાઝ પઢવી સહીહ છે.

[૩] ઝવાલ (સૂર્ય માથા પર હોય)નો સમય. અહીં સુધી કે સૂર્ય ઢળી જાય. તકવીમ (વિવિધ સમયો દર્શાવતી જંત્રી)માં જે ઝવાલનો સમય હોય છે તેનાથી ૫ (પાંચ) મિનિટ પહેલાં અને ૫ (પાંચ) મિનિટ બા'દ સુધી નમાઝ પઢવામાં ન આવે.



એ સિવાયના ત્રણ સમય તે છે જેમાં નફલ નમાઝ પઢવું મકરૂહ છે, પણ એ સમયમાં કઝા નમાઝ પઢવું અને તિલાવતનો સજદહ કરવાની ઈજાઝત છે.

[૧] સુબ્હ સાદિક પછી ફજરની નમાઝથી પહેલાં માત્ર સુન્નત નમાઝ પઢવામાં આવે છે, એ સિવાય બીજી કોઈ નફલ નમાઝ પઢવી મકરૂહ છે.

[૨] ફજરની નમાઝ પછી, સૂર્યોદય સુધીનો સમય.

[૩] અસરની નમાઝ પછી, સૂર્ય પીળો થાય ત્યાં સુધીનો સમય.

આ ત્રણ સમયમાં કોઈ નફલ, તહિય્યતુલ્ મસ્જિદ, તહિય્યતુલ્ વુઝૂ, તવાફ પછીની બે રકા'ત નમાઝ પઢવી દુરુસ્ત નથી. અલબત્ત, કઝા નમાઝ આ

ત્રણ સમયમાં જાઈઝ છે. ['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૩૫૪]

## [૨૨૮] શું કઝા નમાઝમાં અઝાન અને ઈકામત કહેવામાં આવે ?

કઝા નમાઝ પઢવાના બે પ્રકારો છે. એકલા અથવા જમાઅતની સાથે પઢી શકાય છે.

જો એકલો કઝા કરી રહ્યો છે તો અઝાન અને ઈકામત મસ્નૂન નથી. જેથી અઝાન અને ઈકામત વગર કઝા નમાઝ પઢવામાં આવે.

અને જો જમાઅતની સાથે મસ્જિદ સિવાય બીજી કોઈ જગ્યાએ પઢી રહ્યો હોય તો અઝાન કહેવામાં આવે. આ શર્તે કે લોકોને શંકા અને ગેરસમજ ન થાય. જો અઝાન આપવાથી ગેરસમજ થાય તો માત્ર ઈકામત કહેવામાં આવે.

['શામી' : ૨ / ૫૭, 'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૪ / ૩૫૯]

## [૨૨૯] તંદુરસ્તીના સમયની કઝા નમાઝ બીમારીના સમયમાં બેસીને અથવા ઈશારાથી પઢી શકાય ?

જો તંદુરસ્તીનાં સમયમાં અમુક નમાઝો છૂટી ગઈ છે. અને બીમારીના સમયમાં અહેસાસ પેદા થઈ જાય તો તે નમાઝોની કઝા પઢવામાં મોડું ન કરવું જોઈએ. શું ખબર આ બીમારી મૌતનો સંદેશો હોય અને તંદુરસ્તીથી પહેલાં ઈન્તિકાલ થઈ જાય.

એટલે જો બીમાર માણસ નમાઝમાં ઊભા રહેવા પર શકિતમાન ન હોય, તો બેસીને નમાઝ પઢે. અને જો બેસીને પણ નમાઝ પઢવા પર શકિતમાન ન હોય તો ઈશારાથી જ કઝા કરી લે. તે પછી જો તંદુરસ્તી પ્રાપ્ત

થઈ જાય, અને ઊભા રહીને નમાઝ પઢવા પર કુદરત થઈ જાય તો પછી તે નમાઝોને ફરીથી પઢવાની પણ જરૂરત નથી. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૧૦]

## [૨૩૦] બીમારીના સમયની કઝા નમાઝ તંદુરસ્તીના સમયમાં બેસીને પઢવું દુરુસ્ત નથી

જો બીમારીના સમયમાં અમુક નમાઝો છૂટી ગઈ. જયારે તે બેસીને અથવા ઈશારાથી પઢી શકતો હતો. હવે તંદુરસ્ત થઈ જવા પછી કઝા કરી રહ્યો છે. જયારે કે હવે ઊભા રહેવાની કુદરત થઈ ગઈ છે. તો આ પરિસ્થિતિમાં ઊભા રહીને નમાઝ પઢવું જરૂરી થશે. ઈશારાથી અથવા બેસીને નમાઝ પઢવું દુરુસ્ત નથી. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૩૪૪]

## [૨૩૧] શું મસ્જિદમાં કઝા નમાઝ પઢી શકાય ?

નમાઝોને ઈરાદાપૂર્વક કઝા કરી દેવું ગુનોહ છે. ગુનાહને જાહેર કરવું પણ ગુનોહ છે. જયારે કે મસ્જિદમાં કઝા નમાઝ પઢવાથી નમાઝ છોડવાને પ્રગટ કરે છે. આ કારણે અમુક ફકીહોએ મકરૂહ લખ્યું છે.

પણ અલ્લામહ શામી (રહ.) ફરમાવે છે :

પોતાના તરફથી જાહેર થતું ન હોય, બલ્કે એ રીતે કઝા કરે કે કોઈને ખબર ન પડે કે આ નફલ નમાઝ પઢી રહ્યો છે કે ફર્ઝ નમાઝ પઢી રહ્યો છે. તો મસ્જિદમાં કઝા પઢવામાં કોઈ વાંધો નથી.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૪ / ૩૨૯, 'શામી' : ૫૩૯]

## [૨૩૨] જેની કોઈ નમાઝ કઝા થઈ ગઈ હોય તે જમાઅતમાં શરીક થઈ શકે ?

જો કોઈ માણસની નમાઝ છૂટી ગઈ હોય, અને તેણે એ નમાઝની કઝા ન પઢી, અને જમાઅતમાં શરીક થઈ ગયો અને પછી નમાઝમાં યાદ આવ્યું, તો ઈમામની સાથે નમાઝ પૂરી કરી લે. તે પછી કઝા નમાઝ પઢે. અને ત્યાર બા'દ તે નમાઝને ફરીથી પઢે જે તેણે ઈમામની સાથે પઢી છે. જો આ માણસ સાહિબે તરતીબ છે (તો તે નમાઝ ફરીથી પઢે) નહિંતર પઢવાની જરૂરત નથી.

['મુઅત્તા ઈમામ મુહમ્મદ' : ૧૦૫, 'ફતાવા રહીમિય્યહ' : ૩]

## [૨૩૩] કઝા નમાઝના કેટલાક મહત્ત્વના મસઅલાઓ

[૦૧] કઝા નમાઝનો કોઈ સમય નથી. જ્યારે પણ મૌકો મળે ત્યારે પઢી શકાય છે. આ શર્તે કે મકરૂહ સમય ન હોય.

[૦૨] જેના ઝિમ્મે કઝા નમાઝ હોય, તેણે નફલ નમાઝોના બદલે પહેલાં કઝા નમાઝો પઢવી જોઈએ. ભલે ઈબાદતની ખાસ રાત જ કેમ ન હોય. અથવા મસ્જિદે નબવીમાં હોય, અથવા મસ્જિદે હરામમાં હોય.

[૦૩] એકી સાથે ઘણી નમાઝોની કઝા કરી શકાય છે.

[૦૪] અસર અને ફજરની નમાઝ પછી, સૂર્ય પીળો થવા પહેલાં, અથવા સૂર્ય નીકળવા પહેલાં સુધી કઝા પઢવી દુરુસ્ત છે, નફલ નમાઝ પઢવું મકરૂહ છે.

[૦૫] વિત્રની કઝા પણ વાજિબ છે.

[૦૬] સુન્નત નમાઝોની કઝા નથી. અલબત્ત, તે જ દિવસની ફજરની કઝા ઝવાલથી પહેલાં પઢે તો ફર્ઝ નમાઝ સાથે સુન્નત પણ પઢવી જોઈએ. ઝવાલ થવા બા'દ ફજરની સુન્નત નમાઝની કઝા નથી.

[૦૭] જુમ્અહની નમાઝ છૂટી જાય તો તેની કઝા નથી, બલ્કે ઝોહરની નમાઝ પઢવી પડશે.

[૦૮] માત્ર તવબહ અને ઈસ્તિગફારથી કઝા નમાઝ માફ નથી થતી.

[૦૯] જો કેટલાક લોકોની નમાઝ કઝા થઈ ગઈ તો કઝા નમાઝ જમાઅત સાથે અદા કરવું મસ્નૂન છે.

[૧૦] શકય હોય ત્યાં સુધી તરત જ નમાઝની કઝા પઢી લે. નમાઝ પઢવા પર કુદરત હોવા છતાં મોડું કરવું મકરૂહ છે.

[૧૧] બાલિગ થવા પછીથી જેટલી નમાઝો છૂટેલી છે તે બધી નમાઝોની કઝા લાઝિમ છે.

[૧૨] કઝા નમાઝ એકલો અદા કરી રહ્યો હોય તો ઈકામત સાથે પઢવું બહેતર છે. જમાઅતની સાથે અદા કરી રહ્યો હોય તો અઝાન અને ઈકામત મસ્નૂન છે. પણ અઝાન આપવાથી લોકોને ગેરસમજ થતી હોય તો પછી ઈકામત જ કહેવું જોઈએ.

## [૨૩૪] શું બેહોશ માણસ પર કઝા લાઝિમ છે ?

કોઈ ઈન્સાન :

- તીવ્ર બીમારીના કારણે,
- હૃદયની અશકિતના કારણે,
- હિંસક પશુ અને દુશ્મનના ડરના કારણે,
- કોઈ શોકના કારણે,

બેહોશ થઈ જાય તો તેના બે પ્રકારો છે.

[૧] જો કોઈ માણસ ૫ (પાંચ) નમાઝો સુધી સતત બેહોશ રહ્યો, તે પછી બેહોશી દૂર થઈ, તો આ નમાઝોની કઝા વાજિબ થશે.

[૨] અને જો બેહોશી ૫ (પાંચ) નમાઝોના સમય કરતાં વધારે સમય સુધી રહી, અર્થાત્ ઓછામાં ઓછી ૬ (છ) નમાઝોના સમય જેટલી થઈ જાય, તો તે નમાઝોની કઝા વાજિબ નથી. આ હુકમ તે સમયે છે જયારે કે સતત બેહોશ રહ્યો હોય, વચ્ચે બેહોશી દૂર ન થઈ હોય.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૪૦૮]

## [૨૩૫] હંમેશા બેહોશ રહેતો હોય અને કયારેક કયારેક હોશમાં આવી જતો હોય તો ?

જો કોઈને વધુ પ્રમાણમાં બેહોશીની બીમારી રહેતી હોય. કયારેક આ તકલીફ થઈ જાય છે અને કયારેક સારો પણ થઈ જાય છે, તો તેના બે પ્રકારો છે :

[૧] સારા થવાનો એક સમય નકકી હોય, દાખલા તરીકે : દરરોજ સવારના સમયે, બીમારીમાં આસાની અને બીમારી સારી થઈ જતી હોય અને થોડા સમય પછી ફરીથી બેહોશ થઈ જતો હોય, જો બેહોશી એક દિવસ–રાતથી ઓછી રહી તો બેહોશીનો હુકમ રદ થઈ જશે. અને તે નમાઝોની કઝા વાજિબ થશે.

[૨] અને જો સારા થવાનો સમય નકકી નથી. કયારેક કયારેક અચાનક સારો થઈ જતો હોય, અને તંદુરસ્ત માણસની જેમ વાતો કરવા લાગતો હોય, અને પછી થોડા સમયમાં બેહોશ થઈ જતો હોય તો આ સારા થવાનો એ'તિબાર નથી. અર્થાત્ આ બેહોશી સતત અને લગાતાર સમજવામાં આવશે. જો ૬ (છ) નમાઝોથી વધુ સમય સુધી બેહોશ રહ્યો તો તે નમાઝોની કઝા વાજિબ નથી.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૩ / ૪૦૮, 'શામી' : ૫૭૩]

# 17 જમાઅતનું બયાન

## [૨૩૬] કેવા પ્રકારના બીમાર માટે જમાઅતનો હુકમ માફ છે ?

જમાઅત સાથે નમાઝ અદા કરવું સુન્નતે મુઅક્કદહ છે. કારણ વગર જમાઅતને છોડવાની ઘણી સખ્ત વઈદ છે. પણ જો કોઈ મા'ઝૂર છે તો તેના માટે જમાઅતનો હુકમ માફ છે. આ પણ ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વિશિષ્ટતા છે કે જો કોઈ મા'ઝૂર માણસ સાચી નિય્યતની સાથે આ જઝબહ રાખે છે કે જો આ ઉઝ્ર ન થતે તો હું જમાઅતની સાથે નમાઝ અદા કરતે. તો એવા બીમાર માણસને પણ જમાઅતનો સવાબ મળી જશે.

જે ઉઝ્રના કારણે બીમારના માટે જમાઅતનો હુકમ માફ તે નીચે પ્રમાણે છે :

**બીમારી :**

એવી બીમારી જેના કારણે ચાલી–ફરી ન શકે. અને મસ્જિદ સુધી જવામાં તીવ્ર તકલીફ થતી હોય.

**અપંગ :**

લંગડો, લૂલો, હાથ–પગથી મા'ઝૂર હોય, દાખલા તરીકે : બન્ને હાથ કપાયેલા હોય, અથવા સુન (જડ) થઈ ગયા હોય, અથવા બન્ને પગ અથવા એક પગ કપાયેલો અથવા સુન (જડ) થઈ ગયો હોય, અથવા કોઈ એક હાથ અને તેના વિરુદ્ધ દિશાનો પગ કપાયેલો અથવા સુન (જડ) થઈ ગયો હોય, તો તે માણસ જમાઅત છોડવા માટે મા'ઝૂર છે. અલબત્ત, માત્ર

એક હાથ કપાયેલો અથવા સુન (જડ) થઈ ગયો હોય, તો તેના કારણે જમાઅતની નમાઝ તેના માટે માફ નથી.

**લકવાગ્રસ્ત :**

એવો લકવાગ્રસ્ત માણસ જે ચાલી–ફરી ન શકે.

**આંધળો :**

તેને (આંધળાને) જો કોઈ હાથ પકડીને લઈ જનાર હોય, તો પણ તે સર્વાનુમતે મા'ઝૂર છે.

આ જ હુકમ ચાલવાથી અશકત ઈન્સાનનો છે. જેની પાસે સવારી અથવા ખાદિમ મૌજૂદ હોય, તો પણ જમાઅતની નમાઝ જરૂરી નથી, અલબત્ત, જો શિર્કત કરે તો બહેતર છે.

**વર્ષો જૂનો બીમાર :**

અર્થાત્ જે માણસ ઘણા સમયથી બીમાર હોય અથવા કોઈ એવી બીમારી હોય, જેના કારણે તે તીવ્ર તકલીફ વગર ચાલી–ફરી ન શકે.

**ઘણો વૃદ્ધ હોવું :**

ચાલવા–ફરવાથી અશકત હોય. અને મસ્જિદ સુધી જવામાં તીવ્ર તકલીફ થતી હોય.

**સખત ઠંડી હોવી :**

એટલી ઠંડી હોય કે બહાર નીકળવાથી અને મસ્જિદ સુધી જવાથી કોઈ બીમારીના પૈદા થવાનો અથવા વધી જવાનો ભય હોય.

**રોગીની સેવા :**

કોઈ બીમારની ખિદમત અને રોગીની સેવા કરતો હોય અને આ ડર હોય કે જમાઅતની નમાઝ માટે જવામાં બીમારને તકલીફ અને ત્રાસ થશે.

**ઘૃણાસ્પદ રોગો :**

કોઈ એવી બીમારીમાં સપડાયેલા હોવું જેનાથી મુસલ્લીઓને કુદરતી ઘૃણા અથવા તકલીફ થતી હોય, દાખલા તરીકે : મોંઢામાંથી ખરાબ પ્રકારની બદબૂ (દુર્ગંધ) આવતી હોય અથવા કોઢનો રોગી હોય.

જે રોગોથી બીજાઓને ઘૃણા અથવા તકલીફ થતી હોય, એવા બીમારના માટે મસ્જિદમાં તે સમય સુધી જવું દુરુસ્ત નથી, જયાં સુધી તે રોગ દૂર ન થઈ જાય. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૧૮૨]

## [૨૩૭] મોંઢામાંથી દુર્ગંધ આવતી હોય તેના માટે જમાઅતનો હુકમ

જે માણસના મોંઢામાંથી એવી દુર્ગંધ નીકળતી હોય કે બીજા માણસોને તકલીફ થતી હોય અને નજીક ઊભા રહેવાથી નમાઝી પરેશાન થતા હોય, તો એવા માણસ માટે જમાઅતનો હુકમ રદ છે. તેણે મસ્જિદ ન જવું જોઈએ. ઘરે જ નમાઝ પઢે. કારણ કે તેને શરઈ હુકમના કારણે મસ્જિદ સુધી જવાથી રોકી દેવામાં આવ્યો. એટલા માટે તે (જમાઅતના) સવાબથી મહરૂમ (વંચિત) ન રહેશે. અને જો દુર્ગંધ તો આવે છે પણ એટલા પ્રમાણમાં નથી આવતી કે નજીક ઊભા રહેનારને તકલીફ થતી હોય તો પછી જમાઅતનો હુકમ રદ ન થશે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૩૫૩, 'શામી']

## [૨૩૮] કોઢ (રકતપિત્ત)વાળા માટે જમાઅતનો હુકમ

જો કોઢ (રકતપિત્ત) સાધારણ દરજજાનો હોય કે હજુ લોહીમાં એની અસર નથી પહોંચી. શરીરમાંથી નાપાકી નથી નીકળતી, અને દુર્ગંધ પણ નથી આવતી, તો એવા માણસ માટે મસ્જિદ જવું અને જમાઅતમાં શરીક થવું દુરુસ્ત છે.

અને જો કોઢ (રકતપિત્ત)ની બીમારી એટલી હદ સુધી વધી ગઈ હોય

કે લોકો તેનાથી ઘૃણા કરે છે, અને દુર્ગંધ આવે છે, તો એવા માણસ માટે જમાઅત અથવા જુમ્અહની નમાઝ માટે મસ્જિદ જવું દુરુસ્ત નથી.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૩૧૪, 'ઈમ્દાદુલ્ ફતાવા' : ૫૦૩૧]

## [૨૩૯] હવા છૂટવાની બીમારીવાળા માટે જમાઅતનો હુકમ

કોઈ માણસને હવા છૂટવાની બીમારી હોય, જો તેને ભય હોય કે મસ્જિદમાં જ હવા નીકળી જશે, તો એવા માણસ માટે જમાઅતમાં શિર્કત કરવું જરૂરી નથી. એકલા નમાઝ પઢવાથી જમાઅત છોડવાનો ગુનોહ ન થશે, બલ્કે એકલા નમાઝ પઢવા પર પણ જમાઅતનો સવાબ મળશે.

['અહસનુલ્ ફતાવા' : ૩ / ૨૮૩, 'શામી']

## [૨૪૦] ઝાડાનો રોગ (અતિસાર)ના બીમારના માટે જમાઅતનો હુકમ

કોઈ માણસને ઝાડાનો રોગ (અતિસાર) અથવા મરડાનો રોગ થયો હોય, થોડા થોડા સમયે સંડાસ જવું પડતું હોય અને પ્રબળ અનુમાન આ હોય કે મસ્જિદમાં જવા પછી પણ, અથવા જમાઅતની સાથે નમાઝ પઢતી વખતે પણ જુલાબ લાગશે અને ત્યાં કુદરતી હાજત પૂરી કરવામાં મુશ્કિલી થશે, તો એવા માણસ માટે જમાઅતનો હુકમ રદ છે.

## [૨૪૧] રોગીની સેવા કરવાના કારણે જમાઅતનું છોડવું

જો કોઈ માણસ કોઈ એવા રોગમાં સપડાયેલો હોય કે કાયમ તેની

પાસે સેવા કરનારનું રહેવું જરૂરી હોય, થોડા સમય માટે અલગ રહેવું યોગ્ય ન હોય અને કોઈ બીજો સેવા કરનાર પણ ન હોય, તો એવા માણસ માટે જમાઅત છોડવાની ગુંજાઈશ છે. પણ જો રોગ આ પ્રકારનો ન હોય અને મસ્જિદ જઈને જમાઅતની સાથે નમાઝ અદા કરીને પાછા આવવા સુધી કોઈ પ્રકારનો ભય ન હોય, તો માત્ર રોગીની સેવા કરવાનું બહાનું બનાવીને જમાઅતની નમાઝ છોડી દેવું અને ૨૭ (સત્તાવીસ) ગણા સવાબથી મહરૂમ (વંચિત) રહેવું કોઈ રીતે યોગ્ય નથી. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૭ / ૩૮]

## [૨૪૨] મા'ઝૂર માણસનું પોતાના ઘરે જમાઅત કરવું

જમાઅત સાથે નમાઝ પઢવું સુન્નતે મુઅક્કદહ, બલ્કે વાજિબની નજીક છે. પણ અમુક ઉઝ્રોના કારણે જમાઅતનો હુકમ માફ થઈ જાય છે. તેમાં એક રોગ તે પણ છે કે જેમાં બીમાર માણસ મસ્જિદ સુધી જઈ ન શકે. જેથી મા'ઝૂર કે બીમાર માણસ જો મસ્જિદ જઈ ન શકયો, અને ઘરે એવા લોકો છે જે કોઈ કારણસર મસ્જિદ જઈ ન શકયા, તો તેમની સાથે જમાઅતથી નમાઝ અદા કરવું બહેતર છે. એ જ પ્રમાણે ઘરમાં મહરમ (જેની સાથે નિકાહ ન થઈ શકે એવી) સ્ત્રીઓ હોય, તો પોતે તે સ્ત્રીઓનો ઈમામ બની જાય અને જમાઅતની સાથે નમાઝ અદા કરે, આ બહેતર છે. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૪૦૯]

## [૨૪૩] મા'ઝૂર માણસનું પોતાના ઘરે બેસીને મસ્જિદના ઈમામની ઈક્તિદા કરવું

કોઈ બીમાર માણસનું ઘર મસ્જિદથી તદન નજીક છે. ઈમામનો અવાજ ઘરે આવે છે. હવે તે બીમાર માણસ પોતાના ઘરે જ મસ્જિદના ઈમામની ઈક્તિદા કરી લે, તો તેની ઈક્તિદા સહીહ ન થશે. કારણ કે ઈક્તિદાના સહીહ થવા માટે લાઝિમ અને જરૂરી છે કે વચમાં કોઈ રસ્તો,

નહેર વગેરે આડ ન બનતા હોય. તદઉપરાંત ઈમામની હાલતમાં શંકા ન હોય, જયારે કે સામન્ય રીતે મસ્જિદ અને ઘરના વચ્ચે આવું બને છે.

અલબત્ત, જો મસ્જિદની ટેરેસ (છત) અને ઘરની ટેરેસ બિલ્કુલ મળેલી હોય, વચ્ચે જગ્યા ન હોય, તો આ પરિસ્થિતિમાં તે ઘરની ટેરેસ પર અથવા ઘરના અંદર ઈક્તિદા દુરુસ્ત થશે. આ શર્તે કે ઈમામ કે મુકબ્બિર (તકબીર કહેનાર)નો અવાજ એટલો સ્પષ્ટ આવતો હોય કે ઈમામની હાલતમાં જરા પણ શંકા રહેતી ન હોય. જો (ઈમામની હાલતમાં) શંકાની શકયતા હોય તો પછી (ઈમામની) ઈક્તિદા દુરુસ્ત ન થશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૩૬૩, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૩ / ૧૯૭]

## [૨૪૪] બહેરો માણસ ઈમામનો અવાજ ન સાંભળી શકે તો શું કરે ?

નમાઝના દરેક રુક્નમાં ઈમામની ઈક્તિદા દરેક મુક્તદી પર લાઝિમ છે. જો કોઈ મુક્તદી ગફલત (બેદરકારી), ઊંઘ કે અવાજ ન સાંભળવાના કારણે કોઈ રુક્ન અને ફર્ઝમાં ઈમામની સાથે બિલકુલ શરીક ન થઈ શકયો, બલ્કે ઈમામની સાથે તેનો તે ફર્ઝ દાખલા તરીકે : રુકૂઅ કે સજદહ છૂટી ગયો, તો બાકીના રુક્ન અને અમલોમાં ઈમામની તાબેદારી ન છોડે, બલ્કે શરીક રહે. અલબત્ત, જયારે ઈમામ સલામ ફેરવે તો ઈમામની સાથે સલામ ફેરવવાના બદલે મસ્બૂક (જે ઈમામ સાથે પહેલાંથી શરીક ન થયો હોય બલ્કે એક, બે, ત્રણ રકા'તો થઈ જવા પછી શરીક થયો હોય)ના જેમ એક રકા'ત વધારે પઢી લે, તે પછી સલામ ફેરવે. આ પ્રમાણે તેની નમાઝ થઈ જશે. અને જો રુકૂઅ કે સજદહ ન કરી શકયો અને સલામ ફેરવી દીધી તો તેની નમાઝ ન થશે. નવેસરથી નમાઝ પઢવી પડશે. આ જ હુકમ તે બહેરા મુક્તદીનો પણ છે જેણે ઈમામનો અવાજ ન સાંભળ્યો અને રુકૂઅ કે સજદહ કે કિયામ તેનાથી છૂટી ગયો. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૨૯૪]

# 18 ઈમામતનું બયાન

## [૨૪૫] આંધળાની ઈમામત

સામાન્ય રીતે આંધળો અને તે માણસ જેને રાત્રે ઓછું દેખાતું હોય, તે પોતાની જરૂરિયાત પૂરી કરવામાં બીજાનો મોહતાજ થતો હોય છે અને પાકીમાં તેની હાલત શંકાસ્પદ રહે છે. આ કારણે ઉમ્મતના ફકીહોએ એવા આંધળા માણસની ઈમામતને જે પાકીની કાળજી રાખી શકતો ન હોય, તેને મકરૂહે તન્ઝીહી ઠેરવી છે. અલબત્ત, જે આંધળો પાકીની કાળજી રાખતો હોય અને નાપાકીથી બચવાનો સંપૂર્ણ પ્રબંધ કરતો હોય, પાક–સાફ અને સ્વચ્છ રહેતો હોય, તેની ઈમામત કરાહત વગર જાઈઝ છે, બલ્કે આંધળો જો બધાંથી અફઝલ (શ્રેષ્ઠ) હોય, અને મસઅલાઓથી વધારે માહિતગાર હોય, તો તેને ઈમામ બનાવવું અફઝલ (શ્રેષ્ઠ) છે. નુબુવ્વતના સમયમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમ્મે મકતૂમ (રદિ.) વારંવાર ઈમામ બનાવવામાં આવ્યા.

['ફતાવા રહીમિય્યહ' : ૪ / ૩૬૩, 'અબૂ દાઅૂદ શરીફ' : ૮૮]

## [૨૪૬] બોખો (જેને દાંત ન હોય) તેની ઈમામત

જે માણસના બધાં દાંત તૂટી ગયા હોય, અથવા સામેના ઉપરના દાંત તૂટી ગયા હોય તો એવા માણસની ઈમામતના વિષે તફસીલ (વિગત) આ છે કે,

[૧] તેણે જો હર્ફની અદાઈગી (અક્ષરના ઉચ્ચાર)માં એટલી મશ્ક (પ્રેકટીશ) કરી લીધી છે કે ઉચ્ચારેલા બધાં હર્ફો બિલ્કુલ સ્પષ્ટ અદા થઈ જાય છે તો

તેની ઈમામત કરાહત વગર જાઈઝ છે.

[૨] અને જો સ્પષ્ટ અદા ન થતા હોય તો પણ તેની ઈમામત જાઈઝ છે.

[૩] પણ જો ઉચ્ચારેલા હર્ફો બદલાઈને બીજા થઈ જતા હોય, દાખલા તરીકે : ષા ને સીન, લામ ને યા અને રા ને ગૈન બનાવી દે તો તેની ઈમામતમાં મતભેદ છે. સાવચેતી એમાં જ છે કે તેની ઈમામત દુરુસ્ત નથી.

['ઈમ્દાદુલ્ ફતાવાની ફૂટનોટ' : ૧ / ૩૭૮, 'શામી']

## [૨૪૭] બોબડા અને તોતડા માણસની ઈમામત

એવો માણસ જેને કોઈ પણ રોગ અને ઉઝ્ર લાગુ પડયો હોય, દાખલા તરીકે : જીભ થોથવાવી, બોબડા અને તોતડા હોવાના કારણે હર્ફો સહીહ અદા ન થતા હોય, હર્ફોને અદા કરવા પર કુદરત ન હોય અથવા એક હર્ફના બદલે કોઈ બીજો હર્ફ નીકળી આવતો હોય અથવા વધુ હર્ફો નીકળી આવતા હોય, દાખલા તરીકે : અ, અ.....આ, અથવા ફા–ફા–ફા વગેરે. તો એવા માણસની ઈમામત જે મા'ઝૂર નથી અને સ્પષ્ટ સહીહ પઢવાવાળો હોય તેના માટે દુરુસ્ત નથી. અલબત્ત, એના જેવા જ માણસો માટે દુરુસ્ત છે.

['ફતાવા રહીમિય્યહ' : ૧ / ૧૫૪]

## [૨૪૮] બહેરાની ઈમામત

બહેરાની ઈમામત દુરુસ્ત છે. પણ શકય છે કે કયારેક લુકમો આપવાનો મોકો આવે, અને તે સાંભળી ન શકે. એટલા માટે અફઝલ (શ્રેષ્ઠ) આ જ છે કે જે બહેરો ન હોય અને ઈમામના ગુણો તેનામાં હોય, તેને ઈમામ બનાવવામાં આવે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૨૫૯]

## [૨૪૯] જેના હાથ કપાયેલા હોય તેની ઈમામત

જે માણસનો એક જ હાથ હોય, ફકીહોએ તેની ઈમામતને મકરૂહે તન્ઝીહી ઠેરવી છે. અલબત્ત, ઈલ્મ અને ફઝલ (જ્ઞાન અને પ્રતિષ્ઠા)માં સૌથી વધારે (ચઢિયાતો) હોય, સ્વચ્છતા અને પાકી સારી રીતે કરી લેતો હોય અને પાકીનો સંપૂર્ણ ખ્યાલ રાખતો હોય, તો તેની ઈમામત દુરુસ્ત છે. નહીંતર મકરૂહ છે. અલબત્ત, જે માણસ સારો અને તંદુરસ્ત હોય, ઈમામતના મસઅલાઓનો જાણકાર હોય, તેની ઈમામત દરેક હાલતમાં શ્રેષ્ઠ છે.

['અઝીઝુલ્ ફતાવા' : ૧ / ૨૦૦, 'ફતાવા મહમૂદિય્યહ' : ૨ / ૧૦૨, 'શામી']

## [૨૫૦] જેના પગ કપાયેલા હોય તેની ઈમામત

એવો માણસ જેના બન્ને અથવા એક પગ કપાયેલ હોય, તે બેસીને નમાઝ પઢાવે તો તેની ઈમામત દુરુસ્ત છે. પણ બહેતર અને અફઝલ (શ્રેષ્ઠ) આ છે કે એવા માણસને ઈમામ બનાવવામાં આવે જે સારો અને તંદુરસ્ત હોય.

અલ્લામહ શામી (રહ.)એ સ્પષ્ટતા કરી છે કે :

જે માણસના બન્ને પગ કપાયેલા હોય તેની ઈમામત મકરૂહ છે. જો કે તેના પાછળ નમાઝ થઈ જાય છે, પણ બહેતર આ છે કે બીજો ઈમામ નિયુક્ત કરવામાં આવે. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૩ / ૨૦૮]

## [૨૫૧] લંગડાની ઈમામત

જે માણસના પગનું લંગડાપણું એટલું વધારે હોય કે પગ સીધો ઊભો ન રાખી શકતો હોય, એવા માણસથી (લોકોને) સામાન્ય રીતે કુદરતી

ઈન્કિબાઝ (નાખુશી) હોય છે. એટલા માટે તેની ઈમામત મકરૂહે તન્ઝીહી છે. અલબત્ત, જો કોઈ એવો મા'ઝૂર ઈલ્મ અને ફઝલ (જ્ઞાન અને પ્રતિષ્ઠા) અને તકવા અને પરહેઝગારીમાં બધા મુકતદીઓથી શ્રેષ્ઠ હોય, તો તેની ઈમામતમાં કોઈ કરાહત નથી, અહીં સુધી કે જો આ પરિસ્થિતિમાં લોકોને નફરત (ઘૃણા) હોય, તો પણ તેનો એ'તિબાર નથી. એ જ પ્રમાણે જેનું લંગડાપણું એટલું સાધારણ છે કે બન્ને પગો પર ટેકો આપીને ઊભો થઈ જાય છે, તે આ મજકૂર લંગડાપણામાં શામિલ નથી જેના પાછળ નમાઝ મકરૂહ છે. કારણ કે થોડું લંગડાપણું ઘૃણાસ્પદ નથી.

['અહસનુલ્ ફતાવા' : ૩ / ૩૧૮, 'ઈમ્દાદુલ્ અહકામ' : ૨ / ૧૨૯]

## [૨૫૨] જેની ખત્ના ન થઈ હોય એવા માણસની ઈમામત

ખત્ના સુન્નતે મુઅક્કદહ અને ઈસ્લામનું ઓળખચિહ્ન છે. કારણ વગર તેને છોડનારો સુન્નતને છોડનારો છે. જો એવો માણસ જેની ખત્ના ન થઈ હોય તે પાકી અને સફાઈનો સંપૂર્ણ ખ્યાલ રાખે છે તો પછી તેની ઈમામત દુરુસ્ત છે ; આ શર્તે કે તે આકસ્મિક રીતે ખત્ના વગરનો રહી ગયો હોય અને ખત્ના સુન્નત હોવાનો સ્વીકાર કરતો હોય. તે સુન્નતને છોડનારની સરખામણીમાં સુન્નત પર અમલ કરનારની ઈમામત અગ્રતા ધરાવે છે. અને જો ખત્ના વગરનો માણસ ઈસ્તિન્જા વગેરેમાં સંપૂર્ણ પાકીનો ખ્યાલ નથી રાખતો અથવા તેની (ખત્ના) સુન્નત હોવાનો સ્વીકાર નથી કરતો તો તેને કદી ઈમામ બનાવવો જોઈએ નહીં.

['ફતાવા મહમૂદિય્યહ' : ૨ / ૯૨, 'કિફાયતુલ્ મુફતી' : ૩ / ૪૪]

## [૨૫૩] હીજડા (વ્યંઢળ)ની ઈમામત અથવા તકબીરનો હુકમ

હીજડા (વ્યંઢળ)ની ઈમામત દુરુસ્ત નથી. તેની ઈક્તિદા (તેની પાછળ નમાઝ પઢવું) જાઈઝ નથી.

અને હીજડો (વ્યંઢળ) અથવા તે માણસ જેનું ગુપ્ત ઈંદ્રીય (શિશ્ન) કપાઈ ગયું હોય, જો તે તકબીર કહે તો કાફી (પૂરતી) થઈ જશે.

['ફતાવા રહીમિય્યહ' : ૧ / ૧૮૦]

પણ તકબીર કહેવું મુઅઝ્ઝઝ (પ્રતિષ્ઠિત) માણસનો હક છે, એટલા માટે હીજડા (વ્યંઢળ) વગેરેને તેનાથી રોકી દેવું જોઈએ.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૨૨૦]

## [૨૫૪] નામર્દ (નપુંસક)ની ઈમામત

જો કોઈ માણસ કોઈ બીમારીના કારણે અથવા કોઈ બીજા કારણસર નામર્દ (નપુંસક)☆ થઈ જાય તો તેની ઈમામતમાં કોઈ વાંધો નથી. એ જ પ્રમાણે જો કોઈ જન્મથી નામર્દ (નપુંસક) હોય તો પણ તેની ઈમામતમાં કોઈ વાંધો નથી. ['ફતાવા મહમૂદિય્યહ' : ૨ / ૧૦૧]

## [૨૫૫] કોઢ અથવા રકતપિત્તવાળાની ઈમામત

કોઢ (રકતપિત્ત) (Leprosy) વધુ પ્રમાણમાં થઈ જાય તો કુદરતી

☆ **નામર્દ (નપુંસક)** : જેનું શિશ્ન ઉત્થાન પામતું ન હોય અને સંભોગ કરી શકતો ન હોય તેવો મર્દ (પુરુષ)

રીતે લોકોને ઘૃણા થાય છે, એવા માણસ માટે જમાઅતનો હુકમ રદ થઈ જાય છે. બલ્કે તેને મસ્જિદમાં આવવાની ઈજાઝત નથી. એવા માણસને ઈમામ બનાવવું પણ મકરૂહ છે. (કોઢ) સફેદ દાગ જો આખા શરીરમાં થઈ ગયા હોય અને લોકોને કુદરતી રીતે ઘૃણા હોય તો એવા માણસની પણ ઈમામત મકરૂહ છે, બલ્કે જમાઅતનો હુકમ તેનાથી રદ થઈ જાય છે. પણ જો કોઢ દેખાતો ન હોય, અને મુકતદીઓને ઘૃણા ન થતી હોય તો પછી તેની ઈમામતમાં કોઈ કરાહત નથી. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૩ / ૨૫૬, 'ફતાવા રહીમિય્યહ' : ૪ / ૩૪૯, 'ફતાવા મહમૂદિય્યહ' : ૨ / ૮૨, 'શામી']

## [૨૫૬] તંદુરસ્તીની હાલતમાં મજનૂન અને દીવાના (ગાંડા)ની ઈમામત

જો કોઈ માણસ ગાંડો અને પાગલ થઈ જાય તો તેની ઈમામત દુરુસ્ત નથી.

જો તંદુરસ્તીની હાલત હોય અને નમાઝ પઢાવતા સમયે હોશમાં હોય તો તેની ઈકતિદામાં (તેની ઈમામતમાં) નમાઝ દુરુસ્ત છે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૩ / ૩૦૧, 'શામી']

## [૨૫૭] બેસીને ઈમામત કરનારની ઈક્તિદા

જો કોઈ માણસ ઊભો થઈને નમાઝ નથી પઢાવી શકતો, બલ્કે ઉઝ્રના કારણે બેસીને નમાઝ પઢાવે છે. અને રુકૂઅ અને સજદહના માટે માત્ર ઈશારો નથી કરતો, બલ્કે જેવી રીતે તંદુરસ્ત માણસ બેસીને નમાઝ પઢે છે અને રુકૂઅના માટે ઘૂંટણના બરાબર માથું ઝુકાવે છે અને સજદહના માટે જમીન પર માથું મૂકે છે એ જ પ્રમાણે તે પણ કરે છે. તો એવા ઈમામના પાછળ તંદુરસ્ત

મુક્તદીઓની નમાઝ સહીહ થશે, પણ આ હાલતમાં પણ સાવચેતી અને બહેતર આ જ છે કે ઈમામ એવો માણસ હોય જે ઊભો થઈને કિયામ અને રુકૂઅની સાથે ઈમામત કરે. અને જો આ માણસ સજદહના માટે જમીન પર માથું નથી ટેકવી શકતો, બલ્કે ઈશારાથી સજદહ કરે છે તો મુક્તદીઓની નમાઝ દુરુસ્ત ન થશે. ['ઈમ્દાદુલ્ ફતાવા' : ૧ / ૪૦૦, 'તહાવી શરીફ', 'ફતાવા ઈમ્દાદુલ્ અહકામ' : ૫૦૪]

## [૨૫૮] તયમ્મુમ કરનારા અથવા પટ્ટી પર મસહ કરનારાની ઈમામત

[૧] જો શરઈ ઉઝ્રના કારણે કોઈએ વુઝૂ અથવા ગુસલના માટે તયમ્મુમ કર્યું હોય તો તેની ઈમામત શંકા વગર દુરુસ્ત છે.

[૨] જો ઝખમ પર કોઈએ પટ્ટી બંધાવી અને વુઝૂમાં તેના પર મસહ કર્યો, તો જો તેના અંદરથી લોહી ન વહેતું હોય તો તેની ઈમામત દુરુસ્ત છે.

['ફતાવા આલમગીરી', 'ફતાવા રહીમિય્યહ' (ઉર્દૂ) : ૭ / ૨૮૦]

## [૨૫૯] જેને પેશાબના ટીપાં પડવાની બીમારી હોય તેની ઈમામત

જે માણસને પેશાબ કરવા પછી (પેશાબના) ટીપાં આવતા હોય, એવા માણસની ઈમામતના વિષે આ તફસીલ (વિગત) છે કે જો તે ઘણી સાવચેતીના સાથે નમાઝથી એટલો સમય પહેલાં પેશાબ કરવાની ચિંતા કરતો હોય કે ટીપાં આવવાથી સંપૂર્ણ રીતે સંતોષ થઈ જાય તો તેની ઈમામતમાં કોઈ વાંધો નથી.

અને જો તે કાળજીવાળો નથી અથવા કાળજી રાખવા છતાં (પેશાબના) ટીપાં આવી જતા હોય અને નમાઝને ફરીથી પઢવાની નોબત

કયારેક થઈ જતી હોય તો તેના પાછળ નમાઝ પઢવામાં ન આવે, બલ્કે જે માણસને ઉઝ્ર ન હોય તેને ઈમામ બનાવવામાં આવે.

['ઈમ્દાદુલ્ અહકામ' : ૧ / ૫૩૧]

## [૨૬૦] તંદુરસ્તીની હાલતમાં મા'ઝૂરની ઈમામત

જો કોઈ માણસ શરઈ મા'ઝૂર હોય, તો તે જે મા'ઝૂર નથી તેની ઈમામત નથી કરી શકતો. પણ જો તે ઉઝ્ર અને બીમારીમાં એ રીતે તંદુરસ્ત થઈ જતો હોય કે વુઝૂ કરવા પછી આસાની સાથે નમાઝ અદા કરી શકતો હોય અને એ દરમિયાન કોઈ બીજી વુઝૂ તોડનારી વસ્તુ અને ઉઝ્ર પેશ ન આવે, તો એવા માણસની ઈમામત આ હાલતમાં જાઈઝ છે.

['ઈમ્દાદુલ્ ફતાવા' : ૧ / ૪૦૧, 'શામી']

## [૨૬૧] શરઈ મા'ઝૂરની ઈમામત દુરુસ્ત નથી

એવો માણસ જે શરઈ મા'ઝૂર હોય, અર્થાત્ સંપૂર્ણ એક નમાઝના સમયમાં તેનો તે ઉઝ્ર (વુઝૂ તોડનારો) પેશ આવે, તો એવા મા'ઝૂર માણસનો હુકમ આ છે કે જે સમયમાં વુઝૂ કર્યું છે, તે સંપૂર્ણ સમયમાં તે ઉઝ્રના કારણે તેનું વુઝૂ તૂટશે નહીં. તે આ જ એક વુઝૂથી જેટલી નમાઝો પઢવા ચાહે, પઢી શકે છે. પણ જે લોકો તંદુરસ્ત છે અર્થાત્ શરઈ મા'ઝૂર નથી, તેઓ તેમની ઈક્તિદા નથી કરી શકતા. કારણ કે ઈમામતનો નિયમ આ છે કે ઈમામની હાલત મુકતદીની હાલતથી સારી અથવા તેના બરાબર હોય, અલબત્ત મા'ઝૂર માણસ પોતાના જેવા અથવા પોતાનાથી વધારે ઉઝ્રવાળાઓની ઈમામત કરી શકે છે.

['અહસનુલ્ ફતાવા' : ૩ / ૨૬૪,
'ફતાવા મહમૂદિય્યહ' : ૧૪ / ૨૦૪, 'શામી']

## [૨૬૨] પેશાબના ટીપાં પડવાનો વહેમ રાખનારની ઈમામત

જો કોઈ માણસને પેશાબના ટીપાં પડવાનો રોગ તો નથી, અલબત્ત પેશાબની જગ્યા (શિશ્ન) દબાવવાથી પેશાબના ટીપાં નીકળી આવે છે અને કોઈ વખત વહેમ પૈદા થાય છે કે પેશાબ નીકળી આવ્યો. જો કે જોવાથી દેખાતો નથી, તો એવા માણસની ઈમામત જાઈઝ છે. વહેમ અને શંકાના કારણે કોઈ ફર્ક નથી પડતો. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૩ / ૧૦૫]

## [૨૬૩] સફેદ ધાત નીકળનાર માણસની ઈમામત

સફેદ ધાતના બીમારને ચોક્કસ સમયમાં જ જો મઝી (ધાત) વગેરે નીકળતી હોય અને નમાઝના દરમિયાન બિલ્કુલ નીકળતી ન હોય, તો એવા માણસના ઈમામ બનવામાં કોઈ વાંધો નથી. પણ જો નમાઝમાં મઝી (ધાત) નીકળી આવે, તો નમાઝને ફરીથી પઢવું લાઝિમ થશે. અને જો કાયમ મઝી (ધાત) નીકળતી હોય અથવા કોઈ પણ સમયે નીકળવાનો ભય રહેતો હોય તો પછી તેણે ઈમામત ન કરવી જોઈએ. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૩૭૪]

## [૨૬૪] જેણે નસબંદી કરાવી હોય તેની ઈમામત

શરીઅતમાં નસબંદી કરાવવી હરામ છે. જો કોઈએ નસબંદી કરાવી લીધી હોય, તો તેને ઈમામ બનાવવું જાઈઝ નથી. નમાઝ મકરૂહ થાય છે.

ખસ્સી લોકોથી ખિદમત લેવું મકરૂહ છે, કારણ કે એવા લોકોથી ખિદમત લેવામાં તે ખરાબ કાર્યનો દરવાજો ખોલવું છે. જો કે આ અંગો કાપવાનું

કાર્ય અર્થાત્ શરીરના અંગોને કુદરતી બનાવટથી બગાડવું છે. અને તે હરામ છે.

પણ જો મુસલ્લીઓમાં દીની મસાઈલ ખાસ કરીને નમાઝના મસાઈલના જાણકાર સૌથી અફઝલ (શ્રેષ્ઠ) અને ઉત્તમ આ જ માણસ હોય, કોઈ બીજો માણસ તેનાથી વધુ જાણકાર ન હોય, તો આ પરિસ્થિતિમાં એવા માણસની ઈમામત દુરુસ્ત થશે.

['ફતાવા રહીમિય્યહ' : ૪ / ૩૫૧]

## [૨૬૫] બવાસીરવાળા માણસની ઈમામત

એક માણસને મસા (બવાસીર)નો રોગ છે. પણ કાયમ તેને લોહી નથી વહેતું કે શરઈ દષ્ટિએ તે મા'ઝૂર કહેવાય. અલબત્ત, લોહી કયારે નીકળે અને કયારે વહી પડે, તેની બીક અને સંભવ રહ્યા કરે છે. તો એવો માણસ શરઈ મા'ઝૂર નથી. જેથી સામાન્ય રીતે એવા માણસની ઈમામત દુરુસ્ત છે. તેમ છતાં સાવચેતી એમાં જ છે કે બીજો માણસ ઈમામતના લાયક હોય તો આ માણસ ઈમામત ન કરે. અલ્લાહ ન કરે જો વુઝૂ તૂટી ગયું તો બીજા મસઅલાઓ પેશ ન આવે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૩ / ૧૦૩, 'શામી']

## [૨૬૬] જેના હાથ કાંપતા હોય અથવા મોંઢામાં બનાવટી ચોખઠું હોય તેની ઈમામત

જો કોઈનો હાથ અથવા પગનો વધુ ભાગ કાંપતો હોય, અને તે ધ્રુજારી એટલી સાધારણ હોય કે હાથ–પગ સાધારણ હલતા હોય અને નમાઝના અરકાન અદા કરવામાં તકલીફ ન થતી હોય તો તેની ઈમામત માટે મનાઈ નથી.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૦ / ૨૬૨]

એ જ પ્રમાણે જો ઈમામે પોતાના દાંતમાં બનાવટી દાંત લગાવ્યા હોય, તો પણ તેની ઈમામતમાં કોઈ ખામી નથી.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૫ / ૩૫૩]

## [૨૬૭] જેની કમર વાંકી વળી ગયેલી હોય તેની ઈમામત

ઈમામતના સહીહ થવાના માટે શર્ત આ છે કે ઈમામની કમર એટલી વાંકી વળેલી ન હોય, જેટલી રુકૂઅની હાલતમાં નમાઝીની પીઠ હોય છે. જેથી જો કોઈ માણસની કમર એટલા પ્રમાણમાં વળી ગયેલી છે કે રુકૂઅની હાલતમાં હોય એમ માલૂમ પડે છે તો પછી તેના માટે તંદુરસ્ત માણસની ઈમામત કરવું સહીહ નથી. હાં, ઈમામ અને મુક્તદી બન્ને એવા જ હોય તો ઈમામત દુરુસ્ત છે.

['મસાઈલે ઈમામત' : ૬૪]

# 19 જુમ્અહ અને બંને ઈદોની નમાઝોનું બયાન

## [૨૬૮] જુમ્અહ કેવા પ્રકારના બીમાર પર વાજિબ નથી ?

- જે ઉઝ્રોના કારણે બીમારના માટે જમાઅતનો હુકમ રદ થઈ જાય છે, તે જ ઉઝ્રોના કારણે જુમ્અહના વાજિબ થવાનો હુકમ પણ રદ થઈ જાય છે. દાખલા તરીકે :
  - એવો બીમાર માણસ જે મસ્જિદ સુધી જઈ ન શકતો હોય,
  - અથવા મસ્જિદ જવામાં બીમારી વધી જવાનો અથવા મોડેથી સારી થવાનો ભય હોય,
  - અથવા ઘણો વૃધ્ધ અશકત હોય,
  - અથવા અપંગ, લકવાગ્રસ્ત, અથવા આંધળો હોય,
  - અથવા તીવ્ર ઠંડી હોય કે નુકસાનનો સંભવ હોય,
  - અથવા એવા રોગીનો સારવાર કરનાર હોય કે એના ચાલી જવાથી બીમાર માણસને ઘણી તકલીફ થશે,

  તો એવા લોકો પર જુમ્અહની નમાઝ વાજિબ નથી.

- અલબત્ત, તે આંધળા માણસો :
  - જે તકલીફ વગર, કોઈની મદદ વગર બજારો, માર્ગોમાં ચાલ્યા–ફર્યા કરે છે અને,

- જે મસ્જિદમાં જવું હોય ત્યાં ખંચાવા વગર જઈ શકે છે અને,
- કોઈને પૂછવા વગર મસ્જિદને ઓળખી લે છે,

તેઓના પર જુમ્અહ વાજિબ છે.

- એ જ પ્રમાણે તે લંગડો માણસ જે મસ્જિદ સુધી કોઈ પણ તકલીફ વગર જઈ શકે છે, તેના પર જુમ્અહની નમાઝ વાજિબ છે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૩૬, ૪૩૫]

## [૨૬૯] બીમાર અને મા'ઝૂર માણસ ઝોહરની નમાઝ ક્યારે પઢે ?

જે માણસ બીમારીના કારણે અથવા કોઈ બીજા યોગ્ય ઉઝ્રના કારણે જુમ્અહની નમાઝમાં શરીક નથી થઈ શકતો. તેના માટે મુસ્તહબ આ છે કે તે સ્થળે જુમ્અહની નમાઝ થઈ જવા પછી ઝોહરની નમાઝ અદા કરે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૨ / ૪૦૯]



## [૨૭૦] મા'ઝૂર માણસો ગામમાં બંને ઈદોની નમાઝ પઢી શકે છે

બંને ઈદોની નમાઝ ગામથી બહાર પઢવું સુન્નતે મુઅક્કદહ છે. તેમ છતાં જો અમુક મા'ઝૂર એવા હોય જેમનું ત્યાં સુધી પહોંચવું અશક્ય અને મુશ્કિલ હોય અને ગામની અંદર તે બધાં મા'ઝૂર ભેગા થઈ જાય અને કોઈ માણસ જમાઅતની સાથે બંને ઈદોની નમાઝ પઢાવી દે તો તેમાં કોઈ વાંધો નથી.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૬ / ૫૩૪]

# 20 ફિદયહનું બયાન

## [૨૭૧] નમાઝનો ફિદયહ કયારે આપવો જાઈઝ છે ?

[૧] બીમાર માણસની હાલત કેવી પણ નાઝુક થઈ જાય, તો પણ છૂટેલી નમાઝોનો ફિદયહ આપી શકતો નથી. કારણ કે જયાં સુધી ઈશારાથી પણ નમાઝ પઢી શકતો હોય, (નમાઝ) પઢવું લાઝિમ છે. અલબત્ત, ઈશારાથી પણ જો નમાઝ ન પઢી શકતો હતો અને પછી તંદુરસ્ત થવા પહેલાં ઈન્તિકાલ થઈ ગયો તો તેના માટે નમાઝ માફ છે. જેથી એવા બીમાર માણસ માટે ફિદયહ વાજિબ નથી.

[૨] જો છૂટેલી નમાઝોનો ફિદયહ પોતાની બીમારીની હાલતમાં આપી દીધો, તો તે ફિદયહ અદા ન થશે. બલ્કે તે સદકહ થઈ જશે. અને તેના માટે કઝા નમાઝ પઢવું જરૂરી થશે. ભલે ઈશારાથી જ પઢી શકતો હોય.

[૩] જો કઝા નમાઝ ન પઢી શકયો, તો ઝિંદગીમાં જો કે ફિદયહ આપવું સહીહ ન હતું. પણ એવા માણસ માટે મૃત્યુથી પહેલાં ફિદયહ અદા કરવાની વસિય્યત કરવું લાઝિમ છે. વસિય્યત કરવા પછી વારસદાર માટે મૃત્યુ પામનારે છોડેલા માલના ૧/૩ (ત્રીજા ભાગ)ના માલમાંથી ફિદયહ અદા કરવું જરૂરી થશે.

[૪] અને જો વસિય્યત ન કરી તો વારસદારોને અધિકાર છે કે પોતાના તરફથી ફિદયહ અદા કરી દે અથવા મૃત્યુ પામનારે છોડેલા માલમાંથી અદા કરી દે. આ શર્તે કે બધા વારસદારોની ઈજાઝત હોય. અને તેમાં કોઈ વારસદાર નાબાલિગ ન હોય.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૪ / ૩૪૬, 'દુર્રે મુખ્તાર' : ૨ / ૫૩૨]

## [૨૭૨] બીમાર રોઝહનો ફિદયહ આપી શકે ?

જો કોઈ બીમાર કે અશકત કે કમઝોર માણસને રોઝહ રાખવું હાનિકારક અને નુકસાનકર્તા હોય તો એવા માણસની બે હાલતો હશે અને બંનેના હુકમ જુદા જુદા હશે.

[૧] કમઝોરી કે બીમારી જો એવી છે કે તંદુરસ્તીની ઉમ્મીદ છે, ત્યારે તો તંદુરસ્તી પછી તેની (રોઝહની) કઝા કરવી વાજિબ છે. આ સ્થિતિમાં ફિદયહ આપવું સહીહ નથી. ફિદયહ આપવાના કારણે રોઝહ રાખવાથી છૂટકારો ન મળશે. બલ્કે (રોઝહ) ન રાખવાથી અલ્લાહ તઆલાને ત્યાં પકડ થશે.

[૨] અને જો કમઝોરી કે બીમારી એ પ્રકારની છે કે તંદુરસ્તીની કોઈ ઉમ્મીદ નથી. અને અંતિમ શ્વાસ સુધી રોઝહ રાખવાની શકિત મળવાથી બિલ્કુલ નિરાશા દેખાય છે. તો આ સ્થિતિમાં જીવનમાં ફિદયહ આપવું જાઈઝ થશે. તેણે મરતી વખતે વસિય્યત કરવાની જરૂરત નથી. હાં, જો પોતાના જીવનમાં ફિદયહ ન આપી શકયો તો વસિય્યત કરવું વાજિબ થશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૨૯૮, 'શામી' : ૪૧૦]

## [૨૭૩] શયૂખે ફાની (મોત નજીક હોય તેવા વયોવૃધ્ધ)નો હુકમ

એવો વૃધ્ધ માણસ જેમાં રોઝહ રાખવાની બિલ્કુલ શકિત ન હોય અને આ આશા ન હોય કે ભવિષ્યમાં તેના અંદર એટલી શકિત આવી જશે કે રોઝહ રાખી શકશે, બલ્કે રોઝહ રાખવું તેના માટે ઘણું નુકસાનકર્તા હોય અથવા કોઈ બીજી નવી બીમારીનું નિમિત્ત થઈ શકતું હોય તો એવા વયોવૃધ્ધ (શયૂખે ફાની)ના માટે જાઈઝ છે કે પોતાના જીવનમાં રોઝહનો ફિદયહ આપી દે. ['દુર્રે મુખ્તાર' : ૨ / ૪૧૦]

## [૨૭૪] બીમાર બીમારીની હાલતમાં મૃત્યુ પામે

જો કોઈ બીમાર બીમારીના કારણે રોઝહ ન રાખી શકયો અને મૃત્યુ પામ્યો તો તેના બે પ્રકારો છે.

[૧] જયારથી બીમાર થયો, તે પછીથી સારો થયો જ નથી અને એટલી પણ તંદુરસ્તી નહીં મળી કે રોઝહ રાખી શકે. બલ્કે હંમેશા બીમાર જ રહ્યો. અલબત્ત, તંદુરસ્તીની ઉમ્મીદ હતી પરંતુ તે પછી પણ તે જ બીમારીમાં મૃત્યુ પામ્યો. તો આ સ્થિતિમાં બીમાર પર કોઈ ફિદયહ વાજિબ નથી. અને તેના તરફથી ફિદયહ આપવાની જરૂરત નથી.

[૨] અને જો બીમારી પછી એટલી તંદુરસ્તી મળી ગઈ કે રોઝહ રાખી શકે અને કઝા કરી શકે, તો પણ કઝા રોઝહ ન રાખ્યા તો જેટલા દિવસો સુધી કઝા કરવાની શકિત મળી હતી એટલા દિવસો સુધી (રોઝહનો) ફિદયહ આપવું અથવા ફિદયહ આપવાની વસિય્યત કરવું જરૂરી છે. જો વસિય્યત ન કરી અને મૃત્યુ પામ્યો તો વારસદારો માટે ફિદયહ આપવું વાજિબ નથી. ફિદયહ આપી દે તો ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલાને ત્યાં કબૂલ થશે. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૬ / ૪૬૨, 'શામી' : ૪૦૬]

## [૨૭૫] બીમાર તંદુરસ્ત થઈ જાય અથવા વૃધ્ધ શકિતશાળી થઈ જાય

- બીમારે આ સમજીને કે આ પ્રકારનો રોગ કયારે સારો નથી થતો. તેણે ફિદયહ આપી દીધો. અથવા,
- કોઈ વૃધ્ધ ઈન્સાનને શકિત અને બળથી એકદમ હતાશા થઈ ગઈ અને તેણે રોઝહનો ફિદયહ આપી દીધો,
- તે પછી બીમાર માણસ તંદુરસ્ત થઈ ગયો અથવા,

● વૃધ્ધ ઈન્સાનમાં શકિત આવી ગઈ,

તો આ બન્ને પર રોઝહની કઝા લાઝિમ થશે. રોઝહનો ફિદયહ આપ્યો હતો તે કાફી (પૂરતો) ન થશે, બલ્કે તે સદકહ થઈ જશે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૩ / ૩૪૨, 'શામી' : ૪૧૧]

## [૨૭૬] ફિદયહની વસિય્યત કરવું કયારે વાજિબ છે ?

[૧] જે માણસે કોઈ ઉઝ્રના કારણે રોઝહ ન રાખ્યો અને ઉઝ્રના ખતમ થવા પછી તેને એટલી શકિત મળી ગઈ કે કઝા કરી શકે, તો પણ તેણે કઝા ન કરી તો છૂટેલા રોઝહમાંથી જેટલા દિવસની કઝા કરવાની શકિત હતી, મૃત્યુ પહેલાં તે રોઝહના ફિદયહ આપવાની વસિય્યત કરવું લાઝિમ છે. આ શર્તે કે તે એટલો વારસો છોડીને જઈ રહ્યો હોય જે (વારસા)ના ૧ / ૩ ત્રીજા ભાગમાંથી તેનો ફિદયહ અદા કરી શકે.

[૨] એ જ પ્રમાણે તે માણસ જેણે જાણી જોઈને કોઈ પણ ઉઝ્ર વગર રોઝહ ન રાખ્યા, તો તેના માટે પણ ફિદયહની વસિય્યત કરવું જરૂરી છે.

['દુર્રે મુખ્તાર' : ૪૦૬]

## [૨૭૭] ગરીબ બીમાર ફિદયહ ન આપી શકતો હોય તો શું કરે ?

જે માણસને ફિદયહ અદા કરવાની શકિત ન હોય તો તેણે તવબહ, ઈસ્તિગફાર કરવું જોઈએ. અને ઈરાદો આ રાખવો જોઈએ કે અલ્લાહે શકિત આપી તો તેને અદા કરીશ.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૩૧૩, 'દુર્રે મુખ્તાર' : ૪૧૦]

## [૨૭૮] બીમાર મન્નતનો રોઝહ ન રાખી શકયો

જો કોઈ પર મન્નતનો રોઝહ વાજિબ હતો, અને તે રાખી શકયો નહીં. તેણે જો વસિય્યત કરી હોય તો વારસદારો પર તેના માલમાંથી ફિદયહ અદા કરવું વાજિબ થશે. અને જો વસિય્યત ન કરી હોય તો ફિદયહ અદા કરવું વાજિબ નથી. અલબત્ત, વારસદારો જો ફિદયહ આપી દે તો તેમનો ઉપકાર થશે. અને જો બીમારીની હાલતમાં મન્નત માની અને તે બીમારીથી સારો નહીં થયો કે તેનાથી પહેલા મૃત્યુ પામ્યો તો પછી ફિદયહની વસિય્યત કરવી વાજિબ નથી.

['દુર્રે મુખ્તાર' : ૪૨૪]

## [૨૭૯] જો વારસદારોએ ફિદયહ ન આપ્યો તો ?

મરનારે મૃત્યુથી પહેલાં ફિદયહ અદા કરવાની વસિય્યત કરી. પરંતુ વારસદારોએ તેના વારસામાંથી ફિદયહ ન આપ્યો તો વારસદારો ગુનેહગાર થશે. અને આ મૃત્યુ પામેલ વ્યક્તિ પણ આખિરતની પકડથી બચી ન શકશે. અહીં સુધી કે અલ્લાહ તઆલા માફ ન ફરમાવી દે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૪ / ૩૬૮, 'ફતાવા મહમૂદિય્યહ' : ૭ / ૯૮, 'દુર્રે મુખ્તાર' : ૫૩૨]

## [૨૮૦] ફિદયહનું પ્રમાણ તથા ફિદયહ કોને અને ક્યારે આપવામાં આવે ?

દરરોજની પાંચ ફર્ઝ નમાઝો અને એક વિત્ર મળી દરેક દિવસની ૬ (છ) નમાઝોનો ફિદયહ વાજિબ થશે.

[૧] દરેક નમાઝ અથવા દરેક રોઝહના તરફથી અડધો સાઅ (૧ કીલો ૬૩૩ ગ્રામ) ઘઉં આપવું વાજિબ થશે.

[૨] ફિદયહ દરેક એવા માણસને આપી શકાય છે જે ઝકાતનો હકદાર, ગરીબ

અને મિસ્કીન હોય. અલબત્ત, પોતાના મૂળ (પૂર્વજ) (બાપ, દાદા, દાદી, મા, નાની) અને અનુજ (છોકરો, પૌત્ર, છોકરી, પૌત્રી, નવાસી વગેરે)ને નથી આપી શકતા.

[૩] એક રોઝહનો ફિદયહ અલગ અલગ મિસ્કીનને પણ આપી શકે છે. એ જ પ્રમાણે ઘણાં રોઝહના ફિદયહ એક જરૂરતમંદને પણ આપી શકીએ છીએ. જેમ કે સદકએ ફિત્રનો મસઅલો છે. (અલબત્ત, કફ્ફારહનો ફિદયહ હોય તો એક રોઝહનો ફિદયહ એક માણસને જ આપવું લાઝિમ છે.) ['ફતાવા રહીમિય્યહ' : ૫ / ૧૯૯]

[૪] ફિદયહમાં અનાજ અથવા તેની કીમત આપવાના બદલે દરેક રોઝહના બદલામાં એક એક મિસ્કીનને સવાર અને સાંજ પેટ ભરીને ખાવું ખવડાવવું પણ જાઈઝ છે. ['બિહિશ્તી ઝેવર' : ૩ / ૨૦]

[૫] રમઝાન માસ આવવા પહેલાં ફિદયહ આપવું દુરુસ્ત નથી. અલબત્ત, રમઝાન માસનો ચાંદ દેખાય જાય, તે પછી આખા રમઝાન માસનો ફિદયહ એક સાથે જ અગાઉથી આપી દેવું જાઈઝ છે. ['શામી' : ૩ / ૪૦૬]

<u>મસ્રફ (વહેંચણી :</u>

- એક અથવા બધી નમાઝોનો ફિદયહ એક જ ગરીબને આપવું જાઈઝ છે. પરંતુ એક ગરીબને ઓછામાં ઓછો એક નમાઝનો ફિદયહ (અરધો સાઅ) આપવું જરૂરી છે. તેથી ઓછું આપવું જાઈઝ નથી.
- જેથી જો પાંચ નમાઝોના (કુલ અઢી સાઅ) ફિદયહમાંથી સવા બે સાઅ ઘઉં એક ગરીબને આપ્યા. અને માત્ર પા સાઅ બીજા ગરીબને આપ્યો તો ચાર નમાઝોનો ફિદયહ અદા થશે. અને પાંચમી નમાઝનો ફિદયહ અદા ન થશે. (કારણ કે બીજા ગરીબને અરધા સાઅ કરતાં ઓછો ફિદયહ આપ્યો છે.)
- જે લોકોને ઝકાત આપવું જાઈઝ છે, તેમને ફિદયહ આપવું પણ જાઈઝ છે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૩ / ૩૫૮, 'દુર્રે મુખ્તાર' : ૨ / ૫૩૨]

# 21 રોઝહનું બયાન

## [૨૮૧] કેવા બીમારના માટે રોઝહ ન રાખવાની ઈજાઝત છે ?

- જે ઉઝ્રોના કારણે રોઝહ ન રાખવાની અથવા તોડી નાંખવાની ઈજાઝત છે તે મૂળ ૯ (નવ) છે. તેમાં :

  (૧) બીમારી, (૨) શયૂખે ફાની અર્થાત્ મોત નજીક હોય તેવા વૃધ્ધ હોવું અને (૩) ગાંડપણ અને બેહોશી છે.
- બીમારી લાગુ થવા પર કઈ હાલતમાં રોઝહ ન રાખવાની અથવા તોડી નાંખવાની ગુંજાઈશ છે તેની વિગતો નીચે મુજબ છે :–

**બીમારી** :

જો બીમાર અને અશકત માણસને રોઝહ રાખવાથી :

- જીવ જવાનો,
- કોઈ અંગના બેકાર થઈ જવાનો,
- કોઈ બીજો નવો રોગ પૈદા થવાનો,
- લાગુ થયેલ રોગ વધી જવાનો,
- મોડેથી સારા થવાનો ભય હોય,
- આંખ કે માથામાં અસહ્ય દુ:ખાવો હોય,
- કોઈ ઝખમમાં તીવ્ર તકલીફ હોય.

તો આ સર્વે હાલતોમાં રોઝહ ન રાખવાની ઈજાઝત છે.

એ જ પ્રમાણે આ હાલતોમાં જો રોઝહ રાખ્યો હોય તો તોડી નાંખવાની

ઈજાઝત છે.

ઉપરોક્ત ઉઝ્રના કારણે આ ઈજાઝત અને પરવાનગી દરેક તે બીમારના માટે છે જેને તુલૂએ ફજ્રથી પહેલાં બીમારી લાગુ થઈ હોય અથવા તુલૂએ ફજ્ર પછી બીમારી લાગુ થઈ હોય. ભલે રોઝહની નિય્યત કરવા પહેલાં અથવા રોઝહની નિય્યત કરવા પછી (બીમારી લાગુ થઈ હોય) દરેક હાલતમાં રોઝહ તોડવાની ગુંજાઈશ છે. ['શામી' : ૪૦૩]

## [૨૮૨] કઈ શર્તોની સાથે રોઝહ ન રાખવાની ઈજાઝત છે ?



કયા બીમારના માટે રોઝહ નુકસાનકર્તા છે અને કયા બીમારના માટે રોઝહ નુકસાનકર્તા નથી. તેનો નિર્ણય માત્ર વહેમ અને ધારણાના કારણે દુરુસ્ત નથી, બલ્કે રોઝહ ન રાખવા અથવા તોડી નાંખવા માટે શર્ત આ છે કે :–

[૧] પોતાના અનુભવ અને નિશાનીથી આ વાત યકીની હોય કે રોઝહ રાખવાથી તીવ્ર નુકસાન થશે.

[૨] અથવા તેના માટે રોઝહ નુકસાનકારક હોવું કોઈ એવો માણસ બતલાવે જેને એવી જ બીમારીથી અનુભવ થઈ ચુકયો હોય.

[૩] અથવા કોઈ મુસલમાન નિષ્ણાત ડોકટરે રોઝહ રાખવાની મનાઈ કરી હોય અને તેને (રોઝહ રાખવાને) નુકસાનકર્તા બતલાવ્યું હોય.

[૪] માત્ર ગૈર મુસલમાન ડોકટરની વાત પર ભરોસો કરવો કાફી (પૂરતો) નથી. જયાં સુધી કોઈ મુસલમાન ડોકટર અનુમોદન ન કરે અથવા પોતાના અનુભવ અને અલામતથી પોતાને રોઝહ રાખવા પર નુકસાન થવાનું યકીન ન હોય, કારણ કે ઈબાદતની બાબતમાં ગૈર મુસલમાનની વાત ભરોસાપાત્ર નથી. ['શામી' : ૩ / ૪૦૩]

## [૨૮૩] બીમારીના વહેમથી રોઝહ ન રાખવો જાઈઝ નથી

માત્ર આ વહેમ અને શંકાથી કે રોઝહ રાખવાથી બીમારી વધી જશે અથવા ઘણી વધારે અશકિત અને તકલીફ થશે, રોઝહ ન રાખવું જાઈઝ નથી. અલબત્ત, જયારે કોઈ દીનદાર મુસ્લિમ ડોકટરની સલાહ હોય કે આ પરિસ્થિતિમાં રોઝહ રાખવું તબીઅત માટે નુકસાનકર્તા છે અથવા પોતાનો અનુભવ હોય કે રોઝહ રાખવાથી નુકસાન થાય છે અને કંઈક એવા લક્ષણો પણ દેખાયા હોય અને દિલ પણ ગવાહી આપતું હોય કે રોઝહ રાખવું નુકસાન કરશે, તો રોઝહ ન રાખવાની ઈજાઝત અને ગુંજાઈશ છે. નહીંતર નફ્સની યુકિતઓ—બહાના હઝાર રસ્તાઓ કાઢી લે છે જયારે કે અલ્લાહ તઆલા દિલોના પ્રપંચો—બહાનાઓથી સારી રીતે વાકિફ છે. ['શામી']

## [૨૮૪] તંદુરસ્ત માણસને રોઝહ રાખવાથી બીમારી થવાનો યકીન હોય

જો કોઈ માણસ દેખીતી રીતે તંદુરસ્ત છે. પણ તેને પોતાના અનુભવ અથવા કોઈ અલામત અથવા મુસલમાન અનુભવી ડોકટરના કહેવા મુજબ યકીન હોય કે રોઝહ રાખવાથી બીમાર થઈ જશે અથવા રોઝહ રાખવાથી અસામાન્ય અશકિત થઈ જશે. તો એવા માણસ માટે આ પરિસ્થિતિમાં રોઝહ ન રાખવાની ઈજાઝત થશે. પણ માત્ર શંકાના કારણે ઈજાઝત ન થશે.

وَاللّٰهُ يَعْلَمُ مَا فِى الصُّدُوْرِ الخ

અને અલ્લાહ તઆલા જે કંઈ દિલોમાં છે તેને જાણે છે.

['શામી' : ૩ / ૪૦૪]

## [૨૮૫] બીમાર માણસને રોઝહ રાખવાની શક્તિ હોય

જો કોઈ માણસ બીમાર છે, પણ મુસ્લિમ અનુભવી ડોકટર અથવા પોતાના અનુભવ પ્રમાણે રોઝહ રાખવાથી તેને કોઈ પણ પ્રકારનું નુકસાન ન થશે તો એવા બીમાર માટે રોઝહ રાખવું લાઝિમ અને જરૂરી છે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૨૭૩]

## [૨૮૬] રોઝહ રાખવાથી બીમારી વધી જતી હોય

જો રોઝહ રાખવાથી બીમારી વધી જતી હોય, દાખલા તરીકે : લોહી નીકળવા લાગતું હોય અથવા મસા ફૂલી જતા હોય અથવા કોઈ બીજી બીમારી લાગુ થઈ જતી હોય તો તેના માટે રમઝાનમાં રોઝહ ન રાખવાની ઈજાઝત છે.

એ જ પ્રમાણે ત્યાં સુધી કઝા કરવાનો હુકમ પણ રદ રહેશે જયાં સુધી આ ભય બાકી રહે. તે પછી કઝા કરવું જરૂરી થશે. ફિદયહ આપવું કાફી (પૂરતું) ન થશે.

અલબત્ત, બીમારી જો એ પ્રકારની કાયમી બની ગઈ હોય કે જયારે રોઝહ રાખે છે ત્યારે બીમારી વધી જાય છે અને ભવિષ્યમાં સારી થવાની કોઈ આશા ન હોય તો ફિદયહ આપવાની ગુંજાઈશ છે. ['શામી' : ૩ / ૪૦૪]

## [૨૮૭] રોઝહ રાખવાથી ગેસની બીમારી વધી જાય

અમુક ગેસટિક (વાયુ)ના દર્દીઓનું પેટ જયારે ખાલી હોય છે તો ગેસ (વાયુ) ઘણો વધી જાય છે. એવો માણસ જયારે રોઝહ રાખે છે તો પેટ ખાલી

હોવાના કારણે ગેસ (વાયુ) ઘણો વધારે થઈ જાય છે, પણ આ કોઈ એવો ઉઝ્ર નથી કે રોઝહ ન રાખવાની ઈજાઝત થઈ જાય.

જો ગેસ (વાયુ) એટલો વધી જાય કે વુઝૂ સાચવવું મુશ્કિલ થઈ જાય તો એવા માણસનો હુકમ વુઝૂના બયાનમાં શરઈ મા'ઝૂરના પ્રકરણ નં. : ૭ માં વાંચી લો.

## [૨૮૮] રોઝહ રાખવાથી પેશાબના ટીપાં વધુ આવવા લાગે

અમુક લોકોને પેશાબના ટીપાં આવવાની બીમારી હોય છે, બલ્કે કયારેક રોઝહ રાખવાથી પેશાબના ટીપાં વધુ પ્રમાણમાં આવવા લાગે છે. પણ એટલા માટે કે આ બીમારી રોઝહમાં રુકાવટ નથી. એટલા માટે રોઝહ ન રાખવાની ઈજાઝત ન થશે. ['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૨૭૬]



## [૨૮૯] હંમેશા બીમાર રહેનારનો હુકમ

હંમેશા બીમાર રહેનારને તંદુરસ્તીની કોઈ ઉમ્મીદ ન હોય અને રોઝહ રાખવાથી તીવ્ર તકલીફ થતી હોય તો એવો માણસ શયૂખે ફાનીની જેમ છે. તેણે શયૂખે ફાનીની જેમ ફિદયહ અદા કરી દેવું કાફી (પૂરતું) થશે. ['શામી']

**શયૂખે ફાની :**

મરણોન્મુખ વ્યકિત અર્થાત્ ફના (મૃત્યુ) નજીક પહોંચેલો શખ્સ.

## [૨૯૦] શયૂખે ફાનીના તથા તંદુરસ્ત વૃદ્ધના અને કમઝોર વૃદ્ધના હુકમો

[૧] શય્ખે ફાની એવા માણસને કહે છે કે જે એટલો વૃધ્ધ થઈ ગયો હોય કે તેને રોઝહ રાખવાની બિલ્કુલ શકિત ન હોય અને મૃત્યુ નજીક પહોંચી ગયો હોય. શય્ખે ફાની માટે ઉંમરનું કોઈ બંધન નથી.

જેથી જો કોઈ માણસ શય્ખે ફાનીની મર્યાદામાં આવી ચુકયો હોય અને રોઝહ રાખવાની રમઝાન માસમાં શકિત નથી અને ભવિષ્યમાં રોઝહ રાખવાની આશા નથી, તો એવા શય્ખે ફાનીના માટે રોઝહના બદલે ફિદયહ આપવું સહીહ છે.

[૨] અલબત્ત, તે માણસ જે છે તો ઘણી મોટી ઉંમરનો અને વૃધ્ધ, પણ એટલી શકિત અને તંદુરસ્તી છે કે આસાનીથી રોઝહ રાખી શકે છે અને રોઝહ રાખવાથી કોઈ પણ પ્રકારના નુકસાનનો ભય નથી, તો પછી તેણે રોઝહ રાખવું જરૂરી થશે.

[૩] એ જ પ્રમાણે એવો શખ્સ જે છે તો ઘણી મોટી ઉંમરનો અને વૃધ્ધ, પણ એટલી શકિત અને તંદુરસ્તી છે કે રોઝહ આસાનીથી રાખી શકે છે તો તેના માટે રોઝહ રાખવું જરૂરી થશે. હાં, જયારે રોઝહ રાખવાની શકિત બાકી ન રહે તો ફિદયહ આપવું સહીહ થશે.



## [૨૯૧] બીમારી સારી થઈ ગઈ પરંતુ અશક્તિ બાકી હોય

કોઈ પણ બીમારીથી શિફા થઈ ગઈ, પરંતુ હજુ અશકિત બાકી છે અને આ પ્રબળ અનુમાન છે કે જો રોઝહ રાખ્યો તો ફરી પાછો બીમાર થઈ જશે અથવા અસામાન્ય અશકિત થઈ જશે તો રોઝહ ન રાખવું જાઈઝ છે.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૩ / ૩૨૯]

## [૨૯૨] બીમારી ફરીથી થવાનો ભય હોય

એક બીમાર માણસ દેખીતી રીતે સારો થઈ ગયો છે અને બીમારી દૂર થઈ ગઈ છે, પણ નિષ્ણાત ડોકટરને યકીન (ખાતરી) છે અથવા પોતાને અનુભવ છે કે રોઝહ રાખવાથી બીમારી ફરીથી થશે. તો રોઝહ ન રાખવાની ઈજાઝત છે. ['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૨૭૭]

## [૨૯૩] અલસર, ડાયાબિટીસ અને પથરીના બીમારનો હુકમ

[૧] અલસરના બીમારને થોડા થોડા કલાકે ખાવા–પીવાની જરૂરત થાય છે. જો ખાવા–પીવામાં વધારે મોડું કરવામાં આવે તો બીમારી વધી જાય છે અથવા અસામાન્ય તકલીફની સંભાવના હોય છે.

[૨] એ જ પ્રમાણે ડાયાબિટીસના અમુક દર્દીઓને રોઝહ રાખવાથી ડાયાબિટીસ વધી જવાનો અથવા અસામાન્ય અશક્તિનો ભય હોય.

[૩] એ જ પ્રમાણે મૂત્રપિંડ અને પથરીના જે દર્દીને ડોકટરે થોડા થોડા સમય પછી પાણી લેવું જરૂરી ઠેરવ્યું હોય :

તો આ ત્રણેવ દર્દીઓનો હુકમ આ છે કે :

રોગના વધવાના કારણે અને અસામન્ય તકલીફના કારણે રમઝાનમાં રોઝહ ન રાખવાની ઈજાઝત છે. પણ જયાં સુધી તંદુરસ્તીની આશા હોય ત્યાં સુધી ફિદયહ આપવું કાફી (પૂરતું) ન થશે. બલ્કે તંદુરસ્તી પછી કઝા કરવું લાઝિમ થશે. જો સતત અમુક રોઝહ રાખવા મુશ્કિલ હોય અને એક દિવસના આંતરે એક–એક રોઝહ રાખવું વધારે નુકસાનકારક ન હોય તો એક દિવસના આંતરે રાખવું જરૂરી થશે.

અલબત્ત, જો તંદુરસ્તીની બિલ્કુલ ઉમ્મીદ ન હોય અને બીમારીનું દૂર થવું અશકય હોય તો પછી ફિદયહ આપી શકે છે. ['શામી']

## [૨૯૪] દવા ન પીવાથી બીમારી વધી જવાનો ભય હોય

જો કોઈ માણસ રોઝહ રાખી તો શકે છે પણ ડોકટરે દવા જરૂરી ઠેરવી હોય કે સમયસર દવા ન લેવાથી બીમારી વધી જશે, જો ખરેખર પરિસ્થિતિ આ જ પ્રમાણે છે તો રોઝહ ન રાખવાની ઈજાઝત થશે. ['મુસ્લિમ', 'આલમગીરી']

## [૨૯૫] દિલ ધડકવાની બીમારી, ટીબી, સુગર, નસ્કોરી અને મિરગી (મૂગી, ફેફરું, હિસ્ટીરિયા)ની બીમારીનો હુકમ

- જો કોઈ માણસ દિલ ધડકવાની બીમારીનો દર્દી હોય અને આ વાત નશ્વિત હોય કે રોઝહ રાખવાથી દિલની ધડકનમાં વધારો થઈ જાય છે અને બેચેની થવા લાગે છે,
- એ જ પ્રમાણે ટીબી, દમ અને સુગર વગેરેના દર્દીને રોઝહ રાખવાથી હદથી વધારે અશકિત થઈ જતી હોય અથવા તે બીમારી વધી જતી હોય અથવા રોઝહ રાખવાથી મોડેથી સારી થવાનું પ્રબળ અનુમાન હોય,

તો આ ઉઝ્રોમાં રોઝહ ન રાખવું અને જો રોઝહ રાખ્યો હોય તો તોડી નાંખવું દુરુસ્ત છે. તંદુરસ્તી પછી કઝા કરવી લાઝિમ અને જરૂરી છે. અને જો એટલી તંદુરસ્તી પ્રાપ્ત ન થઈ કે રોઝહ રાખી શકે અને ભવિષ્યમાં રોઝહ રાખવાની ઉમ્મીદ દેખાતી ન હોય તો રોઝહનો ફિદયહ અદા કરે. અને જો રોઝહનો ફિદયહ અદા ન કરી શકયો હોય તો ફિદયહ અદા કરવાની વસિય્યત કરવી પડશે.

['ફતાવા રહીમિય્યહ' : ૨ / ૩૯]

## [૨૯૬] રોઝહ રાખવાથી હરસ–મસાના લોહીનું વહેવું

ખૂની બવાસીર (જેમાં લોહી પડતું હોય તેવા હરસ–મસા)માં રોઝહ રાખવાથી કયારેક લોહી વધુ પ્રમાણમાં નીકળવા લાગે છે અથવા મસા ફૂલી જાય છે અને અસામાન્ય તકલીફ થાય છે. તો એવા દર્દીને રમઝાન શરીફમાં રોઝહ ન રાખવાની ઈજાઝત છે. પછી જયારે તંદુરસ્ત થઈ જાય અને રોઝહ રાખવાના લાયક થઈ જાય તો તે સમયે કઝા કરે. પણ ફિદયહ આપવું કાફી (પૂરતું) ન થશે. અલબત્ત, એવો બીમાર જેનો રોગ કાયમી હોય અને તંદુરસ્તીથી બિલ્કુલ હતાશ થઈ ગયો હોય તો ફિદયહ આપવું જાઈઝ થશે.

## [૨૯૭] સગર્ભા અને અશક્ત સ્ત્રીનો હુકમ

- સગર્ભા સ્ત્રી જેને રોઝહ રાખવાથી અસામાન્ય અશકિત અથવા બેહોશી અથવા ગર્ભને નુકસાન પહોંચવાનો પ્રબળ ખતરો હોય, તેના માટે રોઝહ ન રાખવાની ઈજાઝત છે. ભલે ખતરાના વિષે તેનું ગુમાન (અનુમાન) સાચું નીકળે કે નહીં નીકળે.
- એ જ પ્રમાણે જો રોઝહ દરમિયાન સગર્ભા સાથે કોઈ એવી ઘટના બની ગઈ જેનાથી ઉપર જણાવેલ તકલીફનો ભય હોય, ત્યારે પણ રોઝહ તોડી નાંખવો દુરુસ્ત છે.
- એ જ પ્રમાણે જે સ્ત્રીને બાળક પૈદા થવાથી અશકિત વધારે થાય અને રોઝહ રાખવાથી પ્રબળ અનુમાન હોય કે ખૂદ પોતાની તબીઅત અથવા બાળકની તબીઅત પર ઘણી ખરાબ અસર પડશે અથવા રોઝહ રાખવાથી દૂધ સૂકાઈ જવાનો અથવા ઓછું થઈ જવાનો ભય હોય અને બાળકને માતાનું દૂધ ન મળવાથી અસામાન્ય અશકિતનો ભય હોય તો આ પરિસ્થિતિઓમાં રોઝહ ન રાખવાની ઈજાઝત થશે.

## [૨૯૮] મુસ્તહાઝહ (જેને માસિકના દિવસો સિવાય પણ લોહી આવતું હોય) તેવી સ્ત્રીનો હુકમ

જે સ્ત્રીને માસિકના દિવસો સિવાય લોહી આવવા લાગે (જેને મુસ્તહાઝહ કહે છે) તેનો હુકમ મા'ઝૂરના હુકમના જેમ છે. જેથી એના માટે રોઝહ રાખવું લાઝિમ છે અને ઈસ્તિહાઝહના કારણે રોઝહ કઝા કરી દેવું દુરુસ્ત નથી. હાં, જો લોહી વધારે વહેવાથી એવી પરિસ્થિતિ થઈ જાય કે રોઝહ ન રાખવું મુબાહ (જાઈઝ) થઈ જતું હોય તો પછી રોઝહ ન રાખવાની ગુંજાઈશ થશે.

# 22 રોઝહ તોડવાનું બયાન

## [૨૯૯] માત્ર શંકાના કારણે રોઝહ તોડવો મોટો ગુનો છે

કોઈ પણ સાધારણ બીમારી અને તકલીફ અને તાવ વગેરેમાં માત્ર શંકા અને અનુમાનના કારણે રોઝહ તોડવો જાઈઝ નથી. જયારે કે રોઝહ રાખવામાં નુકસાનના કોઈ ચિહ્ન નથી. અને અગાઉનો અનુભવ પણ નથી. જેથી કોઈ નવા રોગ પૈદા થવાના અથવા રોગ વધી જવાના માત્ર શંકા અને વહેમથી રોઝહ તોડી નાંખવાની પરિસ્થિતિમાં કફ્ફારહ લાઝિમ થશે. અર્થાત્ ૬૦ (સાંઠ) રોઝહ સતત રાખવા પડશે.

હાં, જો રોઝહ તોડવો મુબાહ (જાઈઝ) તો ન હતો, પણ રોઝહ તોડવા પછી રોગ એટલો વધી ગયો કે રોઝહની હાલતમાં હોતે તો રોઝહ તોડવો જરૂરી થતે, તો પછી કફ્ફારહ લાઝિમ ન થશે. ['દુર્રે મુખ્તાર' : ૩ / ૪૦૪]

## [૩૦૦] ગૈર મુસ્લિમ ડોકટરની સલાહ પર રોઝહ તોડવો

જો કોઈ બીમાર કોઈ ગૈર મુસ્લિમ ડોકટરની સારવાર હેઠળ હોય. જો ગૈર મુસ્લિમ ડોકટરના અભિપ્રાય મુજબ રોઝહ તોડવો જરૂરી હોય તો માત્ર તેની વાત પર ભરોસો કરવો સહીહ નથી. બલ્કે જો બીમારને પોતાને પ્રબળ અનુમાન હોય અથવા અનુભવ હોય અથવા આ પ્રકારના મુસલમાન બીમારનો અનુભવ હોય અથવા મુસ્લિમ ડોકટરની સલાહ હોય કે રોઝહ ન તોડવાથી

ખરેખર રોગ વધી જવાનો સંભવ છે તો રોઝહ તોડવું દુરુસ્ત થશે.

['શામી' : ૩ / ૪૦૪]

## [૩૦૧] રોઝહ તોડવો ક્યારે જાઈઝ છે ?

- રોઝહની હાલતમાં એવો બીમાર પડી જાય કે રોઝહ ન તોડવાથી જીવ જોખમમાં હોય અથવા બીમારી વધી જવાનું અથવા અસામાન્ય અશકિતનું પ્રબળ અનુમાન હોય તો રોઝહ તોડી નાંખવું દુરુસ્ત છે.
- એ જ પ્રમાણે જો અચાનક પેટમાં દુઃખાવો થયો કે બેચેન થઈ ગયો. અથવા સાપ કરડયો તો એવી હાલતમાં દવા પી લેવું અને રોઝહ તોડી નાંખવું દુરુસ્ત છે.
- એ જ પ્રમાણે જો બીમારી અથવા કોઈ બીજા કારણે તરસ એટલી લાગી કે મૃત્યુનો ભય છે તો પણ રોઝહ તોડી નાંખવું દુરુસ્ત છે.

['બિહિશ્તી ઝૈવર' : ૩ / ૧૭, રોઝહના મસાઈલ)

## [૩૦૨] તીવ્ર તાવ, દુઃખાવો અથવા બીજી કોઈ બીમારી લાગુ થઈ જાય

જો કોઈ માણસને એટલો તીવ્ર તાવ આવી ગયો, અથવા એવો દુઃખાવો થયો કે બેચેન થવા લાગ્યો અને રોઝહ ન તોડવાથી મૃત્યુનો ભય હોય અથવા બુદ્ધિ કે કોઈ બીજા અંગના પાયમાલીનો ભય હોય અથવા બીમારીની તીવ્રતા, અથવા બીમારી વધુ સમય લંબાવાનું પ્રબળ અનુમાન હોય તો રોઝહ તોડી નાંખવું જાઈઝ છે. માત્ર એ રોઝહની કઝા લાઝિમ થશે, રોઝહનો કફ્ફારહ લાઝિમ ન થશે. જો ઈન્જેકશન વડે ઉપચાર થઈ શકે તો રોઝહ તોડવું જાઈઝ નથી.

['અહસનુલ્ ફતાવા' : ૪ / ૪૩૨, 'શામી' : ૪૦૩]

## [૩૦૩] સાપ કરડવાના કારણે રોઝહ તોડવો

જો સાપ કોઈને કરડયો અને દવા પીવું જરૂરી થઈ જાય તો રોઝહ તોડી નાંખવું જાઈઝ છે. ['શામી' : ૩ / ૪૦૩]

## [૩૦૪] પ્રસૂતિની પીડાના કારણે રોઝહ તોડવો

સ્ત્રી પ્રસૂતિની પીડાથી એટલી પરેશાન હોય કે રોઝહ ન તોડવામાં સ્ત્રી અથવા બાળકને કોઈ નુકસાન પહોંચવાનું પ્રબળ અનુમાન હોય તો રોઝહ તોડી નાંખવું જાઈઝ છે. અલબત્ત, સાધારણ દુ:ખાવો હોય અને કોઈ પ્રકારનો ભય ન હોય તો રોઝહ તોડવું જાઈઝ નથી. જો રોઝહ તોડશે તો કફ્ફારહ વાજિબ થઈ જશે. અલબત્ત, તે જ દિવસે સૂર્યાસ્ત પહેલાં બાળકનો જન્મ થઈ જાય તો રોઝહનો કફ્ફારહ રદ થઈ જશે. ['શામી' : ૪૦૩, ૪૦૪]

## [૩૦૫] જીવ નીકળવાના સમયે રોઝહદારને શરબત આપવો

જો કોઈ રોઝહદાર જીવ નીકળવાની પરિસ્થિતિએ પહોંચી જાય તો એવી હાલતમાં રોઝહ ઈફતાર કરાવી દેવો જોઈએ અને શરબત કે ઝમઝમ આપવું જોઈએ. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૬ / ૪૭૦]

## [૩૦૬] દવા ન પીવામાં જાનનો ખતરો હોય તો રોઝહ તોડવું વાજિબ છે

- જો બીમારને કોઈ ખતરનાક બીમારી લાગુ થઈ છે કે જો દવા ન પીએ તો જીવનો જોખમ છે તો દવા પીને રોઝહ તોડવું વાજિબ છે. જો રોઝહ ન તોડયો અને મૃત્યુ પામ્યો તો ગુનેહગાર થશે.
- એ જ પ્રમાણે જો કોઈ બીમાર હોય અને તેને કોઈએ રોઝહ તોડવા પર મજબૂર કરી દીધો તો પણ રોઝહ તોડવું વાજિબ છે.

['બદાઈઅ' : ૨૪૫]

## [૩૦૭] કફ્ફારહના રોઝહ દરમિયાન બીમારી

જો કોઈ માણસ પર રમઝાનના રોઝહનો કફ્ફારહ વાજિબ થઈ જાય તો કફ્ફારહના રોઝહ સતત રાખવા જરૂરી છે. વચમાં એક રોઝહ પણ છૂટી જવાથી નવેસરથી રોઝહ રાખવું જરૂરી છે. જેથી જો કફ્ફારહના રોઝહના દરમિયાન કોઈ રોગ લાગુ પડવાના કારણે રોઝહ છોડવો પડયો અને સતત રોઝહ રાખવાનું બાકી ન રહ્યું તો તંદુરસ્ત થવા પછી નવેસરથી રોઝહ રાખવા પડશે. ['શામી']

## [૩૦૮] રોઝહ તોડવા પછી બીમાર થઈ ગયો

એક માણસ તંદુરસ્ત હતો. કોઈ એવી બીમારી ન હતી કે રોઝહ તોડવું એના માટે જાઈઝ હતું, પરંતુ તેણે રોઝહ તોડી નાંખ્યો. જેથી તેના પર કઝા અને કફ્ફારહ બન્ને લાઝિમ થઈ ગયા. પણ સૂર્યાસ્ત પહેલાં તે માણસ કોઈ એવા રોગમાં સપડાયો કે જો તે રોઝહદાર હોતે તો તેણે જરૂર રોઝહ ઈફતાર કરવો પડતે, તો એવા રોગમાં સપડાવાથી તેના ઝિમ્મેથી કફ્ફારહ રદ થઈ જશે.

['અહસનુલ્ ફતાવા' : ૪ / ૪૦૯]

## [૩૦૯] સાધારણ બીમારીમાં દવા પિવડાવવાથી કફ્ફારહ

જો કોઈ માણસને પેટનો દુઃખાવો અથવા તાવના કારણે જબરદસ્તીથી દવા પિવડાવી દીધી, જયારે કે દવા પિવડાવવા વગર પણ તે તકલીફને બરદાશ્ત કરી શકતો હતો, તો તેના કારણે કફ્ફારહ લાઝિમ ન આવશે. અલબત્ત, પાછળથી રોઝહની કઝા કરવી પડશે.

['કિફાયતુલ્ મુફ્તી' : ૪ / ૨૩૦, 'મસાઈલે રોઝહ' : ૧૩]

## [૩૧૦] ઉલટી થવા પછી ખાવું ખાઈ લીધું

જો કોઈ માણસને આપમેળે ઉલટી થઈ. તે સમજયો કે રોઝહ તૂટી ગયો અને તે પછી ખાઈ–પી લીધું. તો કફ્ફારહ વાજિબ ન થશે. માત્ર રોઝહની કઝા કરવી પડશે. ['અહસનુલ્ ફતાવા' : ૪ / ૪૪૩, 'શામી']

## [૩૧૧] બીમારે રોઝહ રાખવાની નિય્યત કરવા છતાં રોઝહ તોડી નાંખવો

જે માણસ બીમાર હોય તેને રોઝહ ન રાખવાની ઈજાઝત છે. હવે જો કોઈ બીમાર માણસે રોઝહ રાખવાની નિય્યત કરી લીધી, તે પછી કોઈ બેચેનીની હાલત ઉપસ્થિત ન થઈ, તે છતાં પણ તેણે રોઝહ તોડી નાંખ્યો. તો એ કારણે તેના પર કફ્ફારહ લાઝિમ ન આવશે. કારણ કે પહેલાંથી જ તેના પર રોઝહ રાખવો વાજિબ ન હતો. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૬ / ૪૨૫]

## [૩૧૨] બીમારનું રમઝાનના રોઝહ સિવાય બીજા કોઈ રોઝહની નિય્યત કરવું

રમઝાન શરીફના દિવસો રમઝાન શરીફના રોઝહના માટે નકકી છે. અને બીમાર માણસને રમઝાન શરીફમાં રોઝહ ન રાખવાની ઈજાઝત છે. જો બીમાર માણસ રમઝાન શરીફમાં ફર્ઝ રોઝહ રાખવાના બદલે આગળના બાકી રહી ગયેલા રોઝહની કઝાની નિય્યત કરે તો તેની નિય્યતનો એ'તિબાર ન થશે. અને રમઝાન શરીફનો રોઝહ જ માનવામાં આવશે. ['શામી' : ૩૪૨]

## [૩૧૩] રોઝહની હાલતમાં બેભાન થઈ જાય

[૧] કોઈ માણસ રોઝહની હાલતમાં બેભાન થઈ ગયો. અને આખો દિવસ કોઈ પણ દવા મોંઢામાં અથવા નળી મારફતે પેટ કે મગજમાં ન પહોંચાડી, તો તેનો તે દિવસનો રોઝહ સહીહ થઈ જશે. માત્ર બેભાન થવાથી રોઝહ નથી તૂટતો.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૨૯૨]

[૨] તે પછી પણ જો બેભાન રહ્યો અને બીજા દિવસે પણ દવા આપવામાં નહીં આવી. તે છતાં પણ બીજા દિવસના રોઝહની કઝા કરવી પડશે. કારણ કે બીજા દિવસે રોઝહની નિય્યત કરવામાં આવી નથી.

[૩] જો રમઝાન શરીફની રાતમાં બેભાન થઈ ગયો, બેભાન થવા પહેલાં તે દિવસનો રોઝહ રાખવાની નિય્યત હતી, તો તે દિવસનો રોઝહ સહીહ થઈ જશે. ઉપર જણાવેલ શર્તો પછી અલબત્ત તે પછી બાકી દિવસોના રોઝહની કઝા કરવી પડશે.

એ જ પ્રમાણે જો બેભાન થવા પહેલાં રાત્રે જ રોઝહ રાખવાની નિય્યત

ન હતી તો પછી તે પહેલાં દિવસનો પણ રોઝહ ન થશે.

['શામી' : ૩ / ૪૧૭]

## [૩૧૪] આખો રમઝાન બેભાન અથવા ગાંડપણ રહ્યું

જો કોઈ માણસ આખો રમઝાન બેભાન રહ્યો. તો તંદુરસ્ત થવા પછી છૂટેલા રોઝહની કઝા કરવી લાઝિમ છે. બેભાન થવાના કારણે રોઝહ માફ નથી. અંલબત્ત, જો બેહોશી સતત ૬ (છ) નમાઝ સુધી રહે તો તે નમાઝોની કઝા માફ થઈ જાય છે. ['શામી' : ૩ / ૪૧૭]

જો કોઈ માણસને આખો રમઝાન એ પ્રમાણેનું ગાંડપણ રહ્યું કે ન તો દિવસે અને ન રાત્રે મતલબ કે કોઈ સમયે પણ ગાંડપણ દૂર ન થયું તો તેના માટે રોઝહ માફ છે. રોઝહની કઝા કરવાની જરૂરત નથી.

અને જો આખો મહિનો ગાંડપણ ન રહ્યું, બલ્કે અમુક દિવસ ગાંડપણ રહ્યું અને અમુક દિવસ તંદુરસ્તી રહી. તો આ પરિસ્થિતિમાં વિગતો આ છે કે જો નાબાલિગ હોવાની હાલતમાં ગાંડપણ થયું હોય અને ગાંડપણની હાલતમાં જ બાલિગ થયો તો આ પરિસ્થિતિમાં ગાંડપણની હાલતમાં વીતેલા દિવસોની કઝા કરવાની જરૂરત નથી.

અને જો તે માણસ સમજ–બૂઝની હાલતમાં બાલિગ થયો અને તે પછી ગાંડપણની હાલત થઈ ગઈ અને અમુક દિવસ ગાંડપણ રહ્યું તે પછી તંદુરસ્ત થઈ ગયો તો આ પરિસ્થિતિમાં ગાંડપણની હાલતમાં વીતેલા દિવસોના રોઝહની કઝા કરવી પડશે. ['શામી' : ૩ / ૪૧૭]

## [૩૧૫] ભૂલથી ખાનાર અશક્ત રોઝહદારને યાદ ન બતલાવે

- રોઝહની હાલતમાં ભૂલથી ખાવા–પીવાથી રોઝહ નથી તૂટતો. હાં; ગલતી (બેકાળજી)થી જો પાણી વગેરે ગળામાં ચાલ્યું ગયું તો રોઝહ તૂટી જાય છે.
- જો કોઈએ કોઈ રોઝહદારને ભૂલથી ખાતો જોયો, તો તેને યાદ અપાવે કે નહીં, એ બાબતમાં વિગત આ છે કે :
  - જો રોઝહદાર અશકત નબળો કે બીમાર હોય, રોઝહ રાખવાથી તકલીફ થતી હોય તો તેને યાદ ન અપાવે.
  - જો તે માણસ અશકત નથી, બલ્કે તંદુરસ્ત શકિતશાળી છે, રોઝહથી તકલીફ નથી થતી, તો રોઝહ યાદ અપાવવું વાજિબ છે.

['ફતાવા આલમગીરી' : ૫૯]

## [૩૧૬] તંદુરસ્ત થવા પછી ખાવું નાજાઈઝ છે

કોઈ રોઝહદારને તીવ્ર દુ:ખાવો અથવા બીજી કોઈ તીવ્ર તકલીફ લાગુ થઈ અને દવા વગેરેના માટે રોઝહ તોડવો પડયો, તે પછી બિલ્કુલ આરામ થઈ ગયો, તો તેના માટે સૂર્યાસ્ત સુધી ખાવા–પીવાથી રોકાવું અને રોઝહદારોના મળતાપણું અપનાવવું વાજિબ થશે. ['શામી']

# 23 રોઝહ તૂટવાનું બયાન

## [૩૧૭] રસી, ઈંજેકશન અથવા ગ્લૂકોઝથી રોઝહ નથી તૂટતો

ઈંજેકશન અથવા ગ્લૂકોઝ ચઢાવવા બાબત મસઅલાની સ્પષ્ટતાથી પહેલાં રોઝહ તૂટવા અને ન તૂટવાની બાબતમાં મૂળ રીતે આ વાત દિમાગમાં રહે કે કોઈ વસ્તુના શરીરમાં દાખલ થવાથી રોઝહ ત્યારે જ તૂટે છે જયારે કે કોઈ દવા અથવા ખોરાક વગેરે હકીકી (સાચા) માર્ગથી સીધો મગજ અથવા પેટ સુધી પહોંચી જાય. અને જો હકીકી (સાચા) માર્ગના સિવાય નસ અથવા ગોશ્ત મારફતે દવા અથવા કોઈ પણ વસ્તુ પહોંચાડવામાં આવે તો તેનાથી રોઝહ તૂટતો નથી. ભલે પેટ અથવા મગજ સુધી કેમ ન પહોંચી જાય.

આ નિયમ પ્રમાણે ઈંજેકશન, અથવા ગ્લૂકોઝ પર વિચાર કરે કે ઈંજેકશન મારફતે દવા અથવા ગ્લૂકોઝ વગેરે જે ચઢાવવામાં આવે છે તે આખા શરીર અને પેટ સુધી પહોંચે છે. પણ એટલા માટે કે હકીકી (સાચા) અને અસલી (મૂળ) માર્ગથી પહોંચાડવામાં નથી આવતું, બલ્કે નસ અને છિદ્રો મારફતે પહોંચે છે. એટલા માટે તેનાથી રોઝહ તૂટશે નહીં.

[‘જદીદ ફિકહી મસાઈલ’ : ૧ / ૯૬, ‘શામી’ : ૩ / ૩૭૨]

## [૩૧૮] પ્લેગની રસી અને ખરાબ લોહી ખેંચવાથી રોઝહ તૂટશે કે નહિ ?

○ ઈંજેકશન જે પ્રકારનું હોય, તાવનું હોય કે શીતળાનું હોય, કે પ્લેગના રોગનું

હોય, તેનાથી રોઝહ તૂટતો નથી.

- એ જ પ્રમાણે (લોહી) ટેસ્ટ કરવા માટે લોહી કાઢવામાં આવે અથવા નસ્તર (વાઢકાપ) લગાડવામાં આવે તો તેનાથી પણ રોઝહ તૂટશે નહીં.
['ઈમ્દાદુલ્ અહકામ' : ૩ / ૧૩૪]

એ જ પ્રમાણે કૂતરાના કરડવાથી પેટમાં ખાસ પ્રકારના ઈંજેકશન આપવાથી પણ રોઝહ તૂટશે નહીં. ['મસાઈલે રોઝહ' : ૧૩૯]

## [૩૧૯] હરસના મસા પર દવા લગાવવી

હરસના મસા હુકનહ (મળાશય)થી (પાંચ–છ આંગળ અંદર) ઘણાં નીચે હોય છે. અને ગુદાના માર્ગથી દાખલ થનારી વસ્તુ જયાં સુધી મળાશય સુધી ન પહોંચી જાય, તેનાથી રોઝહ તૂટતો નથી. જેથી મસાઓ પર પાણી કે દવા લગાવીને ચઢાવવાથી રોઝહ તૂટશે નહીં. અલબત્ત, આમણ જે મળાશય સુધી પહોંચે છે, તેને ભીની આંગળી વડે અંદર કરવાના કારણે રોઝહ તૂટી જશે.
['ફતાવા રશીદિય્યહ' : ૩૭૩, 'અહસનુલ્ ફતાવા' : ૪ / ૪૩૦]



## [૩૨૦] ઈરાદાપૂર્વક ઉલટી કરવી અથવા આપમેળે થઈ જવી

- આપમેળે ઉલટી થાય, ભલે ઓછી હોય કે વધારે હોય, તેનાથી રોઝહ તૂટતો નથી. અલબત્ત, ઈરાદાપૂર્વક જાણી જોઈને ઉલટી કરે અને તે મોંઢું ભરીને હોય, (મોંઢું ભરીનેની નિશાની આ છે કે તેને રોકી ન શકે) તો તેનાથી રોઝહ તૂટી જશે. અને જો મોંઢું ભરીને ઉલટી ન થઈ હોય તો તેનાથી રોઝહ તૂટશે નહીં.
- એ જ પ્રમાણે જે ઉલટી મોંઢું ભરીને ન થઈ હોય, અને તે બેઈખ્તિયાર

(આપોઆપ) ગળાના નીચે ઉતરી જાય તો તેનાથી પણ રોઝહ તૂટશે નહીં. અલબત્ત, ઈરાદાપૂર્વક ઉલટી પી જાય, અને તે ચણાના જેટલી હોય તો રોઝહ તૂટી જશે.

['અહસનુલ્ ફતાવા' : ૪ / ૪૩૩, 'શામી' : ૩ / ૩૯૨]

- અને જો બેઈખ્તિયાર (આપોઆપ) આવનારી ઉલટીને રોઝહ તૂટવાનું કારણ સમજીને કંઈક ખાઈ–પી લીધું, તો રોઝહની કઝા કરવી પડશે. રોઝહનો કફ્ફારહ લાઝિમ ન થશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૨૮૧]

## [૩૨૧] રોઝહની હાલતમાં લોહી કઢાવવું અથવા લોહી ચઢાવવું

- રોઝહની હાલતમાં લોહી કઢાવવાથી રોઝહ તૂટતો નથી. અલબત્ત, અસામાન્ય અશક્તિ અને કમઝોરીનો ભય હોય કે રોઝહ પૂરો કરવાની શક્તિ રહેશે નહીં, તો મકરૂહ છે.
- લોહી ચઢાવવાથી પણ રોઝહ તૂટતો નથી. તેનું કારણ ઈંજેકશનના મસઅલામાં ધ્યાનપૂર્વક વાંચો.

['અહસનુલ્ ફતાવા' : ૪ / ૪૨૫, 'શામી' : ૩ / ૩૭૩]

## [૩૨૨] નસકોરીનું લોહી અંદર ચાલ્યું જાય

- નસકોરીનું લોહી ગળાથી પેટમાં ચાલ્યું જાય તો તેનાથી રોઝહ તૂટી જશે. પણ રોઝહનો કફ્ફારહ લાઝિમ થશે નહીં. ['અહસનુલ્ ફતાવા' : ૪૩૯]
- અને જો (નસકોરીનું લોહી) ગળામાં ગયું નહીં, બલ્કે થૂંકમાં તેની અસર મા'લૂમ પડી તો તેનાથી કોઈ ખલલ ન પડશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૬ / ૪૦૬, 'શામી' : ૩ / ૩૬૭]

## [૩૨૩] રોઝહની હાલતમાં આંખ, નાકમાં દવા નાંખવાનો હુકમ

- રોઝહને તોડનારી મૂળ તે વસ્તુઓ છે જે મગજ અથવા પેટ સુધી પહોંચી જાય.
- બીજું આ કે તે પહોંચવું પણ અસલી માર્ગ (હકીકી સૂરાખ)ના રસ્તાથી હોય. આ જ કારણ છે કે ઈંજેકશનથી રોઝહ તૂટતો નથી. કારણ કે ઈંજકેશન મારફતે દવા એના નિર્ધારિત માર્ગથી નથી જતી, બલ્કે નસના મારફતે શરીર અથવા પેટ સુધી પહોંચે છે.

આ બન્ને ઉસૂલોને નજર સમક્ષ રાખીને મસઅલો ધ્યાનપૂર્વક વાંચો.

[૧] • નાકમાં ભીની દવા નાંખવાથી મગજ કે પેટની ખાલી જગ્યા સુધી પહોંચી જાય, તો રોઝહ તૂટી જશે. નહીંતર રોઝહ તૂટશે નહી.

• એ જ પ્રમાણે જો સૂકી દવા નાંખી અને તેનું અંદર સુધી પહોંચવું નિશ્ચિત છે તો તેનાથી પણ રોઝહ તૂટી જશે. નહીંતર રોઝહ તૂટશે નહીં.

• રોઝહ તૂટવાનું કારણ આ જ છે કે તે અસલી રસ્તો છે અને તેનાથી દવા મગજ કે પેટ સુધી પહોંચી જાય છે.

[૨] આંખ અસલી રસ્તો નથી, એટલા માટે આંખમાં દવા નાંખવાથી રોઝહ તૂટતો નથી. ભલે ગળામાં તેનો સ્વાદ માલૂમ પડે. ['શામી' : ૩ / ૩૬૭]

## [૩૨૪] કાનમાં દવા-તેલ નાંખવાથી રોઝહ નથી તૂટતો

અરબી અને ઉર્દૂ ફિકહ અને ફતાવાની કિતાબોમાં લખ્યું છે કે કાનમાં

દવા, તેલ વગેરે નાંખવાથી રોઝહ તૂટી જાય છે. ફુકહાએ કિરામનું આ દ્રષ્ટિબિન્દુ તેમની પોતાની તહકીક (શંસોધન) પ્રમાણે છે. પણ હવે નવી તહકીકે (સંશોધને) તેને સ્પષ્ટ કરી દીધું છે કે કાન અને મગજના વચ્ચે કોઈ માર્ગ (રસ્તો) નથી. બલ્કે કાનના પરદાના પાછળ કોઈ દવા વગેરે જઈ જ શકતી નથી. જેથી આ સંશોધન પ્રમાણે હવે તેનો શરઈ હુકમ આ થશે કે :

કાનમાં કોઈ પણ પ્રકારની દવા, તેલ વગેરે નાંખવાથી હરગિઝ રોઝહ તૂટશે નહીં.

બંદાએ (મેં) પણ કાનના રચનાશાસ્ત્રના દરેક સ્પેશ્યાલિસ્ટ ડોકટરથી ચર્ચા કરી. તેમણે કાનની આકૃતિ પુસ્તકમાંથી કાઢીને બતાવી કે આ શકય જ નથી કે દવા અંદર જાય. જેથી આ પ્રમાણે જ કહેવામાં આવશે કે તે હઝરાતે ફુકહાએ કિરામ (અલ્લાહ તઆલા તેમના પ્રયત્નોને કબૂલ ફરમાવે)ના સામે જો આ તહકીક (સંશોધન) હોતે તો ખરેખર તેઓ પણ રોઝહ ન તૂટવાનો જ હુકમ લખતે. واللہ اعلم بالصواب

['રમઝાન ઔર જદીદ મસાઈલ' : ૯૯, ફતાવા મજલિસે તહકીક, મસાઈલે હાઝિરહ, કરાંચી, 'અલ્ બલાગ' (માસિક) કરાંચી, હિ.સ. ૧૪૨૨]

## [૩૨૫] રોઝહની હાલતમાં પાણી વડે કાનની સફાઈ

ગરમ પાણી પિચકારી વડે કાનની અંદર દાખલ કરવામાં આવે છે. જેથી કાનની સફાઈ થાય. તેનાથી રોઝહ તૂટશે નહીં. ભલે એ પાણીમાં દવા મેળવેલી હોય કે ન મેળવેલી હોય. ['દુર્રે મુખ્તાર' : ૩ / ૩૬૮]

## [૩૨૬] હંમેશા નાકમાં દવા નાંખવું જરૂરી હોય

અમુક દર્દીઓના નાક બંધ થઈ જાય છે. વારંવાર ઓપરેશન કરાવા

છતાં ફાયદો થતો નથી. જ્યારે કે દર અમુક કલાકે દવા નાંખવાથી નાક ખુલી જાય છે. અને શ્વાસ ચાલવા લાગે છે. જો રોઝહ રાખે અને આખા દિવસમાં દવા (નાકમાં) ન ટપકાવે તો શ્વાસ બંધ થઈ જાય છે અને તીવ્ર તકલીફ થાય છે. તો એવો દર્દી મા'ઝૂર છે. તેના માટે ત્યાં સુધી રોઝહ ન રાખવાની ઈજાઝત છે જ્યાં સુધી રોઝહ રાખવાની શકિત ન હોય અને શ્વાસ બંધ થઈ જતી હોય અને જો જીવનના અંતિમ શ્વાસ સુધી તેના દુરુસ્ત થવાની શકયતા ન હોય તો ફિદયહ આપવું દુરુસ્ત થશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૨૭૬, 'શામી']

## [૩૨૭] ભૂલથી નાક અથવા માથાના અંદરના ભાગે ઝખમમાં દવા લગાડી

જે જે જગ્યાઓ પર દવાઓ લગાડવાથી રોઝહ તૂટી જાય છે. જો કોઈને રોઝહ રાખેલો યાદ ન રહ્યો અને ભૂલથી પોતાને ગૈર રોઝહદાર સમજીને તે જગ્યાઓ પર દવા લગાડી, તો એટલા માટે કે ભૂલથી ખાવા–પીવાથી રોઝહ તૂટતો નથી. જેથી આ દવાઓ લગાડવાથી પ્રથમ દરજે રોઝહ તુટશે નહીં.

['ઈમ્દાદુલ્ ફતાવા' : ૨ / ૧૭૧, 'દુર્રે મુખ્તાર' : ૩ / ૩૭૫]

## [૩૨૮] પાઉડરથી દાંત સાફ કરવા

રોઝહની હાલતમાં મિસ્વાક કોઈ પણ પ્રકારની હોય, સૂકી હોય કે સ્વાદિષ્ટ હોય, તેનું કરવું સુન્નત છે. પણ ટૂથ પેસ્ટ કે ટૂથ પાઉડરની સ્થિતિ તેનાથી (મિસ્વાકથી) જુદી છે. તેમાં ઘણો મહસૂસ સ્વાદ હોય છે. ન મિસ્વાક માટે તેના સ્થાને બોલવામાં આવે છે, અને ન મિસ્વાકની સુન્નત અદા કરવા માટે તેની જરૂરત છે. એટલા માટે કોઈ તીવ્ર જરૂરત સિવાય તેનો ઉપયોગ (રોઝહની હાલતમાં) કરાહતથી ખાલી ન થશે. ['જદીદ ફિકહી મસાઈલ']

ફતાવા દારુલ્ ઉલૂમમાં છે :

સાવચેતી સાથે જો મંજન ઘસે અને દાંતોને સાફ કરે કે ગળામાં કંઈ ન જાય તો મકરૂહ નથી. અર્થાત્ મકરૂહે તહરીમી નથી. ખિલાફે અવ્લા અર્થાત્ મકરૂહે તન્ઝીહી છે. ['શામી' : ૩૯૫]

## [૩૨૯] સૂઈને ઉઠયા ત્યારે લોહી નજર આવ્યું

એક માણસ સૂઈને ઉઠયો તો તેને દાંતમાં લોહી નજર આવ્યું, પણ આ ખબર નથી કે લોહી ગળામાં ગયું છે કે નથી ? તો એનાથી તેનો રોઝહ તૂટશે નહીં. ['દુર્રે મુખ્તાર' : ૩ / ૩૬૮, 'શામી']

## [૩૩૦] રોઝહની હાલતમાં દાંત કઢાવવા

રોઝહની હાલતમાં દાંત કે દાઢ કઢાવવી અને મોંઢામાં દવા લગાડવી, તીવ્ર જરૂરત હેઠળ જાઈઝ છે. જરૂરત વગર મકરૂહ છે. જો લોહી કે દવા પેટમાં ચાલી જાય અને થૂંક પર ગાલિબ થાય અથવા થૂંકના બરાબર અથવા તેનો સ્વાદ મહસૂસ થાય તો રોઝહ તૂટી જશે, માત્ર રોઝહની કઝા વાજિબ થશે. ['શામી' : ૩ / ૩૬૮]

## [૩૩૧] દાંતના દુ:ખાવામાં દવા મૂકવી

જો દાંતમાં તીવ્ર દુ:ખાવો હોય, વધુ દુ:ખાવાના કારણે બેચેની હોય, જો દવા એવી રીતે તેમાં (દાંતમાં) મૂકી દે કે ગળાના અંદર ન જાય, તો આ પરિસ્થિતિમાં તેની ગુંજાઈશ (છૂટ) થશે. ગળાના અંદર જવાથી રોઝહ તૂટી જશે.

## [૩૩૨] લોહી રોકવામાં મંજનનો ઉપયોગ

મસોડામાંથી લોહી અને પરુ નીકળવાથી ખાસ પ્રકારનું મંજન લગાડવું ફાયદાકારક બતાવવામાં આવે છે. જો રોઝહની હાલતમાં ઉપચાર માટે મંજન લગાડવામાં આવે તો તેનાથી જો કે રોઝહ તૂટશે નહીં, પણ મકરૂહ થશે. જેથી જો કોઈએ લગાડી જ લીધું હોય તો તરત જ મોંઢું ધોઈ લે અને કોગળા કરી લે, જેથી તેની અસર પેટમાં ન જાય. અને મંજન એવું હોય કે આદત પ્રમાણે પેટમાં પહોંચતું ન હોય, તો પણ બચવું સારું છે. એટલા માટે કે મકરૂહે તન્ઝીહી તો દરેક હાલતમાં છે. ['શામી' : ૩ / ૩૯૫]

## [૩૩૩] પાયોરિયા (Pyorrhoea)નું પરુ (પીપ) મોંઢામાં ચાલ્યું જાય

અમુક લોકોને પાયોરિયા (Pyorrhoea)ના રોગના કારણે રોઝહની હાલતમાં અને ખાસ કરીને સૂવાની હાલતમાં મસોડામાંથી લોહી નીકળે છે. અને બેઈખ્તિયાર ગળામાં દાખલ થઈ જાય છે. અને કયારેક એ ખ્યાલથી કે મોંઢામાં થૂંક છે, તેને ગળી જાય છે. જયારે કે ગળાની નીચે ઉતરવાથી લોહીનો સ્વાદ મા'લૂમ પડે છે, તો એવા દર્દીનો હુકમ નીચે પ્રમાણે છે :

[૧] લોહીની અસર જો માત્ર ગળામાં ગઈ, પેટમાં તેની અસર ન પહોંચી, તો રોઝહ તૂટશે નહીં.

[૨] અને જો લોહીનું પ્રમાણ ઓછું હોય અર્થાત્ થૂંકનો રંગ લાલના બદલે પીળો હોય તો પેટમાં જવાથી પણ રોઝહ તૂટશે નહીં.

[૩] અલબત્ત, લોહીનું પ્રમાણ ઓછું હોવા છતાં ગળામાં તેનો સ્વાદ મા'લૂમ થાય તો પેટમાં જવાથી રોઝહ તૂટી જશે.

[૪] એ જ પ્રમાણે લોહીનું પ્રમાણ વધારે હોય અર્થાત્ થૂંક લાલ હોય તો પેટમાં જવાથી રોઝહ તૂટી જશે. ભલે સ્વાદ મા'લૂમ ન પડે.

જે પરિસ્થિતિઓમાં રોઝહ તૂટી જાય છે, તેમાં જો સૂવાની હાલતમાં કે કોઈ બીજા ઉઝ્રથી લોહી આપોઆપ પેટમાં ઉતરી જતું હોય, તો રોઝહ ન તૂટવાના કથનની ગુંજાઈશ માલૂમ પડે છે.

બહેતર આ છે કે જો નજીકના ભવિષ્યમાં તંદુરસ્તીની ઉમ્મીદ હોય તો રોઝહ ન રાખે અને પાછળથી કઝા કરી લે.

જો રોઝહની હાલતમાં ગૈર ઈખ્તિયારી (પોતાની મેળે) લોહી પેટમાં ચાલ્યું ગયું તો તંદુરસ્તી પછી સાવચેતી રૂપે તે રોઝહની કઝા કરે.

['અહસનુલ્ ફતાવા' : ૪ / ૮, ૪૪૭,
વધુ વિગત 'ઈમ્દાદુલ્ અહકામ'માં વાંચો.]

## [૩૩૪] દાંતનું લોહી ગળામાં ચાલ્યું જાય

લોહી ગળામાં ચાલ્યું ગયું અને લોહીનો સ્વાદ ગળામાં માલૂમ થયો તો રોઝહ તૂટી જશે. અને માત્ર રોઝહની કઝા લાઝિમ થશે. એ જ પ્રમાણે લોહીની માત્રા થૂંકની સરખામણીમાં વધારે હતી અથવા બરાબર હતી તો આ સ્થિતિમાં પણ રોઝહ તૂટી જશે. અને જો લોહીની માત્રા ઓછી હોય અને થૂંકની માત્રા વધારે હોય તો રોઝહ તૂટશે નહીં. ['શામી' : ૩ / ૩૬૮]

## [૩૩૫] વિક્સ અથવા બીજી કોઈ દવા સૂંઘવી

અમુક રોગ દાખલા તરીકે : શરદી વગેરેમાં વિક્સ અથવા બીજી કોઈ દવા સૂંઘવાથી ફાયદો થાય છે. તો દવાઓના માત્ર સૂંઘવાથી રોઝહ તૂટશે નહીં.

ફતાવા મહમૂદિય્યહમાં છે :

માત્ર સૂંઘવાથી રોઝહ તૂટશે નહીં. જો કે રોઝહની હાલતમાં "વિક્સ"નો ઉપયોગ સાવચેતીના વિરુદ્ધ છે. અલબત્ત, જો તેમાં દવાની ભૂકી ન હોય તો રોઝહ તૂટશે નહીં. જેમ કે : ખૂશ્બૂ, અત્તર વગેરે અથવા ગુલાબના ફૂલ સૂંઘવાથી રોઝહ તૂટશે નહીં. ['મસાઈલે રોઝહ', 'શામી' : ૩ / ૩૬૬]

## [૩૩૬] શ્વાસની બીમારીમાં પંપથી હવા લેવાથી રોઝહ તૂટી જશે

- શ્વાસના દર્દીના માટે એક સાધન ઈન્હેલર (Inhaler)ની શોધ થઈ છે. તેને જયારે મોંઢામાં મૂકીને દબાવે છે તો હવાની જેમ તેમાંથી કંઈક નીકળતું મા'લૂમ પડે છે. ગળામાં પહોંચવાથી શ્વાસના દર્દીને આરામ થાય છે. એટલા માટે કે તેમાં પણ દવાના અંશો હોય છે, જેથી તેનાથી રોઝહ તૂટી જશે.
- એ જ પ્રમાણે એક બીજું સાધન નેબ્યૂલાઈઝર (Nebulizer) છે. તેને મોંઢામાં દબાવવાથી દવાવાળી હવા અંદર જાય છે. તેનાથી પણ રોઝહ તૂટી જશે. ['રમઝાન ઔર જદીદ મસાઈલ' : ૮૭, ૯૯]
- અને જો માની લો કે કોઈ એવું સાધન હોય જેમાં દવાના ભાગો બિલ્કુલ ન હોય, બલ્કે માત્ર ગેસ હોય અને યકીન પણ હોય કે ગેસના સિવાય તેમાં કંઈ નથી, તો રોઝહ તૂટશે નહીં.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૭ / ૧૬૬]

## [૩૩૭] રોઝહની હાલતમાં બાષ્પ (વરાળ) લેવું

અમુક બીમારીમાં જડી બુટીને ઉકાળીને દર્દી તેની બાષ્પ (વરાળ) લે

છે. જેની અસર ગળામાં બલ્કે છાતી સુધી પહોંચે છે, તેને બાષ્પ (વરાળ) લેવું કહે છે. એ પ્રમાણે બાષ્પ (વરાળ) લેવાથી રોઝહ તૂટી જશે.

['મરાકિયુલ્ ફલાહ' : ૩૬૧]

## [૩૩૮] રોઝહની હાલતમાં ઓકસિજન લેવું

શ્વાસની વધારે તકલીફવાળા દર્દીને શ્વાસની તકલીફ શરૂ થવાથી અને બીમારી વધવાથી ઓકસિજનની જરૂરત પડે છે. જો રોઝહની હાલતમાં ઓકસિજનની જરૂરત પડી અને ઓકસિજન લીધું તો ફિકહી મસાઈલને નજર સમક્ષ રાખવાથી માલૂમ પડે છે કે જો ઓકસિજન સાથે કોઈ દવા અંદર સુધી નથી જતી, તો રોઝહ તૂટવો ન જોઈએ. કારણ કે આ એક પ્રકારનું શ્વાસ લેવું છે. અને શ્વાસની મારફતે હવા લેવું રોઝહ તોડનારી વસ્તુ નથી. અને તેને ખાવા–પીવા બરાબર સમજવામાં આવતું નથી. અલબત્ત, જો ઓકસિજનની સાથે દવાના અંશો પણ હોય, તો પછી તેનાથી રોઝહ તૂટી જશે.

['જદીદ ફિકહી મસાઈલ' : ૧ / ૧૮૮]

## [૩૩૯] રોઝહની હાલતમાં મોંઢાની અંદર પાઈપ લઈ જવું

આજ કાલ પેટના અમુક રોગોની ઓળખ બલ્કે ઉપચારના માટે મોંઢાના માર્ગથી પેટ સુધી નળી પહોંચાડવામાં આવે છે. અને મશીન મારફતે નિદાન કરવામાં આવે છે. અને મોટે ભાગે ખરાબ વસ્તુ દાખલા તરીકે : માંસનો ખરાબ ટુકડો કાપીને પોતાની સાથે લાવે છે. જો રોઝહની હાલતમાં આ સ્થિતિ ઉપસ્થિત થાય તો જો તે નળીની સાથે કોઈ દવા અંદર પહોંચાડવામાં નહીં આવી, બલ્કે માત્ર નિદાન અથવા ખરાબ ભાગ કાપવાના માટે દાખલ કરવામાં

આવી છે અને કાપીને કાઢવામાં પણ આવી, તો રોઝહ તૂટશે નહીં. કારણ કે ફકીહોએ નિયમ લખ્યો છે કે :

પેટમાં કોઈ વસ્તુ પહોંચીને જો પાછી આવી ગઈ, તો તેનાથી રોઝહ તૂટશે નહીં. પરંતુ જો કોઈ દવા પણ નળી મારફતે અંદર પહોંચી, તો રોઝહ તૂટી જશે.

['જદીદ ફિકહી મસાઈલ']

## [૩૪૦] પુરુષના ગુપ્તાંગમાં દવા મૂકવી

પુરુષના ગુપ્તાંગથી પેટ સુધી દવા પહોંચવા માટે કોઈ સીધો કુદરતી માર્ગ નથી. એટલા માટે તેના વડે દવા ટપકાવવાથી રોઝહ તૂટશે નહીં.

## [૩૪૧] એનિમા કરવું અથવા ગુદાની બહાર નીકળેલા આમણને ગુદામાં દબાવી દેવું

- જો કોઈને આમણ નીકળી આવતું હોય અને તેને ભીનું કરીને ઉપર ચઢાવવું પડતું હોય તો તેનાથી રોઝહ તૂટી જશે.
- એ જ પ્રમાણે એનિમામાં પણ પહેલાં દવા અંદર દાખલ કરવામાં આવે છે, જેથી તેનાથી પણ રોઝહ તૂટી જશે.
- આ બન્ને પ્રકારોમાં કઝા લાઝિમ થશે. ['દુર્રે મુખ્તાર' : ૨ / ૩૭૬]

# 24 સ્ત્રીઓના રોઝહના ખાસ મસઅલાઓ

## [૩૪૨] રોઝહની હાલતમાં યોનિમાં દવા અથવા ટયૂબ લગાડવી

- સ્ત્રીઓની યોનિનો એક તો ઉપરનો ભાગ છે અને એક અંદરનો ભાગ છે જેને ફરજે દાખિલ (આંતરિક યોનિ) કહેવામાં આવે. જો ફરજે દાખિલ અર્થાત્ અંદરના ભાગમાં દવા મૂકવામાં આવે તો રોઝહ તૂટી જશે. કારણ કે યોનિમાં એવો કુદરતી માર્ગ મોજૂદ છે જે પેટ સુધી પહોંચે છે.
- અને જો યોનિનો માત્ર ઉપરનો ભાગ જે લાંબો છે જેને ફરજે ખારિજ (બાહ્ય યોનિ) કહે છે તેના ઉપર દવા લગાડવાથી રોઝહ તૂટશે નહીં.
- જો રોઝહ શરૂ કરવા પહેલાં જ અંદરના ભાગે દવા મૂકી, જે દવા રોઝહની હાલતમાં પણ રહી, તો તેનાથી પણ રોઝહ તૂટશે નહીં. કારણ કે રોઝહની હાલતમાં દવા લગાડવામાં આવી નથી.

['જદીદ ફિકહી મસાઈલ' : ૧ / ૯૭, 'ફતાવા રહીમિય્યહ' : ૨ / ૩૮]

## [૩૪૩] પ્રદર (લ્યુકોરીઆ)ની ટેબલેટ યોનિમાં મૂકવાથી રોઝહનો હુકમ

પ્રદર (લ્યુકોરીઆ)ના રોગને ઓછો કરવા માટે શરીરના ગુપ્ત ભાગમાં એક ટેબલેટ મૂકવામાં આવે છે તેનાથી રોઝહ તૂટવામાં વિગતો આ છે કે,

- જો આંતરિક યોનિમાં (તદન અંદર) આખી ટેબલેટ દાખલ કરી દીધી, ત્યારે

તો રોઝહ તૂટી જશે. અને જો ટેબલેટનો અમુક ભાગ ફરજે ખારિજ (બાહ્ય યોનિ)થી બહાર નીકળેલો હોય તો તેનાથી રોઝહ તૂટશે નહીં

['ઈમ્દાદુલ્ અહકામ' : ૩ / ૧૩૩, 'મરાકિયુલ્ ફલાહ' : ૩૯૪]

## [૩૪૪] સ્ત્રીએ રાત્રે ગુપ્તાંગ (યોનિ)માં દવા મૂકી અને રોઝહની હાલતમાં બાકી રહી

જો કોઈ સ્ત્રીએ રાત્રે ગુપ્તાંગ (યોનિ)માં કોઈ એવી દવા મૂકી જે રોઝહની હાલતમાં પણ બાકી રહી, તો ભલે દવા સૂકી હોય કે ભીની હોય, તેના બાકી રહેવાથી રોઝહ તૂટશે નહીં.

## [૩૪૫] ગર્ભાશયમાં રબરનું આવરણ ચઢાવવું

- ગર્ભાશયના અમુક રોગમાં રબરનું એક આવરણ ચઢાવવામાં આવે છે, જેથી તે રોગમાં રાહત થાય. તો રોઝહની હાલતમાં લગાડવાથી રોઝહ તૂટી જશે. અને જો રોઝહ શરૂ કરવા પહેલાં લગાડે, તો રોઝહની હાલતમાં લાગી રહેવાથી રોઝહ તૂટશે નહીં.
- આ જ હુકમ ફ્રેંચ લીડર (કોપર ટી) લગાડવાનો છે.

['ઈમ્દાદુલ્ અહકામ' : ૩ / ૧૩૩]

- ટયૂબથી રોઝહ તૂટશે નહીં. અલબત્ત, ફરજે દાખિલ (આંતરિક યોનિ)માં દવા પહોંચવાથી રોઝહ તૂટી જશે.
- ઉપરના લાંબા સૂરાખના છેવટમાં ગોળ સૂરાખથી ફરજે દાખિલ (આંતરિક યોનિ) શરૂ થાય છે.

['મરાકિયુલ્ ફલાહ' : ૩૭]

## [૩૪૬] રોઝહદાર સ્ત્રીની યોનિમાં ડોક્ટર હાથ નાંખી ગર્ભનું પરીક્ષણ કરે તો રોઝહનો હુકમ

ગર્ભના દિવસોમાં ડોકટરથી ગર્ભ ચેક કરાવવાની નોબત આવે છે, તો તે પાતળા મોજા પહેરીને અને અમુક વખત મોજા પહેરવા વગર હાથ વડે (ગર્ભનું) નિરીક્ષણ કરે છે, તો જો તે ડોકટરના હાથમોજા પર પાણી કે દવાની અસર ન હોય તો આ રીતે હાથ નાંખવાથી રોઝહ તૂટશે નહીં. અને જો તે હાથમોજા પર પાણી કે દવાની અસર અને ભીનાશ હોય તો રોઝહ તૂટી જશે.

['શામી']



## [૩૪૭] રોઝહદાર સ્ત્રીની યોનિમાં ડોક્ટરે હાથ નાંખી ગર્ભનું પરીક્ષણ કર્યું તો રોઝહ તૂટી ગયો સમજીને રોઝહ તોડી નાંખે

જો ડોકટરના ચેક કરવા પછી સ્ત્રી એમ સમજી કે રોઝહ તૂટી ગયો અને તે પછી કંઈ ખાઈ–પી લીધું તો આ પરિસ્થિતિમાં માત્ર રોઝહની કઝા કરવી પડશે ? અથવા કઝા અને કફ્ફારહ બન્ને વાજિબ થશે ?

[૧] જો યોનિમાં સૂકી આંગળી કે સૂકો હાથ કે સૂકા હાથમોજા પહેરીને હાથ અંદર દાખલ કર્યો, તો તેનાથી રોઝહ તૂટશે નહીં. જેથી જો કોઈ સ્ત્રીએ આ પરિસ્થિતિને રોઝહ તૂટવાનું કારણ સમજીને ખાઈ–પી લીધું તો કઝા અને કફ્ફારહ બન્ને લાઝિમ થશે.

[૨] આંગળી કે હાથ કે હાથમોજા પાણી કે દવા વગેરેથી ભીના હોય, અને યોનિમાં દાખલ કર્યા તો તેનાથી રોઝહ તૂટી જશે.

[૩] એ જ પ્રમાણે જો સૂકી આંગળી યોનિમાં દાખલ કરીને પછી અમુક ભાગ

બહાર ખેંચીને પાછો અંદર દાખલ કર્યો તો તેનાથી રોઝહ તૂટી જાય છે.

નંબર [૨] અને [૩]ની આ બન્ને હાલતોમાં જો પાછળથી ખાઈ–પી લે, તો કફ્ફારહ લાઝિમ ન આવશે.

## [૩૪૮] દવા ખાઈને માસિક રોકનારી સ્ત્રીનો રોઝહ

સ્ત્રીને જ્યાં સુધી માસિકના દિવસો શરૂ ન થાય ત્યાં સુધી સ્ત્રી પાક રહે છે. જેથી જો કે આદત પ્રમાણે માસિકના દિવસો આવી ગયા હોય, પણ દવાના કારણે માસિક શરૂ ન થયું, બલ્કે વિલંબિત (લેટ) થઈ ગયું, તો આ હાલતમાં તેના માટે માસિક બંધના દિવસોમાં પણ રોઝહ રાખવું જરૂરી થશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ']

# 25 એ'તિકાફ અને સદકએ ફિત્રનું બયાન

## [૩૪૯] જેના મોંઢાથી અથવા શરીરમાંથી દુર્ગંધ આવતી હોય તેનો એ'તિકાફ

જે માણસને મોંઢામાંથી દુર્ગંધ આવવાનો રોગ હોય, અને એટલી દુર્ગંધ નીકળતી હોય કે બીજાઓ માટે અણગમો અને તકલીફનું કારણ બનતું હોય. એ જ પ્રમાણે જો શરીરના કોઈ ભાગથી એ પ્રકારની દુર્ગંધ આવતી હોય તો એવા માણસે મસ્જિદમાં આવવું જોઈએ નહીં. અને એ'તિકાફમાં બેસવું જોઈએ નહીં. કારણ કે હદીસ શરીફમાં છે કે :

"જે માણસે આ ઝાડથી (લસણ) ખાધું, તે અમારી મસ્જિદના નજીક ન આવે. કારણ કે ફરિશ્તાઓને તેનાથી તકલીફ પહોંચે છે, જેનાથી ઈન્સાનને તકલીફ પહોંચે છે." ['બુખારી શરીફ']

એ જ પ્રમાણે જો શરીર કે મોંઢામાંથી અણગમા અને તકલીફની મર્યાદા સુધી દુર્ગંધ આવતી હોય અને દોસ્તો તેને મુહબ્બત અને સંબંધના કારણે સહન કરી લેતા હોય, તો પણ એવા માણસે મસ્જિદમાં આવવું જોઈએ નહીં અને એ'તિકાફમાં બેસવું જોઈએ નહીં. કારણ કે ફરિશ્તાઓને આ હાલતમાં તકલીફ થશે.

## [૩૫૦] એ'તિકાફ કરનાર (ડોક્ટર, હકીમ વગેરે) બીમારને મસ્જિદમાં તપાસી શકે કે નહીં ?

o એ'તિકાફ કરનાર બીમાર માણસને મસ્જિદમાં તપાસીને અને તેની

તબીઅત વિષે પૂછપરછ કરીને નુસ્ખો લખી શકે છે અને ઉપચાર પણ કરી શકે છે.

o એ'તિકાફ કરનાર (ડોકટર, હકીમ વગેરે) જો કુદરતી જરૂરત માટે મસ્જિદ (જમાઅતખાના)થી બહાર નીકળે ત્યારે કોઈ બીમાર માણસ તબીઅત વિષે કહે અને દવા પૂછે તો (એ'તિકાફ કરનારે) બતલાવવું જાઈઝ છે.

['શામી' : ૩ / ૪૪૦]

## [૩૫૧] બીમારીના કારણે એ'તિકાફ તોડી દે

એ'તિકાફ કરનાર કોઈ એવા રોગમાં સપડાઈ ગયો કે એ'તિકાફમાં રહેવું તેના માટે મુશ્કિલ થઈ ગયું તો તેના માટે એ'તિકાફ તોડી નાંખવું જાઈઝ થશે. પછી પાછળથી અર્થાત્ રમઝાન માસ પૂરો થવા પછી આખા એક દિવસનો નફલ રોઝહની સાથે એ'તિકાફમાં રહીને કઝા કરી લેવું કાફી (પૂરતું) થશે. ['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૩૧૯, 'શામી' : ૩ / ૪૩૭]

## [૩૫૨] એ'તિકાફ કરનારે બીમારપુરસી માટે અથવા જનાઝહમાં જવું

એ'તિકાફ કરનાર માટે કુદરતી અને શરઈ જરૂરત માટે મસ્જિદથી નીકળવું જાઈઝ છે. બીમાર માણસની બીમારપુરસી અને જનાઝહની નમાઝ શરઈ જરૂરતમાં શામિલ નથી કે તેના માટે નીકળવું જાઈઝ થાય. જેથી બીમાર માણસની બીમારપુરસી માટે અથવા જનાઝહની નમાઝમાં શરીક થવા માટે નીકળવું દુરુસ્ત નથી. જો એ'તિકાફ કરનાર નીકળશે તો એ'તિકાફ તૂટી જશે. પાછળથી આખા એક દિવસનો નફલ રોઝહ રાખીને એ'તિકાફની કઝા કરવી પડશે.

અલબત્ત, જો કુદરતી જરૂરતની નિય્યતથી નીકળે અને રસ્તામાં

બીમાર માણસનું ઘર આવે અને બીમાર માણસની બીમારપુરસી એવી રીતે કરે કે ત્યાં રોકાવું ન પડે તો એ'તિકાફ તૂટશે નહીં.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૩ / ૪૦૭, 'શામી' : ૩ / ૪૩૫]

## [૩૫૩] ગેસની બીમારીવાળાએ એ'તિકાફ કરવું અને હવા કાઢવા માટે બહાર નીકળવું

એ'તિકાફ કરનારને જો હવા કાઢવાનું મહેસૂસ થાય તો તેણે મસ્જિદ (જમાઅતખાના)ની હદ (સિમા)થી બહાર ચાલ્યા જવું જોઈએ. કારણ કે દુર્ગંધથી ફરિશ્તાઓને તકલીફ થાય છે. અને મસ્જિદમાં ફરિશ્તાઓ હાજર હોય છે. અલબત્ત, જો કોઈને ગેસની બીમારી હોય કે થોડા થોડા સમયે હવા નીકળ્યા કરતી હોય તો એવા માણસે એ'તિકાફ કરવું જોઈએ નહીં.

## [૩૫૪] બીમાર માણસે એ'તિકાફની મન્નત માની

કોઈ બીમારે એવી મન્નત માની કે જો હું તંદુરસ્ત થઈ ગયો અથવા કોઈ બીજા માણસે એવી મન્નત માની કે બીમાર માણસ તંદુરસ્ત થઈ જશે તો તે એ'તિકાફ કરશે. અને તે પછી બીમાર માણસ તંદુરસ્ત થઈ ગયો તો મન્નત માનવાવાળા પર એ'તિકાફ કરવો વાજિબ થશે. હવે તેણે જેટલા દિવસની મન્નત માની હતી એટલા દિવસનો એ'તિકાફ કરવો પડશે. અને જો દિવસ નક્કી કરવા વગર મન્નત માની તો એક દિવસનો એ'તિકાફ કરવો લાઝિમ થશે.

મન્નત માનેલા એ'તિકાફમાં દિવસની સાથે રાત પણ દાખલ છે. જેથી જેટલા દિવસનો એ'તિકાફ લાઝિમ થશે તેટલી રાત પણ એ'તિકાફમાં પસાર કરવી પડશે. ઉપરાંત મન્નતના એ'તિકાફના સહીહ થવાના માટે રોઝહ રાખવું

પણ જરૂરી છે. ભલે મન્નત માનતા સમયે તેણે રોઝહની કલ્પના પણ કરી ન હોય.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૩ / ૨૯૧]

## [૩૫૫] બીમાર માણસ મૃત્યુ પામે તો સદકએ ફિત્રનો હુકમ

સદકએ ફિત્રનું વાજિબ થવું ઈદુલ્ ફિત્ર (રમઝાન ઈદ)ના દિવસે સુબ્હ સાદિકના તુલૂઅ (ઉદય) થવા પછી થાય છે. જેથી જે માણસ તે પહેલાં મૃત્યુ પામે તો તેના પર સદકએ ફિત્ર વાજિબ નથી. અને જેનું મૃત્યુ ફજરના તુલૂઅ (ઉદય) પછી થયું હોય તેના પર સદકએ ફિત્ર વાજિબ છે. જો તેણે સદકએ ફિત્ર ન કાઢયો હોય તો વસિય્યત કરી દે. જો તે વસિય્યત ન કરી શકે તો વાલી–વારસોએ તેના વારસામાંથી કાઢી નાંખવો જોઈએ.

['દુર્રે મુખ્તાર' : ૩ / ૩૨૪]

# 26 હજનું બયાન

## [૩૫૬] બેભાન માણસનો એહરામ કેવી રીતે બાંધે ?

એક માણસ હજના ઈરાદાથી નીકળી ચુકયો છે. પણ હજુ તેણે એહરામ બાંધ્યો નથી કે કોઈ રોગના કારણે બેભાન થઈ ગયો, તો એવા બેભાન માણસ વિષે 'મુઅલ્લિમુલ્ હુજ્જાજ' (કિતાબ)માં આ પ્રમાણે સ્પષ્ટતા છે.

[૧] તેના સાથીએ પોતાનો એહરામ બાંધવા પહેલાં અથવા એહરામ બાંધવા પછી બેભાન માણસના તરફથી પણ એહરામની નિય્યત કરીને તલ્બિયહ પઢી લેવું જોઈએ. જયારે તેના સાથીએ તેના તરફથી એહરામની નિય્યત કરીને તલ્બિયહ પઢી લીધો તો બેભાન માણસનો એહરામ બંધાઈ ગયો.

[૨] બેભાન માણસ તરફથી એહરામ બાંધવા માટે તેના હુકમની જરૂરત નથી. તેણે હુકમ કર્યો હોય કે ન કર્યો હોય, તેનો સાથી જો તેના તરફથી એહરામની નિય્યત કરી લેશે, તો દરેક સ્થિતિમાં તેનો એહરામ સહીહ થઈ જશે.

[૩] બેભાન માણસ તરફથી એહરામ બાંધવા માટે તેના સીવેલા કપડાં કાઢવા જરૂરી નથી. કપડાં કાઢવા વગર પણ એહરામ સહીહ થઈ જશે.

[૪] જે સમયે તેને ભાન આવી જાય, તો એહરામનો પ્રકાર નકકી કરીને બાકી હજના અરકાન પોતે અદા કરે. અને એહરામની મનાઈ કરેલી વસ્તુઓથી બચે.

જો ભાન ન આવે તો જે માણસે તેના તરફથી એહરામની નિય્યત કરી છે તે અથવા બીજો કોઈ માણસ અરફાતમાં થોભવાની અને તવાફે ઝિયારત વગેરે તેના તરફથી નિય્યત કરીને અદા કરશે તો તેની હજ થઈ જશે. બેભાન

માણસને સાથે લઈ જવું જરૂરી નથી. પણ બહેતર આ છે કે બેભાન માણસને સાથે લઈ જાય. અને જે માણસ એવા બેભાન માણસ તરફથી તવાફ અને સઈ કરે, તેણે પોતાનો તવાફ અને સઈ અલગથી કરવી પડશે. એક તવાફ અને સઈ બન્નેના તરફથી કાફી (પૂરતી) ન થશે. ['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૦૬]

## [૩૫૭] ગૂંગો માણસ તલ્બિયહ કેવી રીતે પઢે ?

ગૂંગા માણસ માટે બહેતર અને મુસ્તહબ આ છે કે હજ અને ઉમરહની નિય્યત કરવા પછી તલ્બિયહના માટે માત્ર જીભ હલાવે, જીભ હલાવી લેવું કાફી (પૂરતું) થઈ જશે. કારણ કે બોલવાની તેને શકિત નથી.

['ઉમ્દતુલ્ ફિકહ' : ૪ / ૧૩૧]

## [૩૫૮] એહરામની હાલતમાં બેભાન થઈ જાય

જો કોઈ માણસ એહરામની હાલતમાં બેભાન થઈ ગયો તો હજની અદાઈગીના માટે તેને અરફાત અને તવાફ વગેરેમાં સાથે લઈ જવું વાજિબ છે. બીજા માણસની નિયાબત (પ્રતિનિધિત્વ) કાફી (પૂરતું) ન થશે. અને જયારે એવા બેભાન માણસને કોઈ બીજો માણસ તવાફ કરાવે તો તવાફ કરાવનાર માટે તવાફની નિય્યત કરવી શર્ત છે. ['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૦૭]

## [૩૫૯] અર્ધપાગલ, મજનૂન (દીવાનો), મઅતૂહ (મંદ બુધ્ધિ)ના માણસે એહરામ કેવી રીતે બાંધવો ?

અર્ધપાગલ, મજનૂન (દીવાના), મઅતૂહ (મંદ બુધ્ધિ)નો માણસ નાદાન બાળકની જેમ છે. એટલે જેવી રીતે નાસમજ બાળકને હજ કરાવવામાં

આવે તો તેના વાલી વગેરે તે બાળકના તરફથી એહરામ બાંધે. અને જેવી રીતે નાસમજ બાળક પોતે એહરામ બાંધે અથવા હજના અરકાન કરે તો તે અદા થતા નથી. એ જ પ્રમાણે અર્ધપાગલ, મઅતૂહ (મંદ બુધ્ધિ)ના માણસનો હુકમ છે કે તેના વાલી વગેરે નિય્યતની સાથે તલ્બિયહ પઢીને એહરામ બાંધી દે અને હજના સર્વ અરકાનમાં તેને પોતાની સાથે રાખે.

[વધુ વિગત માટે જુઓ : 'મુઅલ્લિમુલ્ હુજ્જાજ']

## [૩૬૦] બીમારીના કારણે મુહસિર ક્યારે થશે ?

મુહ્સિર તે માણસને કહે છે જેને હજ અથવા ઉમરહનો એહરામ બાંધવા બાદ કોઈસખત રુકાવટ અથવા બીમારી વગેરેના કારણે વુકૂફે અરફાત અથવા તવાફે ઝિયારત અથવા બન્નેથી અથવા ઉમરહના રુક્ન (તવાફ)થી અટકી જવું પડે.

[૧] હવે જો કોઈ હાજીએ એહરામ બાંધ્યો અને તે પછી તેનું હાડકૂં એવી રીતે તૂટી ગયું અથવા એવો લંગડો થઈ ગયો કે ચાલી શકતો નથી.

[૨] અથવા એવો રોગ લાગુ થઈ ગયો કે સફર કરવાથી અને ચાલવાથી રોગમાં અસામાન્ય વધારાની બીક થવા લાગી, ભલે પોતાના પ્રબળ અનુમાનથી અથવા કોઈ મુસલમાન દીનદાર ડોકટરના કહેવાથી હોય. અથવા પગે ચાલવાની અને સવારી પર સવાર થવાની શકિત ખતમ થઈ ગઈ, તો આ સ્થિતિમાં તે માણસ મુહ્સિર થશે.

મતલબ કે રોગની તે મર્યાદા જેનાથી મુહરિમ (એહરામવાળો માણસ) મુહ્સિર થઈ જાય છે, તે આ છે કે તેને ચાલવાની અને સવાર થવાની શકિત ન રહે. જો હમણાં તો શકિત છે પણ પગે ચાલવામાં અથવા સવારી પર સવાર થવાથી રોગ વધી જવાનો ભય હોય તો પણ આ જ હુકમ છે.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૨૭૩, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૪ / ૨૦૭]

## [૩૬૧] મુહ્સિર બીમાર શું કરે ?

જો કોઈ બીમાર માણસ (મસઅલા નં. : ૩૫૬ માં જણાવ્યા પ્રમાણે) મુહ્સિર થઈ જાય, તો પહેલાં તો તે આ રોગના ખતમ થવાની રાહ જુએ, જો અરફાતનું રોકાણઅને તવાફે ઝિયારત કરી શકતો હોય તો કરી લે. નહીંતર ઉમરહ કરીને હલાલ થઈ જાય. અને જો રોગ સારો થવો અશકય હોય અથવા રાહ જોવામાં અસામાન્ય સમય લાગે અને જલ્દી હલાલ થવા માંગતો હોય તો તેણે આ પ્રમાણે કરવું જોઈએ કે :

જો તેણે માત્ર હજ અથવા ઉમરહનો એહરામ બાંધ્યો છે તો કોઈ માણસના મારફતે હરમ શરીફની હદમાં કુર્બાની કરાવે અને તારીખ અને ઝબહ કરવાનો સમય નકકી કરી દે. હવે તેને ઈખ્તિયાર છે કે ભલે જે જગ્યાએ મુહ્સિર થયો છે ત્યાં જ રોકાઈ રહે અથવા પોતાના ઘરે પાછો આવી જાય.

મુહ્સિરનો એહરામ ખોલવાના માટે વાળ કપાવવું અથવા માથું મૂંડાવવું શર્ત નથી. જે દિવસે (કુર્બાનીના જાનવરનો) ઝબહનો સમય નકકી કર્યો છે તે દિવસે નકકી થયેલ સમય પર માત્ર જાનવર ઝબહ કરવાથી હલાલ થઈ જશે. પણ માથું મૂંડાવવું મુસ્તહસન (બેહતર) છે.

## [૩૬૨] મુહ્સિરે જો કિરાનનો એહરામ બાંધ્યો હોય તો તેના પર બે દમ વાજિબ થશે

(મસઅલા નં. : ૩૫૬ માં જણાવ્યા પ્રમાણે જો કોઈ બીમાર મુહ્સિર થઈ જાય અને) મુહ્સિરે જો કિરાનનો એહરામ બાંધ્યો છે તો તેણે બે દમ (જાનવર) ઝબહ કરવા પડશે. એક હજના એહરામનો દમ અને બીજો ઉમરહના એહરામનો દમ આપવો પડશે. જો કિરાનનો એહરામ બાંધનારે

માત્ર એક દમ ઝબહ કરાવ્યો તો કિરાન કરનારનો એહરામ ત્યાં સુધી ખુલશે નહીં જ્યાં સુધી બીજો દમ ઝબહ કરાવશે નહીં. કારણ કે કિરાન કરનાર બન્ને એહરામ (હજ અને ઉમરહ)થી એક જ વખત હલાલ થાય છે.

જો નક્કી થયેલ સમય પહેલાં હલાલ થઈ ગયો અર્થાત્ કોઈ કામ જિનાયત વાજિબ થાય તેવું☆ કરી લીધું અથવા આ મા'લૂમ થયું કે (જાનવર) હરમમાં ઝબહ થયું નથી બલ્કે હિલ (હરમના બહાર) થયું છે તો જિનાયતનો કફ્ફારહ વાજિબ થશે. જો જિનાયત ડબલ થશે તો કફ્ફારહ પણ ડબલ થશે.

ઈહ્સારનો દમ કુર્બાનીના દિવસોમાં ઝબહ કરવું શર્ત નથી. હરમમાં ઝબહ થવું શર્ત છે. ['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૭૪, ૨૭૩]



---

☆ **જિનાયત** : હરમમાં અથવા એહરામની હાલતમાં જે જે કામો કરવા નાજાઈઝ અને હરામ છે તે કામો કરવાને જિનાયત કહે છે. વિવિધ જિનાયત માટે વિવિધ સઝા છે. સઝાના મુખ્ય ત્રણ પ્રકારો છે :

(૧) દમ : નાનુ જાનવર અથવા મોટા જાનવરનો સાતમો ભાગ.

(૨) બુદનહ : મોટું જાનવર (ગાય, ઊંટ વગેરે)

(૩) સદકહ : એના ત્રણ પ્રકારો છે :

- સદકએ ફિત્ર બરાબર અનાજ
- મુઠ્ઠી બરાબર અનાજ
- રોટીનો ટુકડો અથવા કુરશ

# 27 હજ્જે બદલનું બયાન

## [૩૬૩] કેવા પ્રકારનો બીમાર હજ્જે બદલ કરાવી શકે છે ?



- જો કોઈ માણસ પર હજ ફર્ઝ હોય અને તે મા'ઝૂર નથી, તો તેના માટે પોતે હજ કરવું ફર્ઝ છે. જો કોઈ બીજાને ઉઝ્ર વગર હજમાં મોકલ્યો તો તેની ફર્ઝ હજ અદા થશે નહીં, બલ્કે તે હજ નફલ થઈ જશે.
- અલબત્ત, મા'ઝૂરના માટે શરીઅતમાં સહૂલત (અનુકૂળતા) આપી છે કે જો કોઈ માણસ કોઈ એવા ઉઝ્ર અથવા રોગમાં સપડાયેલો છે કે હજ કરવું અથવા સવારી પર બેસીને હજના અરકાન કરવા શકય ન હોય. ઉપરાંત તે રોગ અને ઉઝ્રને સારા થવાની બિલ્કુલ કોઈ ઉમ્મીદ ન હોય, બલ્કે મૌતના અંતિમ શ્વાસ સુધી તે રોગના બાકી રહેવાનો અને તંદુરસ્ત ન થવાનો યકીન (અનુમાન) હોય.

જેથી કોઈ માણસ :

- આંધળો હોય, ભલે (હજમાં) કોઈ લઈ જનાર હોય અથવા
- જેની આંખની રોશની ખતમ થઈ ચુકી હોય અથવા
- અપંગ અને લકવાગ્રસ્ત હોય, અથવા
- એવો જુનો રોગ હોય જેનાથી તંદુરસ્તી મળવાની બિલકુલ કોઈ ઉમ્મીદ ન હોય, અથવા
- તે માણસ જેના બન્ને પગ કપાયેલા હોય, અથવા
- એક પગ અથવા બન્ને હાથ કપાયેલા હોય.
- એ જ પ્રમાણે એવો અશકત વૃધ્ધ હોય જે સવારી પર બેસી શકતો ન હોય

અને રોકાવવામાં તકલીફ અને પરેશાની થતી હોય,

એવા મા'ઝૂર માણસો માટે જાઈઝ છે કે પોતે હજ કરવાના બદલે બીજા પાસે હજજે બદલ કરાવે. અને જો હજજે બદલ ન કરાવી શકે તો મૃત્યુ સમયે તેના માટે (હજ માટે) વસિય્યત કરવું વાજિબ છે.

['ફતાવા રહીમિય્યહ' : ૨ / ૬૪, 'શામી' : ૪ / ૧૫]

## [૩૬૪] બીમારી અને તકલીફની શંકાથી હજ ન કરવું

હજ પોતે કરવું ફર્ઝ છે. અલબત્ત, તે ઉઝ્ર જેને શરીઅતે માન્ય રાખેલા છે તે ઉઝ્રોના કારણે હજજે બદલની ઈજાઝત છે. પણ માત્ર વહેમ અને શંકાના કારણે (કે સફર કરવાથી બીમાર થઈ જઈશ, બીમારી વધી જશે) હજમાં ન જવું અત્યંત મહરૂમી (વંચિત રહેવાની) નિશાની છે. જો માની લો કે કોઈને હજજે બદલમાં મોકલી આપ્યો તો હજ અદા થશે નહીં. તેણે પોતે હજમાં જવું જરૂરી થશે. નહીંતર અલ્લાહને ત્યાં તેની પકડ થશે.

['શામી' : ૪ / ૧૪, 'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૬ / ૫૬૧]

## [૩૬૫] હજ કરવાથી ડોકટરો મના કરે

જો કોઈ માણસ પર હજ ફર્ઝ હોય, પણ તે કોઈ એવા રોગમાં સપડાયેલો છે કે મુસલમાન ડોકટરોના અભિપ્રાયમાં સફર અને હજના અરકાનની અદાઈગીમાં તેના રોગના અસામાન્ય વધી જવાનો અથવા કોઈ તીવ્ર ભયની શંકા છે તો રોગ સારો થવા સુધી તેના માટે હજનો સફર ન કરવાની ગુંજાઈશ થશે. અલબત્ત, તરત જ હજજે બદલ કરાવવું દુરુસ્ત થશે નહીં. પણ હાં જો હવે તેને તંદુરસ્તી મળવાની અને સફર કરવાની અને હજ

કરવાની શકિત બિલ્કુલ દેખાતી ન હોય તો પછી હજ્જે બદલ કરાવી શકે છે.
['હિદાયહ' : ૧ / ૨૩૨, 'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૬ / ૫૨૩]

## [૩૬૬] પગથી મુશ્કિલથી ચાલી શકતો હોય

જે માણસ પગના એવા રોગમાં સપડાયેલો હોય કે ચાલવું મુશ્કિલ હોય, બલ્કે કોઈના આધારે પણ ચાલતો હોય તો પણ તેણે બેસવું પડતું હોય, તો એવા માણસ પર પોતે હજ કરવું ફર્ઝ નથી. પણ હજ્જે બદલ કરાવવું જરૂરી છે. અલબત્ત, જો પાછળથી તંદુરસ્ત થઈ ગયો તો પછી ફરીથી હજ કરવું વાજિબ થશે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૪ / ૩૪૪, 'આલમગીરી' : ૧ / ૨૧૮]

## [૩૬૭] દમની બીમારીવાળા માટે હજનો હુકમ

કોઈ માણસને દમની બીમારી જો સાધારણ દર્જામાં છે અને તે માલદાર છે, તો તેના માટે પોતે જઈને હજ કરવું જરૂરી છે. પણ જો દમનો રોગ એટલો તીવ્ર છે કે થોડું પણ ચાલવું અઘરું અને મુશ્કિલ છે તો તરત જ હજમાં ન જાય, અને કોઈ બીજાને હજ્જે બદલમાં મોકલે નહીં, બલ્કે તંદુરસ્તીની રાહ જુએ. જો તંદુરસ્તી પ્રાપ્ત ન થાય તો હજ્જે બદલની વસિય્યત કરી દે. અથવા આ કે મુસલમાન અનુભવી ડોકટર આ કહી દે કે હવે આ રોગ મૃત્યુ સુધી બાકી રહેશે, કયારે સારો થશે નહીં, તો પછી ઝિંદગીમાં જ હજ્જે બદલ કરાવવું જાઈઝ થશે. ['ઈમ્દાદુલ્ ફતાવા' : ૨ / ૧૫૮]

## [૩૬૮] માલદાર અંધ માટે હજનો હુકમ

● જે અંધ માલદાર હોય, તેના માટે પોતે જઈને હજ કરવું જરૂરી નથી. ભલે

તેની સાથે કોઈ રહબર (માર્ગદર્શક) મૌજૂદ હોય, બલ્કે હજજે બદલ કરાવી લેવું જાઈઝ છે. જો કે પોતે જઈને હજ કરવું ઘણા શર્ફ (સન્માન) અને ફઝીલતની વાત છે.

- એ જ પ્રમાણે દરેક તે માણસ જે મા'ઝૂર હોય, જેના માટે પોતે જવું જરૂરી નથી, જો તે (મા'ઝૂર માણસ) જઈને હજ કરી લે, તો ફર્ઝ હજ અદા થઈ જશે.

## [૩૬૯] તબીઅત ખરાબ હોય તો શું કરે ?



જેની તબીઅત એટલી ખરાબ હોય કે પોતે હજ કરી શકતો નથી. અને ભવિષ્યમાં તંદુરસ્તીની ઉમ્મીદ નથી. તો બીજા પાસે હજજે બદલ કરાવી શકે છે. જો હજજે બદલ ન કરાવી તો તેણે વસિય્યત કરવું લાઝિમ છે. એનાથી તે ઝિમ્મેદારીમાંથી મુકત થઈ જશે. જો વારસદારોએ વસિય્યત કરવા છતાં હજ ન કરાવી તો વારસદાર ગુનેહગાર થશે. ['શામી' : ૪ / ૧૪]

## [૩૭૦] તંદુરસ્ત વૃધ્ધ હજજે બદલ કરાવી શકે ?

કોઈ માણસ ઘણી જ લાંબી ઉંમરનો છે, અલબત્ત તે તંદુરસ્ત છે, પણ સફર કરી શકતો નથી. સફર કરવામાં તેને અસામાન્ય તકલીફ થાય છે. જયારે કે તેના પર હજ ફર્ઝ પણ છે, તો તે પોતાની ઝિંદગીમાં હજજે બદલ કરાવી શકે છે, આ શર્તે કે આખી ઉંમર સફર કરી શકવાની ઉમ્મીદ ન હોય.

## [૩૭૧] બીમાર જો હજ કરવા પર શકિતમાન થઈ જાય

- જે ઉઝ્રોના કારણે હજજે બદલ કરાવવાની ઈજાઝત છે, તેમાં એક શર્ત આ છે કે તે એવો ઉઝ્ર હોય કે મૃત્યુના અંતિમ શ્વાસ સુધી સારા થવાની બિલ્કુલ ઉમ્મીદ ન હોય, બલ્કે આ જ ધારણા હોય કે તે ઉઝ્ર મૃત્યુના અંતિમ શ્વાસ સુધી બાકી રહેશે. જેથી આ પ્રકારના મા'ઝૂર બીમારે જો હજજે બદલ કરાવી, તે પછી તંદુરસ્તી અને શકિત આવી ગઈ કે તે પોતે હજ કરી શકે છે, તે છતાં પણ તેના માટે બીજી વખત હજ કરવું જરૂરી ન થશે, કારણ કે પ્રથમ જ તંદુરસ્તીથી બિલ્કુલ નાઉમ્મીદીના કારણે તેણે પોતાનો ફર્ઝ અદા કરી લીધો છે. જેથી બીજી વખત હજ વાજિબ થશે નહીં.
- એ જ પ્રમાણે કોઈ માણસ સતત બેભાન હોય, અને તેના તરફથી હજજે બદલ કોઈએ કરી લીધી, તે પછી સારો થઈ ગયો, તો હવે બીજી વખત હજ કરવાની જરૂરત નથી. ['દુર્રે મુખ્તાર' : ૪ / ૧૫]

## [૩૭૨] અંધ માણસની જોવાની શકિત પાછી આવી જાય

- એક અંધ માણસે કોઈની પાસે હજજે બદલ કરાવી. તે પછી આશા વિરુદ્ધ તેની આંખની રોશની પાછી આવી ગઈ, તો તેના માટે પોતે જઈને હજ કરવું જરૂરી નથી. તેની તે હજજે બદલ અદા થઈ ગઈ.
- અલબત્ત, જો તે કુદરતી રીતે અંધ ન હતો, બલ્કે કોઈ રોગના કારણે રોશની ખતમ થઈ ગઈ હતી અને તેણે હજજે બદલ કરાવી. અને તે પછી તેની આંખની રોશની પાછી આવી ગઈ, તો તેના માટે પોતે જઈને હજ કરવી ફર્ઝ થશે. ['ઉમ્દતુલ્ ફિકહ' : ૪ / ૩૪૩, 'ફતાવા મહમૂદિય્યહ' : ૧૭ / ૨૦૫]

## [૩૭૩] સ્ત્રીનો મહરમ બીમાર હોય તો હજનો હુકમ

સ્ત્રી અને પુરુષ બન્ને માલદાર છે અને બન્ને પર હજ ફર્ઝ છે. જયારે કે પતિ કાયમી બીમાર છે. તેને સફર કરવાની કે હજના અરકાન અદા કરવાની શકિત નથી. અલબત્ત, સ્ત્રી તંદુરસ્ત છે તે હજનો સફર કરી શકે છે. પણ તેનો કોઈ એવો મહરમ નથી કે તેની સાથે સફરમાં જઈ શકે. તો એવી સ્ત્રીનો હુકમ આ છે કે પોતાના પતિના તંદુરસ્ત થવાની રાહ જુએ. પતિને તંદુરસ્તી પ્રાપ્ત થવા પછી તેના સાથે હજના સફરમાં જાય. અને જો પતિની તંદુરસ્તી પ્રાપ્ત થવાની કોઈ ઉમ્મીદ અને આશા નથી, તો યોગ્ય છે કે તેનો પતિ કોઈ એવા માણસને પોતાની હજજે બદલમાં મોકલી દે, જે આ સ્ત્રીનો મહરમ હોય. જેથી હજજે બદલની સાથે સ્ત્રીની પણ હજ અદા થઈ જાય. જો સ્ત્રીને કોઈ મહરમ ન મળે તો તેના માટે ગૈરમહરમની સાથે હજમાં જવું જાઈઝ નથી.

['શામી' : ૩ / ૪૬૨]

## [૩૭૪] બીમાર સ્ત્રીનો કોઈ ખિદમત કરનાર ન હોય તો પતિ હજનો સફર કરી શકે ?

એક સ્ત્રી અત્યંત બીમાર છે. તે દરેક સમયે ખિદમતની મોહતાજ છે. અને પતિ સિવાય તેનો કોઈ ખિદમત કરનાર નથી. જયારે કે તેના પતિ પર હજ ફર્ઝ છે, તો એવા પતિને જો બીમાર પત્નીની સારવાર કરનાર અને ખિદમત કરનાર કોઈ સ્ત્રી મળી જાય તો તેના હવાલે કરીને થોડા દિવસોમાં હજ કરી લે. અને જો એવું શકય ન હોય તો પછી સ્ત્રીની તંદુરસ્તીની રાહ જુએ.

'ફતાવા મહમૂદિય્યહ'માં છે :

પતિ પોતાની જરૂરતના કારણે સફરમાં જઈ શકે છે. ભલે તેની સ્ત્રી બીમાર થઈ જતી હોય, પણ તેની સારવાર કરનારની વ્યવસ્થા કરીને જાય. અથવા સફરમાં સાથે લઈ જાય. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૭ / ૧૮૩]

## [૩૭૫] માલદાર બીમારે ખાદિમને સાથે લઈ જઈને હજ કરવું જરૂરી છે કે હજ્જે બદલ કરવું કાફી છે ?

એક માણસ માલદાર છે. અને તેના પર હજ ફર્ઝ છે. પણ તે કોઈ એવા ઉઝ્રમાં સપડાયેલો છે કે એકલો હજનો સફર કરી શકતો નથી. અને હજના અરકાન પણ એકલો કરી શકતો નથી. અલબત્ત, જો તેની સાથે કોઈ ખિદમત કરનાર હોય તો હજનો સફર અને હજના અરકાન બન્ને કરી શકે છે. અને તે પોતે એટલો માલદાર છે કે કોઈ ખિદમત કરનારને પોતાના ખર્ચે લઈ જઈ શકે છે, તો શું એવો મા'ઝૂર હજ્જે બદલ કરાવી શકે છે ? અથવા તેના માટે જરૂર થશે કે કોઈ ખિદમત કરનારના (હજના) ખર્ચને ઉઠાવી લે. અને તેની સાથે જઈને પોતે હજ કરે ?

એનો જવાબ આ છે કે :

એવા માણસ માટે કોઈ બીજાનો ખર્ચ ઉઠાવીને લઈ જવું અને હજ કરવું જરૂરી નથી. બલ્કે તેના માટે જરૂરી છે કે હજ્જે બદલ કરાવે. જો કે જ્યારે અલ્લાહ તઆલાએ એટલો માલ આપ્યો છે તો કોઈને લઈને જાય. જેથી પવિત્ર સ્થળોની ઝિયારતની સાથે સાથે હજ કરવાની સઆદત (સૌભાગ્ય) પ્રાપ્ત થઈ જાય.

['ઈમ્દાદુલ્ અહકામ' : ૩ / ૧૫૧]

## [૩૭૬] હજ્જે બદલમાં જનાર બીમાર થઈ જાય

કોઈ માણસ હજ્જે બદલમાં જઈ રહ્યો હોય અને એહરામ પણ બાંધી લીધો હોય, પછી તે એટલો બીમાર થઈ જાય કે હજ કરી શકતો નથી. તો જો હજ્જે બદલમાં મોકલનારે દરેક પ્રકારની ઈજાઝત આપેલી હોય તો બીજા

માણસને નાઈબ (પ્રતિનિધિ) બનાવીને હજ્જે બદલ કરાવી દેવું દુરુસ્ત થશે. અને જો (હજ્જે બદલમાં મોકલનારે) ઈજાઝત આપી ન હોય તો પછી નાઈબ બનાવવું દુરુસ્ત થશે નહીં. વર્તમાન કાળમાં ફોન, ફેકસ મારફતે ઈજાઝત લઈ લેવું શકય છે.

['શામી' : ૪ / ૨૨]

## [૩૭૭] મર્હૂમના તરફથી હજ્જે બદલ કરવાની નિય્યત રાખનાર બીમાર થઈ જાય

જો કોઈ માણસે કોઈ મર્હૂમના તરફથી હજ્જે બદલ કરવાનો ઈરાદો કર્યો અને એહરામ બાંધવા પહેલાં જ કોઈ એવા રોગમાં સપડાય ગયો કે દેખીતી રીતે ભવિષ્યમાં તે હજ્જે બદલમાં જઈ શકશે નહીં, તો એવા માણસને જોઈએ કે કોઈ નેક, સાલિહ (દીનદાર) માણસ મારફતે હજ્જે બદલ કરાવે.

અને જો મર્હૂમ પર હજ ફર્ઝ હતી અને તેણે હજની વસિય્યત કરી હતી, ત્યારે તો તેના (મર્હૂમના) ત્રીજા ભાગના માલમાંથી કોઈને પણ હજમાં મોકલવું જરૂરી થશે. અને જો મર્હૂમે વસિય્યત કરી ન હતી અને વારસદારોએ હજ્જે બદલ કરાવી, તો અલ્લાહ તઆલાની ઝાતથી આશા છે કે કબૂલ થઈ જાય.

['ફતાવા રહીમિય્યહ' : ૮ / ૨૯૪, 'શામી' : ૪ / ૨૨]

## [૩૭૮] હજ્જે બદલમાં જનાર મૃત્યુ પામે તો શું કરે ?

હજ્જે બદલમાં જનાર જો અરફાતના રોકાણ પહેલાં મૃત્યુ પામે, તો તેની હજ્જે બદલ અદા થશે નહીં. જેથી બીજી વખત મોકલવું જરૂરી થશે. અને જો બીમાર માણસ પાસે એટલી રકમ નથી કે પોતાના વતનથી મોકલી શકે, તો જે જગ્યાથી મોકલવાની શકિત હોય, ત્યાંથી મોકલવું લાઝિમ થશે. અને જો

અરફાતના રોકાણ પછી મૃત્યુ પામ્યો તો તેની હજજે બદલ અદા થઈ ગઈ.

['શામી', 'ફતાવા રહીમિય્યહ' : ૨ / ૫૮]

## [૩૭૯] અરફાતમાં રોકાણ પછી તવાફે ઝિયારત પહેલાં મૃત્યુ પામે તો શું કરે ?

કોઈ માણસ અરફાતમાં રોકાણ પછી તવાફે ઝિયારતથી પહેલાં મૃત્યુ પામે તો એવો માણસ જો તે જ વર્ષે હજમાં ગયો હોય જે વર્ષે હજ ફર્ઝ થઈ હતી, તો દમ વગેરેની વસિય્યત કરવું લાઝિમ નથી. અને જો તે જ વર્ષે ગયો નથી બલ્કે હજ ફર્ઝ થવાના એક–બે વર્ષ પછી મોડેથી (વિલંબથી) ગયો અને અરફાતના રોકાણ પછી તવાફે ઝિયારત પહેલાં મૃત્યુ પામ્યો તો તેના પર બુદનહ (અર્થાત્ મોટું જાનવર ઊંટ, ગાય) ઝબહ કરવાની વસિય્યત લાઝિમ થશે. અને આ બુદનહ (ઊંટ, ગાય) મુઝદલિફહનું રોકાણ, રમીએ જિમાર (શૈતાનને કાંકરી મારવી), તવાફે ઝિયારત બધાંના માટે કાફી (પુરતુ) થઈ જશે. મુઝદલિફહનું રોકાણ અને રમી વગેરેના છૂટવાથી અલગ દમ લાઝિમ થશે નહીં. અને જો વસિય્યત કરી ન હોય અને વારસદારો પોતાના તરફથી આ કામ અંજામ આપે, તો ઈન્શાઅલ્લાહ કબૂલ થઈ જશે. અને આ બુદનહ (મોટું જાનવર ઊંટ, ગાય) હરમ શરીફની હદમાં જ ઝબહ કરવામાં આવશે.

['ફતાવા રહીમિય્યહ' : ૨ / ૩૯૨, 'મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૯૫]

## [૩૮૦] હજની વસિય્યત ક્યારે વાજિબ છે ?

જો કોઈ માણસ પર હજ ફર્ઝ હતી, પણ તેણે ઉઝ્ર અને બીમારી અથવા કોઈ ઉઝ્ર વગર હજ કરી નહીં, તો તેના માટે હજની વસિય્યત કરવી વાજિબ છે. તેના મૃત્યુ પછી મય્યિતના ત્રીજા ભાગના માલમાંથી હજજે બદલ

કરાવવું વારસદારો પર વાજિબ થશે.

જો ત્રીજા ભાગનો માલ હજજે બદલના માટે કાફી (પૂરતો) ન હોય અને બાલિગ (પુખ્ત વયના) વારસદારો ત્રીજા ભાગના માલથી વધારે શામિલ (સમાવિષ્ટ) કરવા પર રાઝી ન હોય, તો જયાંથી ત્રીજા ભાગના માલમાંથી હજ થઈ જતી હોય ત્યાંથી હજ કરાવી દે. દાખલા તરીકે : જિદ્દહથી હજ કરાવી શકે એટલો જ માલ છે, તો ત્યાંથી કરાવી દે અથવા મકકા શરીફથી હજ કરાવી દે.

['શામી' : ૨ / ૫૮]

અને જો બાલિગ (પુખ્ત વયના) વારસદારો પોતાના તરફથી બાકી માલ શામિલ કરીને મર્હૂમના વતનથી હજ કરાવી દે તો બહેતર છે.

['ફતાવા રહીમિય્યહ' : ૮ / ૩૧૪]

## [૩૮૧] બીમાર હજના સફરમાં મૃત્યુ પામે તો વસિય્યતનો શું હુકમ છે ?



બીમાર હજના સફરમાં મૃત્યુ પામે તો તેના પર વસિય્યત વાજિબ થવામાં વિગતો આ છે કે :

- જો તે જ વર્ષે તેના પર હજ ફર્ઝ થઈ હતી અને રસ્તામાં મૃત્યુ પામ્યો તો ફર્ઝ તેનાથી રદ થઈ ગયો. વસિય્યત કરવાની જરૂરત નથી.
- જો હજ પહેલાંથી ફર્ઝ થઈ ગઈ હતી અને તે મોડેથી (વિલંબથી) હજના માટે ગયો, તો તેના બે પ્રકાર હશે :

[૧] અરફાતના વુકૂફ (રોકાણ) પછી તવાફે ઝિયારત કરવા પહેલાં મૃત્યુ પામ્યો તો તેના પર બુદનહ અર્થાત્ મોટું જાનવર ઝબહ કરવાની વસિય્યત કરવું જરૂરી થશે. અને આ બુદનહ (મોટું જાનવર) મુઝદલિફહનું રોકાણ, રમીએ જિમાર (શૈતાનને કાંકરી મારવું), તવાફે

ઝિયારત સર્વના માટે કાફી (પૂરતું) થઈ જશે. અને જો વસિય્યત ન કરી શકયો અને વારસદારો પોતાના તરફથી આ કામ અંજામ આપી દે, તો ઈન્શાઅલ્લાહ કબૂલ થઈ જશે.

['ફતાવા રહીમિય્યહ' : ૬ / ૩૯૨]

[૨] અને જો અરફાતના રોકાણ પહેલાં મૃત્યુ પામ્યો, તો ફર્ઝ તેના પર બાકી રહેશે, ફર્ઝ રદ થશે નહીં.

જેથી તેના માટે તેના શહેર (રહેવાના સ્થળ)થી હજ્જે બદલની વસિય્યત કરવું ફર્ઝ થશે. જો ત્રીજા ભાગનો માલ એટલો ન હોય કે મરનારના શહેરથી હજ્જે બદલમાં જવા માટે કાફી (પૂરતો) હોય, તો જયાંથી કાફી (પૂરતો) થઈ જાય, ત્યાંથી હજ્જે બદલ કરાવવામાં આવે. અને જો વસિય્યત ન કરી શકયો અને મરનારના વારસદારો હજ્જે બદલ કરાવી દે, તો બહેતર છે.

['અહસનુલ્ ફતાવા' : ૪ / ૫૩૩, 'શામી' : ૪ / ૨૩]

## [૩૮૨] શું બીમારના માટે હજ્જે બદલ પોતાના વતનથી કરાવવું જરૂરી છે ?

જેના પર હજ ફર્ઝ છે, તેના તરફથી હજ્જે બદલના માટે જરૂરી છે કે તેના જ વતનથી કરવામાં આવે. જેથી જો કોઈ માણસ મા'ઝૂર હોય, હજના માટે જઈ શકતો નથી, તેની ઔલાદ કોઈ પણ બીજી જગ્યા, દાખલા તરીકે : લંડન અથવા મકકા મુકર્રમાથી જ પોતાના વતનમાં નિવાસી મા'ઝૂરના તરફથી હજ્જે બદલ કરવા માંગે તો હજ્જે બદલ કરી શકતો નથી. અલબત્ત, બીમાર અને મા'ઝૂર માણસે જો કોઈ બીજી જગ્યાએથી હજ્જે બદલ કરવાની ઈજાઝત આપી હોય અથવા વસિય્યત કરી હોય, તો સહીહ થઈ જશે.

એ જ પ્રમાણે બીમાર મૃત્યુ પામે અને તેણે વસિય્યત ન કરી હોય, અને કોઈ તેના તરફથી હજ્જે બદલ કરાવી દે, તો કોઈ પણ સ્થળથી હજ્જે બદલ

કરવાની ગુંજાઈશ (છૂટ) છે.

['ફતાવા રહીમિય્યહ' : ૨ / ૭૪, 'શામી' : ૪ / ૨૩]

## [૩૮૩] બીમારે તંદુરસ્ત થવા માટે હજની મન્નત માની

એક માણસે હજુ સુધી હજ કરી નથી. તેણે આ મન્નત માની કે જો હું તંદુરસ્ત થઈ ગયો તો હજ કરીશ. તંદુરસ્તી પ્રાપ્ત થવા પછી જયારે તે હજમાં જશે, તો તે માણસ ભલે વાજિબ અથવા નફલ હજની નિય્યત કરે, તો પણ ફર્ઝ હજ જ અદા થશે.

['ફતાવા રહીમિય્યહ' : ૪ / ૨૧૫]

# 28 તવાફનું બયાન

## [૩૮૪] અશકત લાચાર તવાફ કેવી રીતે કરે ?

જે માણસ પગપાળા ચાલવા પર શકિતમાન હોય, તેણે ચાલીને તવાફ કરવો વાજિબ છે. અલબત્ત, મા'ઝૂર અને બીમારના માટે સવારી પર તવાફ કરવાની ગુંજાઈશ (છૂટ) છે. જેથી જે માણસ અત્યંત અશકત અથવા બીમાર હોય કે સરળતાથી પોતે ચાલીને તવાફ કરી શકતો નથી, તો તેના માટે ગુંજાઈશ (છૂટ) છે કે કોઈના સહારે અથવા વ્હીલ ચેર પર બેસીને તવાફ કરે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૪ / ૧૧૫]

## [૩૮૫] લાચાર તવાફ પછી બે રકા'ત કેવી રીતે પઢે ?

જે માણસ મા'ઝૂર બીમાર હોય, જો તેણે વ્હીલ ચેર અથવા કોઈ બીજા શખ્સના ખભા પર સવાર થઈને તવાફ કર્યો, તો એટલા માટે કે દરેક વ્યકિતના માટે દરેક પ્રકારના તવાફ પછી બે રકા'ત નમાઝ વાજિબ થઈ જાય છે, એટલા માટે જેવી રીતે તે ફર્ઝ નમાઝ પઢે છે, દાખલા તરીકે : ઊભા થઈને અથવા બેસીને અથવા સૂઈને, એ જ પ્રમાણે તે (તવાફની) વાજિબ નમાઝને અદા કરવું જરૂરી છે. તે (તવાફની) નમાઝ પઢવું મસ્જિદે હરામ (મકકા મુકર્રમા)માં જ જરૂરી નથી, બલ્કે પોતાના રહેઠાણના સ્થળે પણ પઢી શકે છે, અહીંયા સુધી કે પોતાના વતનમાં પણ આવીને તેનું પઢવું જરૂરી છે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૪ / ૧૧૫]

## [૩૮૬] તવાફ દરમિયાન વુઝૂ તૂટી જાય તો શું કરે ?

તવાફના માટે વુઝૂ શર્ત છે. જો તવાફના દરમિયાન વુઝૂ તૂટી જાય, તો વુઝૂ કરીને ફરીથી તવાફ કરવું જોઈએ. અલબત્ત, જો ચાર કે પાંચ ચકકર પૂરા કરી ચુકયો હોય, તો વુઝૂ કરીને બાકીના ચકકર પૂરા કરી લેવા કાફી (પૂરતા) છે. અને જો ચાર ચકકરના પૂરા થવા પહેલાં વુઝૂ તૂટી જાય, તો વુઝૂ કરવા પછી નવેસરથી તવાફ કરવું જરૂરી થશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૪ / ૧૧૪]

## [૩૮૭] જે માણસને કાયમ હવા નીકળતી રહેતી હોય અથવા પેશાબના ટીપાં ટપકતાં રહેતાં હોય તે તવાફ કેવી રીતે કરે ?

તવાફના માટે વુઝૂ શર્ત છે. વુઝૂ વગર તવાફ કરવાથી દમ વાજિબ થાય છે. અલબત્ત, જો કોઈને હવા નીકળવાનો રોગ છે, તે એટલો સમય વુઝૂ બચાવી શકતો નથી જેટલા સમયમાં તવાફ કરી શકે. બલ્કે તેનો આ હવા નીકળવાનો રોગ ઉઝ્ર બની ગયો હોય, તો પછી શરઈ મા'ઝૂર હોવાના કારણે વુઝૂ કરવા પછી તવાફ શરૂ કરે, જો હવા નીકળી જાય, તો ફરીથી વુઝૂ કરવું જરૂરી નથી, અને દમ (નાનું જાનવર ઝબહ કરવું) પણ વાજિબ થશે નહીં.

'અહસનુલ્ ફતાવા'માં છે :

જો એ શખ્સ શરઈ મા'ઝૂરની મર્યાદામાં દાખલ છે, તો વગર વુઝૂએ (અર્થાત્ એક વુઝૂથી) તવાફ કરી શકે છે.

['અહસનુલ્ ફતાવા' : ૪ / ૫૫૭]

'ફતાવા રહીમિય્યહ'માં છે :

જો મા'ઝૂર થવાની બધી શર્તો મોજૂદ હોય, તો જે ઉઝ્રના કારણે તે મા'ઝૂર થયો હોય, તે ઉઝ્રના લાગુ પડવાથી વુઝૂ તૂટતું નથી. તે ઉઝ્રની હાલતમાં તે નમાઝ પઢી શકે છે. એ જ પ્રમાણે તે મા'ઝૂર તવાફ પણ કરી શકે છે. અને જે રીતે ફર્ઝ નમાઝમાં તે ઉઝ્રના લાગુ પડવાથી ગુનેહગાર થતો નથી, એ જ પ્રમાણે તવાફના દરમિયાન તે ઉઝ્રના લાગુ પડવાથી તે મા'ઝૂર ગુનેહગાર થશે નહીં. અલબત્ત, વુઝૂ તૂટવાની બાબતમાં 'મુઅલ્લિમુલ્ હુજ્જાજ'માં છે :

જો ચાર ચક્કર પછી સમય નીકળી જાય, તો ફરીથી વુઝૂ કરે, (અને બાકી) તવાફ પૂરા કરે. જો ચાર ચક્કરથી ઓછા થયા તો વુઝૂ કરીને શરૂ કરવુ અફઝલ (શ્રેષ્ઠ) છે. ['ફતાવા રહીમિય્યહ' : ૮ / ૩૨૦]

<u>નોંધ</u> :–

જો શરઈ મા'ઝૂર ન હોય, બલ્કે કયારેક હવા નીકળતી હોય, તો તેના માટે વુઝૂ કરીને તરત જ તવાફ કરવું વાજિબ થશે. શરઈ મા'ઝૂરની તા'રીફ (વ્યાખ્યા) પ્રકરણ નં. : ૭ માં મસઅલા નં. : ૭૫ થી ૮૬ ધ્યાનપૂર્વક વાંચો.

આ જ વિગતો અને હુકમ છે તે માણસનો જેને કાયમ પેશાબના ટીપાં આવતા હોય અથવા ઝખમથી પાણી ટપકતું રહેતું હોય.

## [૩૮૮] શું લાચાર માણસ ૭, ૮ ઝિલહિજ્જહના દિવસે તવાફે ઝિયારત કરી શકે ?

તવાફે ઝિયારત હજનો રુકન છે. તેનો સમય ઝિલહિજ્જહની દસમી તારીખની સુબ્હસાદિકથી શરૂ થાય છે. એ સમય પહેલાં કરી શકાય નહીં. અને અંતિમ સમય બારમી તારીખના સૂર્યાસ્ત સુધી છે.

જેથી જો કોઈ અશકત કે બીમાર આ દિવસોમાં ભીડ કે બીજા કોઈ કારણસર સાતમી કે આઠમી કે નવમી (ઝિલહિજ્જહ)ના તવાફે ઝિયારત કરી લે, તો કાફી (પૂરતો) ન થશે અને તેની હજ અદા થશે નહીં. એ જ પ્રમાણે જો બારમી તારીખના સૂર્યાસ્ત સુધી તવાફે ઝિયારત ન કરી શકયો, બલ્કે બારમી તારીખ પછી તવાફે ઝિયારત કર્યો, તો દમ આપવો (નાનું જાનવર ઝબહ કરવું) વાજિબ થશે. ['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૪ / ૧૪૬]

અને જો તવાફે ઝિયારત કર્યો જ નથી, અહીંયા સુધી કે તે વતન પાછો આવી ગયો, તો તેની હજ અદા થશે નહીં. તેણે ફરીથી હજ કરવી પડશે.



## [૩૮૯] બીમારીના કારણે તવાફે ઝિયારત ન કરી શકે

જો કોઈ પુરુષ કે સ્ત્રીએ અરફાતનું વુકૂફ (રોકાણ), મુઝદલિફહનું રોકાણ, રમી (શૈતાનને કાંકરી મારવું), કુર્બાની, માથું મૂંડાવવું વગેરે કરી લીધું, તો એહરામની પાબંદી પૂરી થઈ જાય છે. અલબત્ત, તવાફે ઝિયારત તેના ઝિમ્મે ફર્ઝ છે, જે વધુમાં વધુ ૧૨, ઝિલહિજ્જહ સુધી દરેક વ્યકિતએ અદા કરી લેવું લાઝિમ છે. ૧૨, ઝિલહિજ્જહ સુધી જો કરી શકયો નહીં, તો દમ (નાનું જાનવર ઝબહ કરવું) વાજિબ થશે. પરંતુ દમ આપવા પછી પણ તવાફે ઝિયારતનો હુકમ રદ થશે નહીં. જેથી જો તે માણસ મકકા મુકર્રમામાં જ છે તો તવાફે ઝિયારત કરી લે. અને જો મક્કા મુકર્રમાથી નીકળીને હરમ શરીફની હદથી બહાર નીકળી ચુકયો, તો ફરીથી ઉમરહનો એહરામ બાંધીને મક્કા મુકર્રમા જઈને તવાફે ઝિયારત કરવો પડશે. જો સ્ત્રી કોઈ કારણસર તવાફે ઝિયારત કરી શકી નહીં, તો જયાં સુધી તવાફે ઝિયારત કરી લેશે નહીં ત્યાં સુધી પતિના માટે હલાલ થઈ શકતી નથી.

'મુઅલ્લિમુલ્ હુજ્જાજ'માં છે :

આ તવાફ (તવાફે ઝિયારત) કોઈ વસ્તુથી ફાસિદ થશે (તૂટશે) નહીં. અને માફ પણ થતો નથી અર્થાત્ આખી ઉંમરમાં થઈ શકે છે. અલબત્ત, કુર્બાનીના દિવસોમાં કરવું વાજિબ છે, તે પછી કરવાથી દમ વાજિબ થશે. અને આ તવાફ લાઝિમી (જરૂરી) છે, તેનો કોઈ બદલ નથી.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૯૫, 'ફતાવા રહીમિય્યહ' : ૫ / ૨૨૮, 'શામી' : ૩ / ૫૩૭]

## [૩૯૦] મુસ્તહાઝહ (માસિકના દિવસો સિવાય લોહી આવતું હોય) તે સ્ત્રી એ જ હાલતમાં તવાફ કરે



ઈસ્તિહાઝહ (માસિકના દિવસો સિવાય લોહી આવવું) એક શરઈ ઉઝ્ર છે. આ હાલતમાં સ્ત્રી શરઈ દૃષ્ટિએ માસિકના જેમ નાપાક થતી નથી. જેથી એવી સ્ત્રી જેવી રીતે વુઝૂ કરીને નમાઝ પઢે છે અને વુઝૂ કરવા પછી નમાઝથી ફારિગ થવા પહેલાં પણ જો લોહી આવી જાય, તો તેનાથી વુઝૂ પણ તૂટતું નથી અને નમાઝ પણ તૂટતી નથી. એ જ પ્રમાણે તે મુસ્તહાઝહ સ્ત્રીએ વુઝૂ કરીને કોઈ પણ વહેમ અને શંકા વિના હરમ શરીફમાં જઈને તવાફ કરવો જોઈએ અને સઈ કરવી જોઈએ. આ એક બીમારી છે, તેના કારણે તવાફને મુઅખ્ખર (વિલંબિત) કરવો કોઈ રીતે યોગ્ય નથી. બલ્કે જો તવાફે ઝિયારત ૧૨, ઝિલહિજ્જહથી વિલંબિત કરી દીધો તો દમ (નાનું જાનવર ઝબહ કરવું) લાઝિમ આવશે. જ્યારે કે માસિકવાળી સ્ત્રી માસિકના કારણે વિલંબિત કરે છે, તો તેના પર દમ વાજિબ થશે નહીં, બલ્કે માસિકની હાલતમાં તવાફે ઝિયારત કરશે તો બુદનહ (મોટું જાનવર ઊંટ, ગાય) વાજિબ થશે.

## [૩૯૧] બીમારના માટે તવાફે વિદાઅનો હુકમ

તવાફે વિદાઅ (મક્કા મુઅઝ્ઝમાથી) બહાર રહેવાવાળા હાજી માટે વાજિબ છે. ભલે હજ્જે ઈફરાદ હોય કે હજ્જે કિરાન હોય કે હજ્જે તમત્તુઅ હોય. પણ શર્ત આ છે કે બુદ્ધિશાળી અને પુખ્ત વયનો હોય, મા'ઝૂર ન હોય. જેથી જો કોઈ માણસ મા'ઝૂર હોય કે પોતે તવાફ કરી શકતો નથી, તો તેના માટે વાજિબ નથી. તવાફે વિદાઅ ન કરવાથી કોઈ દમ વાજિબ થશે નહીં. તેમ છતાં પણ કોઈના સહારે કરી લેવું ખૂબ જ મોભા અને ફઝીલતની વાત છે.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૯૦]

## [૩૯૨] બીજો માણસ તવાફ કરાવે તો નિય્યત કોણ કરે ?

તવાફના સહીહ થવાના માટે નિય્યત શર્ત છે. જો મા'ઝૂર અને બીમાર માણસને કોઈ બીજો માણસ તવાફ કરાવી રહ્યો છે, તો આ પરિસ્થિતિમાં તે મા'ઝૂર માણસ જો બેભાન નથી, તો તેણે પોતે નિય્યત કરવું શર્ત છે. જો તેણે નિય્યત કરી નથી, તો આ પરિસ્થિતિમાં તેનો તવાફ થશે નહીં. અને જો મા'ઝૂર માણસ બેભાન હોય તો તવાફ કરાવનાર માટે તેના તરફથી નિય્યત કરવું જરૂરી છે. જો નિય્યત ન કરી, તો તવાફ દુરુસ્ત થશે નહીં.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૩૬]

## [૩૯૩] હજના અરકાન અદા કરવાની નિય્યતથી માસિક રોકનારી દવા લેવી

માસિકનું આવવું એક કુદરતી વસ્તુ છે. કોઈ પણ યુકિતથી તેને રોકવું તંદુરસ્તી પર ખરાબ અસર નાંખે છે. એટલા માટે યથા શકિત તેના ઉપયોગથી બચીને રહેવું જોઈએ. માસિકવાળી સ્ત્રી તવાફે ઝિયારત સિવાય બધાં હજના અરકાન માસિકની હાલતમાં અદા કરી શકે છે. માસિકથી પાક થવા પછી તવાફે ઝિયારત પણ કરી શકે છે.

અલબત્ત, સમય ઓછો હોય અને તવાફે ઝિયારતનો સમય મળી શકતો ન હોય અને હુકૂમત તરફથી મુહલત પણ મળતી ન હોય, તો (દવા) ઉપયોગ કરવાની ગુંજાઈશ (છૂટ) છે બલ્કે બહેતર છે.

['ફતાવા રહીમિય્યહ' : ૬ / ૪૦૪]

## [૩૯૪] ઝિલહિજ્જહની તેરમીની રાત્રે બીમારનું મક્કા શરીફ જવું

જો હાજી બારમી ઝિલહિજ્જહના સૂર્યાસ્ત સુધી મિનામાં રોકાઈ જાય, તો તેરમી ઝિલહિજ્જહના રમી કરવા (શૈતાનને કાંકરી મારવા) વગર મકકા શરીફ જવું મકરૂહ છે. અને જો તેરમી ઝિલહિજ્જહની સુબ્હસાદિક મિનામાં થઈ જાય તો તેરમી ઝિલહિજ્જહની રમી વાજિબ થઈ જાય છે. પરંતુ જો કોઈ અશકત કે બીમાર માણસ બારમી ઝિલહિજ્જહના દિવસમાં રમી કરવાના બદલે રાત્રે રમી કરે, તો તેના માટે તેરમી ઝિલહિજ્જહના સુબ્હસાદિક પહેલાં મિનાથી જવું કરાહત વગર જાઈઝ છે.

હાં, જો તેરમી ઝિલહિજ્જહની સુબ્હસાદિક મિનામાં થઈ ગઈ, તો બીમાર માણસ વગેરે માટે પણ તેરમી ઝિલહિજ્જહની રમી કરવું વાજિબ થશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૪ / ૧૩૫]

# 29 રમી (શયતાનને કાંકરી મારવા)નું બયાન

<u>નોંધ</u> :

૧૦, ૧૧, ૧૨, ઝિલહિજ્જહના દિવસે શૈતાનને કાંકરી મારવું વાજિબ છે. સામાન્ય હાલાત અને સાધારણ બીમારીના કારણે કોઈ બીજા પાસે પુરુષે અને સ્ત્રીએ રમી કરાવવું (કાંકરી મરાવવું) જાઈઝ નથી. કોઈ તીવ્ર ઉઝ્ર વગર બીજા પાસે રમી કરાવવું કાફી (પુરતું) નથી. વર્તમાન કાળમાં સામાન્ય સામાન્ય વાતોનું બહાનું બનાવીને બીજાઓ પાસે રમી કરાવવામાં આવે છે, જે કોઈ રીતે દુરુસ્ત નથી. એવી હાલતમાં દમ (નાનું જાનવર ઝબહ કરવું) વાજિબ થઈ જશે.

## [૩૯૫] પોતે રમી ન કરવાની ઈજાઝત ક્યારે ?

રમી વિષે તે માણસ બીમાર અને મા'ઝૂર સમજવામાં આવશે, જે ઊભો થઈને નમાઝ ન પઢી શકતો હોય અને જમરાત સુધી પગપાળા અથવા સવાર થઈને આવવામાં સખત તકલીફનો ભય હોય, જો સવાર થઈને જમરાત સુધી આવી શકે છે અને બીમારી વધી જવાનો અને તકલીફનો ભય નથી, તો તેણે પોતે રમી કરવી જરૂરી છે. બીજા પાસે રમી કરાવવું જાઈઝ નથી. હાં, જો સવારી અથવા કોઈ માણસ ઉચકનાર ન હોય, તો મા'ઝૂર માણસ બીજા પાસે રમી કરાવી શકે છે. ['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૮૫]

## [૩૯૬] જમરાત સુધી જઈ શકતો હોય પણ કાંકરી ફેંકી ન શકતો હોય

એક માણસ જે તંદુરસ્ત છે, જમરાત સુધી આસાનીથી જઈ શકે છે. પણ તેના હાથ ધ્રુજે છે કે કાંકરી ફેંકી નથી શકતો અથવા હાથ કપાયેલો છે, તો આ પરિસ્થિતિમાં ત્યાં સુધી જવું જરૂરી નથી, બલ્કે પોતાના તંબુમાં રહીને કોઈ બીજા માણસને મોકલીને રમી કરાવી લેવું કાફી (પૂરતું) છે.

## [૩૯૭] રમી કરાવવા પછી શકિત આવી જાય

જો કોઈ માણસ ખરેખર મા'ઝૂર હતો કે પોતે રમી કરી શકતો ન હતો. આ કારણે તેણે બીજા માણસ પાસે રમી કરાવી, પરંતુ પછી તે ઉઝ્ર (રમી કરવાના) સમયના અંદર ખતમ થઈ ગયો, તો તે રમી થઈ ગઈ. તે રમીને ફરીથી કરવાની જરૂરત નથી.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૮૫, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૪ / ૨૩૯]

## [૩૯૮] બીમાર જો રમી ન કરાવી શકે તો શું કરે ?

બીમાર માણસે પોતે પણ રમી ન કરી, અને બીજા પાસે પણ રમી કરાવી નહીં, બલ્કે રમી છૂટી ગઈ, તો તેના પર રમી છૂટવાનો ફિદયહ "દમ" (નાનું જાનવર ઝબહ કરવું) લાઝિમ આવશે. અલબત્ત, જો બેભાન માણસ અથવા નાસમજ બાળક અથવા અર્ધપાગલ અને દીવાના તરફથી કોઈએ રમી ન કરી, તો તેના પર દમ વાજિબ નથી.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૮૫, 'ઉમ્દતુલ્ ફિકહ' : ૪ / ૨૩૯]

## [૩૯૯] રમી કરવા માટે બીમારની ઈજાઝત જરૂરી છે

કોઈ બીમારના તરફથી રમીના સહીહ થવાના માટે જરૂરી છે કે તેની

ઈજાઝત અથવા તેને ખબર કરવા પછી રમી કરવા જાય. જો ઈજાઝત વગર અથવા બીમારને ખબર કરવા વગર કોઈએ રમી કરી, તો તે રમી માન્ય ગણાશે નહીં. અલબત્ત, બેભાન અથવા નાસમજ બાળક અથવા અર્ધપાગલ અને દીવાના તરફથી રમી કરવી હોય તો ઈજાઝત જરૂરી નથી.

## [૪૦૦] કેવો બીમાર બીજા પાસે રમી કરાવી શકે ?

હજમાં ત્રણેવ જમરાતની રમી (કાંકરી મારવું) વાજિબ છે. કોઈ પણ તીવ્ર ઉઝ્ર વગર રમીને છોડવા પર દમ (કુર્બાની) વાજિબ થાય છે. અલબત્ત, તે બીમાર માણસ જેની નીચે જણાવેલ સ્થિતિ હોય, તે બીજા મારફતે રમી કરાવી શકે છે. બીમારથી સર્વ બીમાર મુરાદ નથી કે દરેક પ્રકારના બીમાર માટે બીજા પાસે રમી કરાવવું જાઈઝ હોય, બલ્કે :

[૧] બીમાર એટલો અશકત અને કમજોર હોય કે બેસીને નમાઝ પઢતો હોય, ઊભો થઈને નમાઝ પઢી શકતો ન હોય, તો તેના તરફથી બીજો માણસ રમી કરી શકે છે.

[૨] અથવા બીમાર માણસ જો પોતે રમી કરવા જાય, તો તેને તીવ્ર નુકસાન પહોંચવાનો સબળ ભય હોય, દાખલા તરીકે : ચાલીને જવામાં પડી જવાનો અથવા અસહ્ય શ્વાસ ચાલવાનો (હાંફવાનો) અથવા કોઈ બીજી બીમારીના વધી જવાનો અથવા મોડેથી સારી થવાનો અથવા કોઈ બીજી બીમારી લાગુ થવાનો ભય હોય, અથવા મુસલમાન ડોકટરે હલનચલન કરવાની, ચાલવા–ફરવાની મનાઈ કરી હોય, અથવા હૃદયનો બીમાર હોય અથવા પગપાળા ન ચાલી શકતો હોય અને કોઈ લઈ જનાર ન હોય, તો આ સર્વ પરિસ્થિતિમાં બીજા પાસે રમી કરાવવું જાઈઝ છે.

ઘણાં લોકો માત્ર ભીડના કારણે બીજાઓને કાંકરી આપી દે છે, તેમની રમી થતી નથી. અલબત્ત, ભારે ભીડમાં અશકત અને કમજોર લોકો દબાઈ

જાય છે, જો કે તેઓ ચાલવાથી મા'ઝૂર નથી. જેથી તેમના માટે રાત્રે રમી કરવું અફઝલ છે. ['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૪ / ૧૩૩]

**ચેતવણી :-**

ત્રણ દિવસ રમી કરવું વાજિબ છે. કોઈ પણ તીવ્ર ઉઝ્ર વગર (જેનો ઉલ્લેખ ઉપર આવી ગયો) બીજા પાસે રમી કરાવવું જાઈઝ નથી. ઘણાં લોકો સાધારણ અશક્તિ, સામાન્ય બીમારીના કારણે, એ જ પ્રમાણે માત્ર વહેમ અને શંકાના કારણે કે બીમારી વધી જશે અથવા સામાન્ય કક્ષાની તકલીફને બહાનું બનાવીને પોતાની ઝાતને સખત બીમાર સમજીને બીજા પાસે રમી કરાવી લે છે, તેનાથી રમી થતી નથી, દમ (નાનું જાનવર ઝબહ કરવું) વાજિબ થઈ જાય છે.

## [૪૦૧] અશક્ત બીમારના માટે રમીનો સમય



પહેલાં દિવસે રમીનો સમય સૂર્યોદય પછી શરૂ થાય છે, પરંતુ જો કોઈ હદથી વધારે અશક્ત અને બીમાર હોય તો તેના માટે સૂર્યોદય પહેલાં સુબ્હસાદિક પછી પણ રમી જાઈઝ છે. એ જ પ્રમાણે બીજા અને ત્રીજા દિવસે મગરિબ સુધી સમય મુસ્તહબ છે, પરંતુ મા'ઝૂરના માટે મગરિબ પછી પણ કાંકરી મારવાની ઈજાઝત છે.

**નોંધ :-**

હવે તો ભીડ પુષ્કળ હોવાના કારણે દરેક માણસ માટે રાત્રે કરાહત વગર રમી કરવું જાઈઝ છે.

## [૪૦૨] બીમાર દસમી ઝિલહિજ્જહની રાત્રે રમી કરી લે.

ત્રણ દિવસ રમી કરવું (કાંકરી મારવું) વાજિબ છે. તેને છોડવા પર દમ (કુર્બાની) વાજિબ થાય છે. પહેલાં દિવસે અર્થાત્ દસમી ઝિલહિજ્જહના દિવસે રમીનો મસનૂન સમય સૂર્યોદયથી શરૂ થાય છે. કોઈ પણ ઉઝ્ર વગર સૂર્યોદય પહેલાં (રમી) કરવું મકરૂહ છે. તેમ છતાં જો અત્યંત અશકત અને કમજોર તેમજ બીમાર માણસ સૂર્યોદય પહેલાં સુબ્હસાદિક પછી જ (રમી) કરી લેં, તો રમી (સહીહ) થઈ જશે. હાં, સુબ્હસાદિકથી પહેલાં (રમી) દુરુસ્ત થશે નહીં. ['હિદાયહ' : ૨૫૧, 'મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૭૦]

## [૪૦૩] બીમાર (તવાફમાં) રમલ ન કરી શકે તો શું કરે ?

દરેક તે તવાફ જેના પછી સઈ☆ કરવી છે, તે તવાફના ત્રણ શૌત (ચક્કર)માં રમલ⊙ કરવું મસ્નૂન છે.

બીમારને પણ જોઈએ કે શકિત અનુસાર રમલ કરે, પણ જો રોગ અથવા વૃધ્ધ હોવાના કારણે રમલ કરી શકતો નથી, તો કોઈ વાંધો નથી.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૩૪]

## [૪૦૪] બીમારીના કારણે સઈ પાછળથી કરવી

હજ અને ઉમરહમાં તવાફ પછી સઈ કરવી વાજિબ છે. તેને છોડવા પર દમ (કુર્બાની) વાજિબ થાય છે. અલબત્ત, તવાફ પછી તરત જ સઈ કરી લેવું મુસ્તહબ છે, પણ જો બીમારી અથવા થાકના કારણે તરત જ સઈ ન કરે,

---

☆ સઈ : સફા અને મરવહ નામની પહાડીઓ વચ્ચે સાત ચક્કર લગાવવા

⊙ રમલ : તવાફમાં અક્કડ થઈને ખભા હલાવતાં હલાવતાં, ટૂંકા પગલાં ભરતાં ભરતાં, ઝડપભેર ચાલવાને 'રમલ' કહે છે.

બલ્કે એક દિવસ અથવા તેથી વધુ દિવસો પછી વિલંબ કરીને સઈ કરે, તો એમાં કોઈ વાંધો નથી. હાં, કોઈ ઉઝ્ર વગર વિલંબ કરવું મકરૂહ છે.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૪૩]

## [૪૦૫] સવારી પર બેસીને સઈ કરવી

સઈના સહીહ થવાના કેટલાક વાજિબાત છે, જેમાં એક પગપાળા સઈ કરવું પણ છે. જેથી જો કોઈ પણ ઉઝ્ર વગર સવાર થઈને સઈ કરશે, તો દમ (કુર્બાની) વાજિબ થશે. અને જો ઉઝ્ર અને રોગ છે તો દમ (કુર્બાની) વાજિબ થશે નહીં.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૪૭]



## [૪૦૬] સઈ કરતી વખતે વુઝૂ તૂટી જાય તો શું કરે ?

સઈમાં વુઝૂ સુન્નત છે, વાજિબ નથી. જેથી વુઝૂ સાથે (સઈ) કરવી જોઈએ. પણ જો (સઈમાં) વુઝૂ તૂટી જાય તો વુઝૂ કરવું જરૂરી નથી.

## [૪૦૭] મુઝદલિફહનું વુકૂફ (રોકાણ) છૂટી જાય તો શું કરે ?

નવમી અને દસમી ઝિલહિજ્જહની દરમિયાની રાત્રે મુઝદલિફહમાં રોકાણ કરવું વાજિબ છે. જો કોઈ બીમાર બીમારીના કારણે મુઝદલિફહનું રોકાણ કરી શકયો નહીં (જેમ કે વર્તમાન કાળમાં બીમારને હુકૂમત એમ્બ્યુલન્સમાં અરફાતના રોકાણ માટે અરફાત લઈ જાય છે અને પછી તેને (બીમારને) સાંજે મકકા મુકર્રમા લઈ આવે છે, મુઝદલિફહમાં રોકાવતી નથી)

તો આ પરિસ્થિતિમાં તેના પર કંઈ વાજિબ નથી. હાં, જે દર્દીની સેવાચાકરી કરનાર છે, તે એટલા માટે કે શરઈ દ્રષ્ટિએ મા'ઝૂર નથી, જેથી જો તે (દર્દીની સેવાચાકરી કરનાર) મુઝદલિફહનું રોકાણ ન કરી શકયો તો દમ (નાનું જાનવર ઝબહ કરવું) વાજિબ થશે.

['શામી' : ૩ / ૫૨૯, 'અહસનુલ્ ફતાવા' : ૫૩૧]

## [૪૦૮] જેના માથા પર ઝખમ હોય તે હલક☆ કેવી રીતે કરાવે ?

હજમાં કુર્બાની પછી અને ઉમરહમાં તવાફ અને સઈ પછી એહરામથી નીકળવા માટે વાળનું મૂંડાવવું અથવા કપાવવું વાજિબ છે. એના વગર ઈન્સાન એહરામથી નીકળી શકતો નથી. ભલે એહરામની ચાદર કાઢીને સીવેલા કપડાં કેમ ન પહેરી લે. અલબત્ત, જો માથું મૂંડાવવામાં કોઈ ઉઝ્ર હોય, દાખલા તરીકે : માથામાં ઝખમ છે અને કાતરથી કપાવવું મુશ્કિલ હોય, તો માથા પર માત્ર અસ્તરો ફેરવવો વાજિબ થશે. જો ઝખમોના કારણે અસ્તરો પણ ન ચાલી શકે, તો વાજિબ રદ થઈ જશે. અને માથું મૂંડાવવા વગર હલાલ થઈ જશે. પણ બેહતર આ છે કે એવો માણસ બારમી ઝિલહિજ્જહ સુધી હલાલ ન થાય.

એ જ પ્રમાણે જે માણસ ટાલિયો હોય, તેના માટે વાજિબ છે કે માથા પર અસ્તરો ફેરવી લે. એનાથી તે હલાલ થઈ જશે.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૭૬]

☆ હલક : માથાના વાળ મૂંડાવવા અથવા કપાવવા

# 30 એહરામમાં મના કરેલ ચીઝોનું બયાન

## [૪૦૯] એહરામની હાલતમાં કપડાં બદલવા

એહરામની હાલતમાં એહરામની ચાદર અને ઈઝાર (નીચે પહેરેલી ચાદર)ને ઉઝ્ર અથવા કોઈ ઉઝ્ર વગર બદલવું દુરુસ્ત છે. તેમાં કોઈ વાંધો નથી. જેથી જો કોઈ એહરામ બાંધનારને ઝખમથી વારંવાર લોહી નીકળીને અથવા પેશાબના ટીપાં નીકળીને એહરામના કપડાંમાં લાગી જતા હોય, તો એવા માણસને જોઈએ કે નમાઝ વગેરેના માટે એહરામની ચાદર અને લુંગી અલગ રાખે અને નમાઝના સમયે બદલી નાંખે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૪ / ૧૦૬,
'ઈમ્દાદુલ્ અહકામ' : ૩ / ૧૭૬]



## [૪૧૦] એહરામની હાલતમાં સ્વેટર, ગરમ શર્ટ, ધાબળો વગેરેનો ઉપયોગ કરવો

દરેક તે કપડું જે શરીરનાં બાંધાના અનુરૂપ ગૂંથેલું હોય અથવા સીવેલું હોય, એહરામ બાંધનાર પુરુષ માટે એહરામની હાલતમાં તેનો ઉપયોગ કરવો દુરુસ્ત નથી. જેથી એહરામની હાલતમાં કોઈને ઠંડકથી ધ્રુજારી આવવા લાગી અથવા ઠંડી લાગવા લાગી, તો ધ્રુજારીને દૂર કરવા માટે અથવા ઠંડકથી બચવા માટે પણ સ્વેટર અથવા ગરમ શર્ટ વગેરે પહેરવું દુરુસ્ત નથી. જો કોઈ ઉઝ્રના કારણે પહેરી પણ લીધું અને આખો દિવસ અથવા આખી રાત પહેરી રાખ્યું, તો એક દમ (કુર્બાની) વાજિબ થશે. નહીંતર સદકહ કરવું વાજિબ થશે. અલબત્ત,

દરેક તે કપડું જે શરીરના બાંધા અનુરૂપ સીવેલું અથવા ગૂંથેલું ન હોય, દાખલા તરીકે : ચાદર, ધાબળો વગેરે, તો આ પ્રકારના કપડાંનો ઉપયોગ કરવામાં કોઈ વાંધો નથી. અલબત્ત, મોંઢું અને માથું ખુલ્લુ રાખવું જરૂરી છે. સ્ત્રીઓ માટે સીવેલા કપડાં પહેરવા મના નથી. જેથી તે ઉપયોગ કરી શકે છે. અલબત્ત, (સ્ત્રીઓએ) માત્ર મોંઢું ખુલ્લુ રાખવું જરૂરી છે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૭ / ૨૧૨,
'આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૪ / ૮૮]

## [૪૧૧] એહરામની હાલતમાં કાનમાં રૂ નાંખવું અથવા કાન અને ગરદન પર ગરમ કપડું નાંખવું

એહરામની હાલતમાં પુરૂષ માટે માથું અને મોંઢું બન્ને અને સ્ત્રી માટે માત્ર મોંઢાનું ઢાંકવું મના છે. કાન અને ગરદનનું ખુલ્લુ રાખવું જરૂરી નથી. જેથી જો કાનમાં રૂ નાંખે અથવા કાન અને ગરદન પર ગરમ કપડું મફલર મૂકે, તો તેમાં કોઈ વાંધો નથી. અલબત્ત, પેશાની ઢાંકવું અથવા કાન અને ગરદન પર એવી રીતે ઓઢવું કે મોંઢું પણ ઢંકાઈ જાય, આ દુરુસ્ત નથી.

['અહસનુલ્ ફતાવા' : ૪ / ૫૪૨, 'ફતાવા મહમૂદિય્યહ' : ૧૭ / ૨૦૦]

## [૪૧૨] એહરામની હાલતમાં વિક્સ, બામનો ઉપયોગ કરવો

વિક્સ–બામ ખૂશ્બૂદાર વસ્તુ છે, તેની ખૂશ્બૂ તીવ્ર હોય છે. જો આખી પેશાની પર લગાવ્યું તો દમ (કુર્બાની) લાઝિમ થશે.

'મુઅલ્લિમુલ્ હુજ્જાજ'માં છે :

જો ખૂશ્બૂને દવા તરીકે લગાવી અથવા એવી દવા લગાવી જેમાં ખૂશ્બૂ

વધુ છે અને પકાવવામાં આવેલી ન હોય, તો જો ઝખમ એક મોટા અંગના બરાબર અથવા તેનાથી વધુ ભાગ પર નથી, તો સદકહ વાજિબ છે અને જો એક મોટા અંગના બરાબર છે તો દમ (કુર્બાની) વાજિબ છે, જેથી ઉઝ્રના કારણે બામ લગાવ્યો તો પણ આ જ હુકમ છે.

['ફતાવા રહીમિય્યહ' : ૮ / ૨૮૪]

## [૪૧૩] એહરામની હાલતમાં ઈન્જેકશનનો ઉપયોગ કરવો

એહરામની હાલતમાં ઈન્જેકશન લગાવવામાં કોઈ વાંધો નથી.

['ફતાવા રહીમિય્યહ' : ૨ / ૬૦]



## [૪૧૪] એહરામની હાલતમાં ટૂથ પેસ્ટનો ઉપયોગ કરવો

એવું મંજન કે ટૂથ પેસ્ટ જેમાં ખૂશ્બૂવાળી વસ્તુઓ દાખલા તરીકે : લવંગ, કપૂર વગેરે મિશ્રિત હોય અને તે પકાવવામાં આવેલું હોય, અને માપમાં ખૂશ્બૂવાળી વસ્તુ મગલૂબ હોય અર્થાત્ ઓછી હોય, તો મંજનનો ઉપયોગ એહરામની હાલતમાં મકરૂહ થશે, સદકહ કરવો વાજિબ ન થશે.

જો મંજન કે ટૂથ પેસ્ટમાં ખૂશ્બૂવાળી વસ્તુ ગાલિબ (વધારે) હોય, તો એટલા માટે કે મંજન વગેરે આખા મોંઢામાં અથવા મોંઢાના વધુ ભાગમાં લાગી જશે, જેથી દમ (કુર્બાની) વાજિબ થશે. ['ફતાવા રહીમિય્યહ' : ૮ / ૨૮૫]

## [૪૧૫] એહરામની હાલતમાં વારંવાર દવા લગાવવી

જો કોઈને એક ઝખમ થયેલો હોય અથવા અનેક જગ્યાએ ઝખમ થયેલા હોય અને તે ઝખમો પર વારંવાર દવા લગાવી અને તે ઝખમ એક મોટા અંગના બરાબર નથી, તો પણ એક જ સદકહ આપવો પડશે આ શર્તે કે દવા ખૂશ્બૂવાળી હોય. અલબત્ત, જો એક ઝખમ બિલ્કુલ સારો થઈ ગયો તે પછી કોઈ બીજો ઝખમ નીકળ્યો, અને તેણે ખૂશ્બૂવાળી દવાનો ઉપયોગ કર્યો, તો બે સદકહ લાઝિમ આવશે. ['ઈમ્દાદુલ્ અહકામ' : ૩ / ૧૭૩]

## [૪૧૬] એહરામની હાલતમાં ખૂશ્બૂદાર મલમ લગાવવો

એહરામની હાલતમાં કોઈ પણ ખૂશ્બૂવાળી વસ્તુનો ઉપયોગ મના છે. જો કોઈના હાથ કે પગ કે કોઈ પણ ભાગમાં ઝખમ કે એડીમાં ચીરા અને ફાટ હોય, તેના પર તેલ, મલમ, દવા લગાવવું જાઈઝ છે, આ શર્તે કે ખૂશ્બૂવાળુ ન હોય. ['મુઅલ્લિમુલ્ હુજ્જાજ']

## [૪૧૭] એહરામની હાલતમાં અનેક કપડાં પહેરવાથી કેટલા દમ (કુર્બાની) લાગુ થશે ?

એહરામ બાંધનારના માટે શરીરના બાંધા અનુસાર સીવેલા કપડાં પહેરવા મના છે. અને આખો એક દિવસ કે એક રાત (સીવેલા) કપડાં પહેરવાથી દમ (કુર્બાની) વાજિબ થાય છે. ભલે ઉઝ્રના કારણે ઉપયોગ કેમ ન કર્યો હોય.

[૧] હવે જો એક જ સમયમાં બે અથવા વધારે અંગોમાં સીવેલા કપડાંનો ઉપયોગ કરવાની જરૂરત હોય, અને જરૂરતના કારણ અલગ અલગ હોય, દાખલા તરીકે : ઈમામહ (ફેંટો) માથાના દુઃખાવાના કારણે બાંધવો, અને શર્ટ ઠંડીના કારણે પહેર્યો, તો આ પરિસ્થિતિમાં એક જ

કફ્ફારહ વાજિબ થશે.

[૨] અલબત્ત, જો એક લિબાસ તો જરૂરતના કારણે પહેર્યું અને એક લિબાસ જરૂરત વગર પહેર્યું, તો બે કફ્ફારહ લાઝિમ થશે.

[૩] એ જ પ્રમાણે જે જરૂરતના કારણે લિબાસનો ઉપયોગ કર્યો હતો, તે જરૂરત પૂરી થઈ ગઈ, પણ બીજી જરૂરત પૈદા થઈ, તો બે કફ્ફારહ લાઝિમ થશે. ['શામી' : ૩ / ૫૭૮]

હઝરત મવલાના ઝફર અહમદ થાનવી રહિમહુલ્લાહુની પાસે આ મસઅલો ફેસલા માટે આવ્યો તો હઝરતે ઉપર જણાવેલ મંતવ્યને પસંદ ફરમાવ્યો અને હઝરત મવલાના અશરફઅલી થાનવી રહિમહુલ્લાહુએ તસદીક (અનુમોદન) ફરમાવી. ['ઈમ્દાદુલ્ અહકામ' : ૩ / ૧૭૨]

## [૪૧૮] એહરામની હાલતમાં લંગોટ અને નીકર પહેરવું

[૧] જે માણસને આંતરડા વગેરે ઉતરવાનો રોગ હોય, (Hernia, સારણગાંઠ) તો આ રોગના કારણે લંગોટ કે કોઈ પટ્ટો બાંધવો જાઈઝ છે, એના કારણે તેના પર કોઈ દમ (કુર્બાની) વગેરે વાજિબ થશે નહીં.

[૨] પરંતુ નીકર (જાંગિયા) પહેરવું જાઈઝ નથી. જો ઉઝ્રના કારણે પણ (નીકર) પહેરી, તો સીવેલા કપડાંના પહેરવાથી જે સઝા વાજિબ થાય છે તે તેના પર વાજિબ થશે.

['શામી' : ૩ / ૪૮૮, 'અહસનુલ્ ફતાવા' : ૫૩૧, 'ઈમ્દાદુલ્ અહકામ' : ૩ / ૧૭૭]

## [૪૧૯] એહરામની હાલતમાં વાળ તૂટવાથી સદકહ વાજિબ થશે

વુઝૂ એટલું સાવચેતીથી કરવું જોઈએ કે માથા અને દાઢીના વાળ નીકળે નહીં. જો વાળ નીકળે તો સદકહ કરવો જોઈએ. એના કારણે કુર્બાની વાજિબ નથી.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૪ / ૧૦૭]

## [૪૨૦] એહરામની હાલતમાં પટ્ટી બાંધવી

પુરુષના માટે એહરામની હાલતમાં માથું અને મોંઢું ખુલ્લુ રાખવું જરૂરી છે. અલબત્ત, બાકીના શરીર પર એહરામની ચાદર રાખવું જોઈએ. જો કોઈ માણસે માથું અને મોંઢાના સિવાય શરીરના બાકી રહેલા કોઈપણ ભાગમાં રોગના કારણે પટ્ટી બંધાવેલી હોય, તો કોઈ વાંધો નથી. હાં, કોઈ રોગ વગર પટ્ટી બંધાવેલી હોય તો મકરૂહ થશે. અને જો મોંઢા અને માથા પર (પટ્ટી) બંધાવી હોય, તો જઝાઅ (દમ) લાઝિમ આવશે.

['મુઅલ્લિમુલ્ હુજ્જાજ' : ૧૧૪]

## [૪૨૧] એહરામની હાલતમાં તૂટેલા નખને ઉખાડવું

એહરામની હાલતમાં નખ કાપવા મના છે. મોટે ભાગે દમ (કુર્બાની) કે સદકહ વાજિબ થઈ જાય છે. અલબત્ત, જો તૂટેલા નખને તોડી નાંખ્યા અથવા કાપી નાંખ્યા, તો તેના પર કંઈ વાજિબ થશે નહીં. ભલે તે નખ એહરામ બાંધવા પછી તૂટયા હોય અથવા એહરામ બાંધવા પહેલાં તૂટયા હોય.

# 31 નિકાહનું બયાન

## [૪૨૨] બીમારીના કારણે મંગણી તોડવી

મંગણી એક પ્રકારનું વચન અને કોલ તેમજ કરાર છે. કોઈ પણ તીવ્ર ઉઝ્ર અને યોગ્ય કારણ વગર રિશ્તહ (સંબંધ)ને ખતમ કરવું વચનભંગ છે, જે શરઈ અને સામાજિક ગુનો છે. પરંતુ જો છોકરી કે છોકરો એ પ્રકારના રોગમાં સપડાય ગયા કે એક બીજાના હક ન્યાયસર અદા કરી શકતા નથી અથવા એવી ખામી પૈદા થઈ જાય કે પ્રેમ અને એકતાનું પૈદા થવું મુશ્કિલ દેખાય અને કોઈ રીતે મસ્લિહત (હિત)ના અનુરૂપ ન હોય, તો એવી તીવ્ર મજબૂરીમાં મંગણી તોડી નાંખવાની ઈજાઝત થશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૭ / ૧૬૨,
'આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૫ / ૩૩]

## [૪૨૩] હિજડાના નિકાહનો હુકમ

ઈન્સાનોમાં પુરુષ અને સ્ત્રીના સિવાય એક ત્રીજો પ્રકાર હિજડાનો છે. હિજડાના બે પ્રકાર છે :

[૧] હિજડા મુશ્કિલ
[૨] હિજડા ગૈર મુશ્કિલ

[૧] હિજડા ગૈર મુશ્કિલથી તે માણસ મુરાદ છે જેના પુરુષ કે સ્ત્રી હોવાનો મા'મલો શંકાસ્પદ હતો, પરંતુ તહકીક (તપાસ) અને માહિતીના આધારે આ વહેમ અને શંકા દૂર થઈ ગઈ અને નક્કી થઈ ગયું કે પુરુષ છે અથવા

સ્ત્રી છે. જેથી જો પુરુષ હોવું સાબિત થયું, તો પુરુષના અહકામ તેને લાગુ થશે. અને જો સ્ત્રી છે તો સ્ત્રીના અહકામ તેને લાગુ થશે.

[૨] હિજડા મુશ્કિલથી મુરાદ એવો ઈન્સાન, જે ન પુરુષ હોય અને ન સ્ત્રી હોય, જેને આપણી બોલીમાં હિજડો કહેવામાં આવે છે. તેનો હુકમ આ છે કે તે કોઈની સાથે નિકાહ કરી શકતો નથી. ન પુરુષ સાથે નિકાહ કરી શકે છે અને ન સ્ત્રી સાથે નિકાહ કરી શકે છે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૭ / ૧૫૬, 'શામી' : ૪ / ૬૧]

## [૪૨૪] હિજડાએ નિકાહ કરી લીધા તો શું કરે ?

નિકાહના સહીહ થવાના માટે પુરુષ અને સ્ત્રીનું નિકાહના લાયક હોવું જરૂરી છે. અને હિજડો નિકાહના લાયક નથી. જેથી જો કોઈ હિજડાએ નિકાહ કરી લીધા અને પાછળથી તપાસ કરવાથી ખબર પડી કે હિજડો મુશ્કિલ છે અર્થાત્ એ પુરુષ છે કે સ્ત્રી તે શંકાસ્પદ છે.), તો તેના નિકાહ સહીહ નથી, બલ્કે નિકાહ રદ થશે. અને નિકાહનો કોઈ હુકમ તેને લાગુ થશે નહીં.

['શામી' : ૧૩ / ૧૩૮]

## [૪૨૫] જેની ખત્ના ન થઈ હોય તેનાથી નિકાહ કરવું

ખત્ના અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામની સુન્નત અને ઈસ્લામનો શિઆર (ઓળખચિહ્ન) છે. જો કોઈ માણસની ખત્ના ન થઈ હોય તો તેના માટે ખત્ના કરાવવું વાજિબ છે. આ શર્તે કે ખત્ના કરાવવામાં જીવનો જોખમ ન હોય. અલબત્ત, નિકાહના સહીહ થવાના માટે પુરુષનું ખત્ના કરેલ હોવું જરૂરી નથી. જેથી જેની ખત્ના ન થઈ હોય તેનાથી નિકાહ થાય તો દુરુસ્ત છે.

## [૪૨૬] જે સ્ત્રીથી સંભોગ કરવો શકય ન હોય તેનાથી નિકાહ કરવું

જે સ્ત્રીને શરીરના ગુપ્ત ભાગમાં હાડકી ઉપસી આવે અને સંભોગનો માર્ગ સદંતર બંધ થઈ જાય, તેને 'રિતકાઅ' કહે છે. રિતકાઅથી નિકાહ તો દુરુસ્ત છે. અલબત્ત, સંભોગ અશકય હોવાના કારણે પતિને નિકાહ ખતમ કરવાનો અને તલાક આપવાનો હક પણ હોય છે. ['શામી' : ૫ / ૧૭૫]

## [૪૨૭] બે ચોંટેલી છોકરીના નિકાહ

બે છોકરી એક સાથે એવી રીતે પૈદા થઈ કે બન્નેની પીઠ એક બીજાની સાથે ચોંટેલી છે. એક (છોકરી) કુદરતી હાજત માટે જાય તો બીજીએ પણ જવું પડે. એવી છોકરી જો નિકાહના લાયક થઈ જાય તો પ્રથમ ઓપરેશન વગેરેના મારફતે બન્નેને અલગ કરી દેવામાં આવે. અને જો બન્નેને અલગ કરવું ઓપરેશન વગેરેથી અશકય હોય તો પછી તે બન્નેના નિકાહ કોઈની સાથે દુરુસ્ત થશે નહીં. કારણ કે એક માણસના નિકાહમાં બે બહેનોને ભેગું કરવું લાઝિમ આવશે, જે સદંતર હરામ છે. અને કુર્આનની આયત :

وَاَنْ تَجْمَعُوْا بَيْنَ الْاُخْتَيْنِ

[તેમજ તમે બે બહેનોને (નિકાહમાં) એકઠી કરો (તો તે પણ હરામ છે.)]
[સૂરએ 'નિસાઅ', આયત : ૨૩]

ના વિરુદ્ધ છે. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૫૦૧, ૫૧૪]

## [૪૨૮] કોઢ (રક્તપિત્ત)વાળી સ્ત્રીથી નિકાહ કરવા

કોઈ સ્ત્રીને કોઢ (રક્તપિત્ત)નો રોગ છે, તો જો કોઈ માણસ તેનો હક અદા કરી શકતો હોય, તો તેનાથી નિકાહ કરવામાં કોઈ વાંધો નથી.

['નિઝામુલ્ ફતાવા' : ૩ / ૬૨]

## [૪૨૯] જેની જાતી શંકાસ્પદ હોય એવી સ્ત્રીથી નિકાહ કરવા

જો કોઈ ઈન્સાનની જાતી શંકાસ્પદ હોય કે પુરુષ છે કે સ્ત્રી છે. પરંતુ સ્ત્રીના લક્ષણો દેખાતા હોય, દાખલા તરીકે : ગુપ્ત અંગ તો છે પરંતુ અત્યંત તંગ (સાંકડું) છે અને છાતી પણ સાધારણ ઉચકાયેલી છે, પરંતુ પુરુષના કોઈ લક્ષણ દેખાતા નથી. તો તેને શરઈ દૃષ્ટિએ સ્ત્રી કહેવામાં આવશે. જેથી કોઈ પુરુષથી નિકાહ કર્યા, તો નિકાહ સહીહ થશે. આ અલગ વાત છે કે સંભોગના લાયક બિલ્કુલ ન હોવાના કારણે પતિને તલાકનો હક પ્રાપ્ત થશે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૧ / ૧૬૬]

## [૪૩૦] ગૂંગા, બહેરાના નિકાહનો તરીકો

નિકાહ એક પવિત્ર અને મજબૂત કરાર છે, જે બુદ્ધિશાળી અને પુખ્ત વયના માણસના બે શબ્દો ઈજાબ (મંજૂરી) અને કબૂલ (સ્વીકાર)થી મુન્અકિદ (આયોજિત) થઈ જાય છે અને ઈજાબ (મંજૂરી) અને કબૂલ (સ્વીકાર) રુકન (અનિવાર્ય નિયમ)નો દર્જો ધરાવે છે. તેના વગર નિકાહ દુરુસ્ત થતા નથી. અહીં સુધી કે ગૂંગો માણસ જે જીભથી પોતે કંઈ બોલી શકતો નથી અને

જીભથી ઈજાબ (મંજૂરી) અને કબૂલ (સ્વીકાર) કરી શકતો નથી, તેના નિકાહના બે પ્રકાર થશે :

[અ] જો તે લખવાનું-વાંચવાનું જાણે છે, તો લખીને રજૂ કરવામાં આવે કે તમારા નિકાહ આટલી મહરના બદલામાં ફલાણી છોકરી સાથે કર્યા, તમે પોતાના નિકાહમાં (તે છોકરીને) કબૂલ કરી. છોકરો તેના જવાબમાં લખી આપે કે મેં પોતાના નિકાહમાં (તે છોકરીને) કબૂલ કરી, તેનાથી નિકાહ થઈ જશે.

[બ] બીજી રીત આ છે કે ઈશારાથી નિકાહ કરાવવામાં આવે. જેની રીત આ હશે કે છોકરો કોઈ એવો ઈશારો કરે, જેનાથી સ્પષ્ટ થઈ જાય કે તે નિકાહ કબૂલ કરી રહ્યો છે અને સાક્ષી પણ સમજી જાય કે નિકાહ કબૂલ કરી રહ્યો છે. આ રીતે નિકાહ થઈ જશે.

જો કોઈ બહેરો માણસ હોય તો જેવી રીતે બીજી અન્ય વસ્તુઓ તેને સમજાવવામાં આવે છે અને તે સમજી જાય છે, અને તેનાથી પૂછવામાં આવે છે અને તે પોતાની ખાસ રીતે જવાબ આપે છે, એ જ પ્રમાણે સમજાવીને નિકાહ કરી દેવામાં આવે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૦ / ૩૨૨, 'આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૫ / ૪૪, 'અહસનુલ્ ફતાવા' : ૫ / ૩૩, 'ઈમ્દાદુલ્ ફતાવા' : ૨ / ૧૭૫, 'ફતાવા રહીમિય્યહ' : ૮ / ૩૪૮]

## [૪૩૧] ધ્રૂજવાની હાલતમાં નિકાહ કરવા

નિકાહના સમયે (ઈજાબ અને કબૂલ કરતા સમયે) બન્ને (છોકરા અને છોકરી)નું હોશ અને હવાસ (ભાન અને સૂઝબૂઝ)માં હોવું જરૂરી છે. જો કોઈ માણસ ભયથી ધ્રૂજે છે પણ સૂઝબૂઝ બાકી છે અને સમજી વિચારીને કબૂલ કરી રહ્યો છે, તો નિકાહ દુરુસ્ત થશે. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૩ / ૧૯૫]

## [૪૩૨] હોશ અને હવાસ (સૂઝસમજ) ન હોય તો નિકાહ કબૂલ નથી કરી શકતો

નિકાહના સહીહ થવાના માટે હોશ અને હવાસની હાલતમાં કબૂલ કરવું શર્ત છે. નિકાહ કબૂલ કરતા સમયે જો દુલ્હો તીવ્ર રોગમાં સપડાયેલો હોય અને એટલું ભાન અને સૂઝબૂઝ ન હોય કે તે શું કહી રહ્યો છે, તેની ખબર નથી. તો આ રોગની હાલતમાં તેનું (નિકાહ) કબૂલ કરવું મુઅતબર નથી. જેથી આ હાલતમાં કરેલા નિકાહ ન તો સહીહ થશે અને ન તેના પર મહેર વાજિબ થશે અને ન ઈદ્દત વગેરે લાગુ થશે. ['ઈમ્દાદુલ્ ફતાવા' : ૨ / ૨૧૭]



## [૪૩૩] બહેરો માણસ ગવાહ નથી બની શકતો

નિકાહના સહીહ થવા માટે ગવાહનું હોવું અને બન્ને (છોકરા અને છોકરી) તરફના ઈજાબ (મંજૂરી) અને કબૂલ (સ્વીકાર)ને પોતાના કાનોથી સાંભળવું જરૂરી છે. જો ગવાહ હાજર હોય પણ ઈજાબ અને કબૂલ અથવા માત્ર કબૂલ સાંભળી શકયો નહીં, તો નિકાહ દુરુસ્ત થશે નહીં. જેથી જો નિકાહના સમયે માત્ર બે માણસ હાજર હોય અને બન્ને અથવા એક એવો બહેરો હોય કે વાત સાંભળી શકતો નથી (ભલે બનાવને સમજી રહ્યા હોય) તો પણ નિકાહ દુરુસ્ત થશે નહીં. ['બહર' : ૩ / ૧૬૫]

## [૪૩૪] અંધ માણસ ગવાહ બની શકે છે

ગવાહી શહાદત (સાક્ષી આપવા)ને કહે છે અને સાક્ષી આપવામાં રૂયત (જોવું) શર્ત છે. તેમ છતાં પણ નિકાહની બાબતમાં સાક્ષી આપવામાં થોડી છૂટ છે અને ફુકહાએ કિરામે તેના બે દરજા કાયમ કર્યા છે :–

[૧] તહમ્મુલે શહાદત (શહાદતની યોગ્યતા)
[૨] અદાએ શહાદત (શહાદતની અદાયગી)

તહમ્મુલે શહાદત અર્થાત્ સાક્ષી બનવાના માટે નિકાહની બાબતમાં બીના (દેખતો) હોવું જરૂરી નથી, જેથી અંધ સાક્ષી બની શકે છે.

અલબત્ત, જો મૂળભૂત નિકાહના થવા કે ન થવામાં ધારી લો કે વિરોધ ઉપસ્થિત થાય અને મા'મલો કાઝી સુધી પહોંચે, તો ત્યાં તેની (અંધની) સાક્ષી ગૈર મુઅતબર (અવિશ્વાસુ) ઠરશે. ['બદાઈઅ' : ૨ / ૫૨૭]

## [૪૩૫] અંધ કાઝી નિકાહ પઢાવી શકે છે



નિકાહ પઢાવનારની શરઈ હેસિયત કયાં તો માત્ર સફીર (દૂત) અને મઅબર (સેતુ)ની હોય છે અથવા વકીલની હોય છે. અને તેના માટે દેખતો હોવું શર્ત નથી. જેથી જો કાઝી (નિકાહ પઢાવનાર) અંધ હોય કે સાક્ષીને, દુલ્હાને અને છોકરીના વકીલને જોઈ શકતો ન હોય, તો પણ નિકાહ પઢાવી શકે છે. ['ફતાવા મહમૂદિય્યહ' : ૧૩ / ૧૯૫]

## [૪૩૬] બીમારના નિકાહ બીજો માણસ કબૂલ કરી શકે ?

એક માણસની શાદી નકકી થઈ. નકકી કરેલો દિવસ અને તારીખ આવી ગઈ. વ્યવસ્થાઓ થઈ ગઈ. જયારે તે નિકાહ પઢનાર તે જ દિવસે બીમાર થઈ ગયો અને હોસ્પિટલમાં દાખલ થવું પડયું, અથવા એવો પથારીવશ થઈ ગયો કે નિકાહની મજલિસમાં તે આવી શકતો નથી. જયારે કે તે જ દિવસે નિકાહ થઈ જવું ઘરવાળાઓની દષ્ટિએ યોગ્ય મા'લૂમ થતું હોય, તો તેના કેટલાક પ્રકાર થશે :–

[૧] જયાં બીમાર માણસ છે દાખલા તરીકે : હોસ્પિટલ અથવા ઘરમાં, ત્યાં જેટલા લોકો જઈ શકતા હોય, ત્યાં જ (નિકાહનો) ખુત્બહ પઢીને નિકાહ કરી દેવામાં આવે.

[૨] બીમાર માણસ કોઈને પોતાના નિકાહ કબૂલ કરવાનો વકીલ બનાવી દે કે જયારે કાઝી ખુત્બહ પઢીને આપને કહે કે આપે ફલાણાની છોકરી ફલાણીને આટલી મહેરના બદલે ઝૈદ (જો કે બીમાર છે)ના નિકાહમાં વકીલના રૂપે કબૂલ કરી. તો આપ મારા તરફથી કબૂલ કરી લેજો કે મેં ફલાણાની છોકરી ફલાણીને ઝૈદના નિકાહમાં વકીલ રૂપે કબૂલ કરી. એ પ્રમાણે કબૂલ કરવાનો જો વકીલ બનાવી દે અને વકીલ કબૂલ કરી લે, તો નિકાહ થઈ જશે.

[૩] એ જ પ્રમાણે જો કોઈને સીધો રૂબરૂ વકીલ બનાવવાના બદલે ફોન મારફતે વકીલ બનાવી દે, જયારે કે તે વકીલ તેના અવાજને ઓળખતો હોય, તો એ પ્રમાણે પણ તે વકીલ બનીને તેના તરફથી કબૂલ કરી શકે છે.

## [૪૩૭] છોકરીના વાલીએ ગૂંગા માણસથી નિકાહ કરી દીધા

જો છોકરીને ખબર હતી કે છોકરો ગૂંગો છે, અને તે પછી તેણે (છોકરીએ) નિકાહની ઈજાઝત આપી દીધી, તો પાછળથી આ રોગના કારણે તેને નિકાહ તોડવાનો અધિકાર ન થશે.

જો છોકરી પુખ્ત વયની હતી અને ખબર ન હતી (કે છોકરો ગૂંગો છે) પણ નિકાહ પછી જયારે ખબર પડી, તો તેના (છોકરા) સાથે રહેવા માટે રાઝી ન થઈ, તો ખુલઅ (પત્નીનું મહેર માફ કરીને અથવા વળતર અદા કરીને તલાક લઈ લેવું) વગેરે મારફતે છુટકારો પ્રાપ્ત કરી શકે છે. તેમ છતાં પણ છોકરીને નિકાહ તોડવાનો અધિકાર પ્રાપ્ત થશે નહીં. ['ફતાવા દારુલ ઉલૂમ' : ૮ / ૯૦]

## [૪૩૮] ખૂબ જ નજીકનો વાલી જો પાગલ અથવા ભાન ભૂલેલો હોય તો શું કરે ?

નાબાલિગ છોકરો અને નાબાલિગ છોકરી આ બન્ને પોતાના નિકાહ પોતે કરી શકતા નથી. કારણ કે બાલિગ થવા પહેલાં નિકાહના સહીહ થવા માટે વલી (વાલી)એ નિકાહ કરાવવું જરૂરી છે. નાબાલિગના વલી, દાખલા તરીકે : બાપ, દાદા વગેરે છે. એમનામાં જે ખૂબ જ નજીકના છે તેમને ક્રમવાર વિલાયત (વાલીપણા)નો અધિકાર પ્રાપ્ત છે. હવે જો નજીકનો વાલી, દાખલા તરીકે : બાપ ભાન ભૂલેલો હોય તો તેની રઝામંદી અને ઈજાઝત જરૂરી નથી, બલ્કે તેના પછીના વાલી દાદા, ભાઈ, ભત્રીજા, ચાચાને ક્રમવાર વિલાયતનો અધિકાર પ્રાપ્ત થશે. ['હિદાયહ' : ૨ / ૩૧૮]

## [૪૩૯] વાલી વગર પાગલના નિકાહ કરવા

માનવીના ઘણાં વ્યવહારો અને કાર્યો એવા છે, જેમના શરઈ દષ્ટિએ મુઅતબર (વિશ્વશનીય) થવાના માટે માનવીનું બુદ્ધિશાળી અને પુખ્તવયનું હોવું શર્તે લાઝિમ છે. જો માનવી બુદ્ધિશાળી, પુખ્તવયનો નથી અને પોતે તે કોઈ મા'મલો અથવા કામ કરી લે તો શરીઅત તેને અશ્વિશનીય ઠેરવે છે. તેમાંથી જ નિકાહ પણ છે કે પાગલ ઈન્સાન પોતે નિકાહ કરી શકતો નથી, અને નિકાહ કબૂલ પણ કરી શકતો નથી. ['બદાઈઅ' : ૨ / ૪૯૦]

અલબત્ત, નાબાલિગના જેમ પાગલનો વાલી નિકાહ કરી દે, અને વાલી જ કબૂલ કરે, તો નિકાહ સહીહ થશે. ['બદાઈઅ' : ૨ / ૫૧૦]

## [૪૪૦] જેને લોહી આપ્યું હોય તે સ્ત્રીથી અથવા તેની છોકરીથી નિકાહ કરવા

કોઈ પણ પુરુષ કે સ્ત્રીને લોહી આપવાથી કોઈ પણ પ્રકારનો રિશ્તો (નાતો) ઉપસ્થિત થતો નથી. જેથી જેને લોહી આપ્યું હોય ખૂદ તેનાથી અથવા તેની છોકરી, બહેન વગેરેથી નિકાહ કરવામાં કોઈ વાંધો નથી.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૫ / ૧૩૫]

## [૪૪૧] કાન, નાકમાં દવા તરીકે સ્ત્રીનું દૂધ નાંખવાથી હુરમત લાઝિમ આવે કે નહીં ?

કાનની તીવ્ર તકલીફ અને દુ:ખાવામાં સ્ત્રીના દૂધ નાંખવાને ઘણું ફાયદાકારક બતાવવામાં આવે છે. જયારે કે સ્ત્રીનું દૂધ દવાની દૃષ્ટિએ ઉપયોગ કરવું દુરુસ્ત નથી. તેમ છતાં પણ જો કોઈએ કોઈ બાળક કે બાળકીના કાનમાં દૂધ ટપકાવ્યું, તો તેનાથી રઝાઅત (દૂધનો) રિશ્તો (નાતો) કાયમ થશે નહીં. અને બન્ને અથવા બન્નેની ઔલાદ એક બીજાના માટે હરામ થશે નહીં.

અલબત્ત, નાકમાં જો દૂધ નાંખ્યું જયારે કે બાળકની ઉંમર હજુ બે વર્ષ થઈ નથી, તો તેનાથી રઝાઅત (દૂધનો રિશ્તો) સાબિત થઈ જશે.

## [૪૪૨] દવામાં સ્ત્રીનું દૂધ મેળવીને પિવડાવે તો હુરમત લાઝિમ આવશે ?

બાળકને બે વર્ષની મુદતમાં માતાના સિવાય કોઈ પણ સ્ત્રી જો દૂધ પિવડાવે, ભલે છાતીથી લગાવીને અથવા છાતીથી કાઢીને ચમચા વગેરેથી

પિવડાવે, તેનાથી રઝાઅત (દૂધ પિવડાવવા)નો રિશ્તો (નાતો) કાયમ થઈ જાય છે અને રઝાઅત (દૂધ પિવડાવવા)ના અહકામ જારી થઈ જાય છે, જેથી જો કોઈ સ્ત્રીએ દૂધ દવામાં મેળવીને કોઈ એવા બાળકને જેની ઉંમર બે વર્ષ પૂરી થઈ ન હોય, તે દૂધ પિવડાવ્યું, તો તેના ત્રણ પ્રકાર થશે :–

[૧] દૂધની માત્રા (પ્રમાણ) વધારે હોય અને દવા ઓછી હોય.

[૨] બન્ને (દૂધ અને દવા) સરખા હોય,

તો આ ઉપરના બન્ને પ્રકારોમાં રઝાઅત (દૂધ પિવડાવવાનો રિશ્તો) અને હુરમત સાબિત થઈ જશે.

[૩] અને જો દૂધની માત્રા વધારે ન હોય તો હુરમત સાબિત થશે નહીં.



## [૪૪૩] વૃદ્ધ સ્ત્રીની છાતીનું પાણી પિવડાવવાથી હુરમત લાઝિમ આવશે ?

કોઈનું પણ બાળક રઝાઅત (દૂધ પિવડાવવા)ની મુદત અર્થાત્ બે વર્ષની અંદર કોઈ પણ સ્ત્રીનું દૂધ પી લે, તો તેનાથી હુરમત સાબિત થઈ જશે. હાં, જો કોઈ વૃદ્ધ સ્ત્રીની છાતીથી પાણી નીકળે અને તેને તે બાળક પી લે, તો તેનાથી હુરમત સાબિત થશે નહીં. જેથી જેને હયૂઝ (માસિક) આવતું ન હોય અને ગર્ભ ધારણ કરવાની ઉંમર વિતી ગઈ હોય તેવી વૃદ્ધ સ્ત્રીની છાતીથી દૂધના બદલે જો પાણી નીકળ્યું અને બાળકે (તે પાણી) પી લીધું, તો તેનાથી રઝાઅત (દૂધ પિવડાવવાનો રિશ્તો) સાબિત થશે નહીં. અને જો દૂધ જેવું સફેદ પાણી નીકળ્યું, તો હુરમત સાબિત થઈ જશે.

['ઈમ્દાદુલ્ ફતાવા' : ૨ / ૩૭૮, 'દુર્રે મુખ્તાર' : ૪ / ૩૯૧]

## [૪૪૪] લકવાગ્રસ્ત પત્નીની બહેનથી નિકાહ કરવા

શરીઅતે બે બહેનને એક સાથે નિકાહમાં ભેગી કરવાને હરામ ઠેરવ્યું છે. અહીં સુધી કે એક બહેન નિકાહમાં હોય તો બીજી બહેનથી નિકાહ બિલ્કુલ સહીહ થતા જ નથી, બલ્કે રદ થઈ જાય છે. હવે જો કોઈ સ્ત્રી લકવાગ્રસ્ત અને મા'ઝૂર તેમજ દરેક જરૂરતમાં કોઈની મોહતાજ થઈ જાય, અને આ વિચારીને કે પતિ કોઈ બીજી સ્ત્રીથી નિકાહ કરે, તેનાથી ઘણું સારું છે કે મારી બહેનથી નિકાહ કરી લે, જેથી મને કોઈ પરેશાની ન થાય, આ પરિસ્થિતિમાં પણ કુર્આને પાકના હુકમ :

وَاَنْ تَجْمَعُوْا بَيْنَ الْاُخْتَيْنِ

[તેમજ તમે બે બહેનોને (નિકાહમાં) એકઠી કરો (તો તે પણ હરામ છે.)]

[સૂરએ 'નિસાઅ', આયત : ૨૩]

ના વિરુદ્ધ થશે. જેથી લકવાગ્રસ્ત પત્નીની બહેનથી પણ નિકાહ થઈ શકતા નથી. ['બદાઈઅ' : ૨ / ૫૩૮, 'ફતાવા મહમૂદિય્યહ' : ૭ / ૩૭૨]

## [૪૪૫] નપુંસક પુત્રની પત્નીથી નિકાહ કરવા

જો કોઈનો પુત્ર નપુંસક હોવું સાબિત થઈ જાય અને પત્નીથી જુદાઈ (તલાક) થઈ જાય, હવે જો તે પુત્રનો વાલિદ (બાપ) તે પુત્રની પત્ની અર્થાત્ વહૂથી નિકાહ કરવા માંગે, તો નિકાહ કરી શકતો નથી. કારણ કે વહૂથી નિકાહ કરવા બિલકુલ હરામ છે.

કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :–

وَحَلَائِلُ اَبْنَائِكُمُ الَّذِيْنَ مِنْ اَصْلَابِكُمْ

[અને તમારા વંશના છોકરાઓની વહુઓ.]

[સૂરએ 'નિસા–અ', પારહ : ૪]

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૭ / ૩૪૬]

# 32 તલાકનું બયાન

## [૪૪૬] ગૂંગા માણસે તલાક આપવું

જો કોઈ માણસ ગૂંગો હોય, અને તેને તલાક આપવાની નોબત આવી, જો તે લખી શકતો હોય તો તલાક લખીને આપે અથવા પછી ઈશારાથી (તલાક) આપે, પણ દરેક પ્રકારનો ઈશારો તલાકના અર્થમાં ન થશે, બલ્કે તે ઈશારો એવો મશહૂર હોય કે તલાકના સિવાય બીજી કોઈ આશંકા ન હોય, અને તે (ઈશારો) માત્ર તલાકના જ માટે નિશ્ચિત હોય.

['ઈમ્દાદુલ્ મુફ્તીન' : ૫૯૪, 'દુર્રે મુખ્તાર' : ૪૪૮]



## [૪૪૭] મિરગી (વાઈ, ફેફરું, હિસ્ટીરીઆ)ની હાલતમાં તલાક આપવું

મિરગી (વાઈ, ફેફરું, હિસ્ટીરીઆ)ની હાલતમાં ઈન્સાન ભાન અને સૂઝ–બૂઝની હાલતમાં નથી રહેતો. જેથી એ સમયે એવી હાલતમાં તલાક થશે નહીં. હાં, એ હાલત દૂર થવા બા'દની સ્વસ્થ હાલતમાં તલાક આપશે તો તલાક થઈ જશે. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૯ / ૧૧૬]

## [૪૪૮] પાગલનો ભાઈ તલાક આપી શકતો નથી

પાગલ પોતે પણ તલાક આપી શકતો નથી અને પાગલનો ભાઈ અથવા બીજો કોઈ પણ તલાક આપી શકતો નથી. કોઈએ આપેલી તલાક

પાગલના તરફથી સહીહ ગણવામાં આવશે નહીં. હાં, સ્ત્રી જો છુટકારો માંગે તો તેની વિસ્તૃત ચર્ચા નિકાહ તોડવાના બયાન હેઠળ આવી રહી છે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૫ / ૩૮૫]

## [૪૪૯] જેના પર જાદૂની અસર હોય તેવા માણસે તલાક આપવું

જો કોઈ માણસ પર જાદૂ કરવામાં આવ્યું અને જાદૂથી તે માણસ મદહોશ અને વિકૃત થઈ ગયો અને આ હાલતમાં તલાક આપી તો તલાક સહીહ થશે નહીં. અને તલાક આપતા સમયે તે મદહોશ ન હતો બલ્કે શબ્દોના અર્થને સમજતો હતો કે આ પ્રમાણે કહેવાથી તલાક થઈ જાય છે તો પછી તલાક સહીહ થઈ જશે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૧ / ૨૮૮, 'ફતાવા આલમગીરી' : ૧ / ૩૫૩]

## [૪૫૦] માથાના દુ:ખાવાના કારણે મદહોશીની હાલતમાં તલાક આપવું

માથાના દુ:ખાવા અથવા કોઈ બીજા રોગના કારણે બુદ્ધિ ઠેકાણે ન રહે, પોતાના નફા–નુકસાનનું ભાન ન રહે, બલ્કે ભાન અને સૂઝબૂઝ ખતમ થઈ ગઈ અને બકવાસ અને વ્યર્થ વાત કરવા લાગ્યો અને એ જ હાલતમાં તલાક આપી, તો તે તલાક સહીહ થશે નહીં. અને જો આટલી બેહોશી અને એવી હાલત ન હતી તો તલાક સહીહ થઈ જશે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૪ / ૧૧૫, ૮ / ૧૨૧]

## [૪૫૧] તાવમાં મદહોશ માણસની તલાક

તાવ અથવા કોઈ બીજા રોગના કારણે એવી બેહોશી અને મદહોશી હોય કે બુદ્ધિ ઠેકાણે ન હોય, પોતાના નફા–નુકસાનમાં ફરક ન કરી શકતો હોય, તેનાથી એ સમયે જેટલા કામ થયા હોય તે બધાં બુદ્ધિ વિરુદ્ધ થયા હોય. મતલબ કે તેની બેહોશીની હાલતનું અનુમાન તે સમયના બીજા કામોથી થઈ શકે છે, જો એવી હાલત હોય તો આ હાલતમાં આપેલી તલાક સહીહ થશે નહીં. ['ફતાવા મહમૂદિય્યહ' : ૮ / ૧૨૨]

## [૪૫૨] બીમારનું ઉશ્કેરાઈને તલાક આપવું

જો કોઈ માણસ કોઈ ભયાનક રોગમાં સપડાયેલો હોય અને તેણે અશક્તિમાં અથવા ઉશ્કેરાઈને તલાક આપી દીધી તો તલાક થઈ જશે. હાં, જો રોગના કારણે મદહોશ અથવા પાગલ થઈ ગયો હોય તો તલાક થશે નહીં.

અહીં સુધી કે મદહોશનો માત્ર દા'વો કરવાથી વાત માનવામાં આવશે નહીં, બલ્કે અહેવાલ અને સંજોગ જોવા પડશે. ['નિઝામુલ્ ફતાવા' : ૨ / ૭૯]



## [૪૫૩] મોતની બીમારીમાં સપડાયેલા માણસની તલાક

મોતની બીમારીમાં સપડાયેલો કોઈ માણસ પોતાની પત્નીને તલાકે બાઈનહ (એવી તલાક જેના પછી રુજૂઅ ન થઈ શકે) અથવા તલાકે રજઈય્યહ (એવી તલાક જેના પછી રુજૂઅ થઈ શકે) આપે, તો તલાક થઈ જશે. જો ઈદ્દત પૂરી થવા પછી પતિનું મૃત્યું થયું તો પત્ની વારસાની હકદાર ન થશે. અને જો ઈદ્દતના અંદર જ મૃત્યુ પામ્યો તો તેની પત્ની વારસાની હકદાર થશે. વધુ વિગત પ્રકરણ : ૩૯ 'મોતની બીમારીનું બયાન'માં ધ્યાનપૂર્વક વાંચો.

## [૪૫૪] પત્ની મોતની બીમારીમાં હોય અને તેને તલાક આપી દે

જો પત્ની મોતની બીમારીમાં સપડાયેલી હોય અને પતિએ તેને તલાક આપી દીધી અથવા ખૂદ પત્નીએ તલાક લઈ લીધી અથવા ખુલ્અ કરી લીધું, તો આ બધી હાલતોમાં તલાક અને ખુલ્અ થઈ જશે.

## [૪૫૫] સરસામ (મગજમાં સોજો અથવા ગાંઠની બીમારી)માં તલાક આપવું

સરસામ (મગજમાં સોજો અથવા ગાંઠની બીમારી)નો રોગ એટલો વધી ગયો હોય કે ભાન અને સૂઝ–બૂઝ ખતમ થઈ ગઈ હોય, આ જ હાલતમાં તલાક આપી તો તલાક થશે નહીં.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૫ / ૩૮૫]

## [૪૫૬] મંદબુદ્ધિવાળાની તલાક

જો કોઈ માણસ પાગલ અને મદહોશ તેમજ મઅતૂહ (વિકૃત મગજનો) ન હોય, બલ્કે હાલત અને મા'મલાને સમજતો હોય, પરંતુ સામાન્ય રીતે મંદબુદ્ધિ અથવા વહેમીલું મશહૂર છે અને મંદબુદ્ધિના કામ પણ કર્યા કરે છે, પરંતુ એટલા માટે કે તે પાગલ વગેરેની મર્યાદા સુધી નથી પહોંચી, જેથી તેની તલાક થઈ જશે.

['દુર્રે મુખ્તાર' : ૪ / ૪૪૦, 'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૯ / ૫૭]

## [૪૫૭] પાગલ અને મદહોશ માણસની તલાક

તલાક નિકાહના રિશ્તા (નાતા)ને તોડવા અને પતિ–પત્નીના બંધનથી નીકળી જવાનું નામ છે. અને જે રીતે નિકાહના સહીહ થવા માટે અમુક શર્તોનું હોવું જરૂરી છે એ જ પ્રમાણે તલાકના સહીહ થવા માટે અમુક શર્તો છે :–

જેમાંથી એક આ છે કે પતિ બુદ્ધિશાળી, પુખ્ત વયનો હોય, ભાન અને સૂઝ–બૂઝ ધરાવતો હોય, આ હાલતમાં જો તલાક આપે તો તેની તલાક થઈ જશે. નહીંતર તલાક થશે નહીં. જેથી પાગલપણ, મગજની વિકૃતિ અને મદહોશીમાં સપડાયેલો માણસ તલાક આપે તો તેનાથી શરઈ દૃષ્ટિએ તલાક થશે નહીં. હાં, પાગલપણું એવું હોય કે કયારેક સારો થઈ જતો હોય અને કયારેક પાગલપણું થઈ જતું હોય, તો જો પાગલપણાંની હાલતમાં તલાક નથી આપી, બલ્કે તંદુરુસ્તીની હાલતમાં તલાક આપી તો તલાક થઈ જશે.

મતલબ કે તલાકના શબ્દો કહેતા સમયે જો તેનો અર્થ અને હુકમ સમજી રહ્યો હતો, તો તલાક થવામાં કોઈ શંકા નથી, અને જો તેને પાગલપણાના કારણે આ પણ ખબર ન હતી કે શું કહી રહ્યો છે, અને આ કહેવાથી શું હુકમ લાગુ થાય છે, તો તલાક થશે નહીં. અને પાગલ હોવાનું અનુમાન તેના બીજા કૃત્યોથી થઈ શકે છે. જો તેના કૃત્યો પાગલ માણસ જેવા છે, તો આ કામમાં પણ તેને પાગલ સમજી શકાય છે. અને જો બીજા કૃત્યો પાગલ માણસ જેવા નથી, માત્ર તલાક વિષે પોતાને પાગલ હોવું જાહેર કરે છે, તો તેનો કોઈ એ'તિબાર નથી.

['ફતાવા મહમૂદિય્યહ' : ૪ / ૧૦૬, 'ફતાવા રહીમિય્યહ' : ૫ / ૩૧૧,
'ફતાવા આલમગીરી' : ૧ / ૩૫૩]

## [૪૫૮] પાગલ કયારેક સારો થઈ જતો હોય

જો કોઈ માણસને પાગલપણું હોય, પરંતુ કયારેક કયારેક દાખલા તરીકે : અમુક કલાક માટે અથવા અમુક દિવસો માટે તંદુરસ્ત થઈ જતો હોય અને તે તંદુરસ્તી આ રીતે કે બુદ્ધિ ઠેકાણે આવી જતી હોય અને હોશિયાર થઈ જતો હોય અને મગજનું વિઘ્ન ન રહેતુ હોય, તો આ હાલતમાં આપેલી તલાક થઈ જશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૦ / ૩૫૯]

## [૪૫૯] ગુસ્સાથી બુદ્ધિ ચાલી ગઈ હોય એવા માણસની તલાક

બુદ્ધિ ચાલી ગઈ હોય એવો માણસ જેની તલાક થતી નથી, તે એવો છે જેની બુદ્ધિ ગુસ્સા અથવા ભય વગેરેના કારણે ચાલી જાય. અને તેનાથી ગાંડી ગાંડી વાતો થવા લાગે, અને પાગલ જેવા કૃત્યો પ્રગટ થવા લાગે, જેમ કે અમુક લોકો ગુસ્સામાં વાસણ તોડવા, ફોડવા અને દીવાલ વગેરેમાં માથું મારવા લાગે છે.

સારાંશ આ છે કે જે માણસ ગુસ્સા વગેરેમાં એવો હોશ હવાસ ગુમાવી દે કે તેના પર પાગલના લક્ષણો દેખાવા લાગે. તે શરઈ દષ્ટિએ મદહોશ છે, એવા બુદ્ધિ ચાલી જનારની તલાક થતી નથી.

['ઈમ્દાદુલ્ ફતાવા' : ૪ / ૧૩૧]

# 33 નિકાહ તોડવાનું બયાન

## [૪૬૦] કયા રોગોના કારણે નિકાહનો હક્ક ખતમ થાય છે

ઈસ્લામી તા'લીમાત તે નિયમોની પાબંદીની માંગણી કરે છે, જેનાથી વિવાહિક જીવન ખૂશી ભરેલું થાય છે અને પ્રેમ અને મુહબ્બતનું વાતાવરણ ટકી રહે છે. જયારે કે પતિ–પત્નીમાંથી કોઈ એકમાં અમુક રોગો અને બીમારી કયાં તો ઘૃણાનું નિમિત્ત બની જાય છે અથવા પતિ–પત્નીના હકકોની અદાયગીથી કાસિર (અસમર્થ) બનાવી દે છે. અને કયારેક બન્નેની ઈચ્છા અને ચાહતમાં ફરક આવવા લાગે છે, એટલા માટે અમુક રોગો તે છે જેના કારણે શરીઅતે પતિ–પત્નીને જુદાઈ અને નિકાહનો હક્ક ખતમ કરવાનો હુકમ આપ્યો છે. યોગ્ય છે કે પ્રથમ રોગોના વિસ્તૃત પ્રકારો પર એક નજર નાંખીએ :–

[૧] તે રોગો જે પતિ–પત્ની બન્નેમાં હોય છે.

[૨] તે રોગો જે પુરુષોમાં હોય છે.

[૩] તે રોગો જે માત્ર સ્ત્રીઓમાં હોય છે.

૦ પહેલા પ્રકારના (પુરુષ અને સ્ત્રી બન્નેને થતા) રોગો આ છે :–

- **જુનૂન** : પાગલપણું
- **જુઝામ** : કોઢ (રકતપિત્ત)
- **બરસ** : કોઢ, સફેદ હોય અથવા કાળો
- **ગદીતહ** : પુરુષ અને સ્ત્રીમાં કોઈને પણ સંભોગના સમયે મળ અથવા પેશાબ નીકળી આવે.
- **એઈડઝ** : Aids

O બીજા પ્રકારના (માત્ર પુરુષને થતા) રોગો આ છે :–

- **ખસાઅ** : ખુસ્યહની ગોળી કાઢી નાંખી હોય.
- **જબ** : પુરુષનું શિશ્ન (ગુપ્તાંગ) કપાયેલું હોય.
- **એ'તિરાઝ** : પુરુષના ગુપ્તાંગમાં ઉત્થાનની શકિત ન હોય.

O ત્રીજા પ્રકારના (માત્ર સ્ત્રીને થતા) રોગો આ છે :–

- **કરન** : સ્ત્રીની યોનિમાં હાડકુ ઉપસી આવે અને સંભોગ મુશ્કિલ હોય.
- **રિત્ક** : સ્ત્રીની યોનિમાં માંસનો એવો ટુકડો થઈ જાય કે સંભોગ કરી ન શકાય.
- **અકલ** : યોનિમાં વધારે માંસ થઈ જાય અને યોનિ એટલી તંગ થઈ જાય કે સંભોગ કરવું મુશ્કિલ હોય.
- **ઈફઝાઅ** : વધુ સંભોગના કારણે સહવાસ અને સંડાસના માર્ગનું મળી જવું.
- **બખર** : ગુપ્તાંગમાંથી બદબૂ આવવું.

['જદીદ ફિકહી મસાઈલ' : પેજ–૮ થી ૮૧]



ઉપર જણાવેલી ખામીઓ (રોગો) પૈકી નીચેના રોગો પૈકી કોઈ એક પણ રોગ થવાથી અમુક શરતોની સાથે નિકાહ ફસ્ખ કરવા (તોડવા)નો હક થાય છે :

O **જબ** : પુરુષનું શિશ્ન (ગુપ્તાંગ) કપાય જાય.

O **જુનૂન** : (પતિ–પત્નીમાંથી) કોઈ પાગલ થઈ જાય.

O **બરસ** : (પતિ–પત્નીમાંથી) કોઈને સફેદ કે કાળો કોઢ થાય.

O **જુઝામ** : (પતિ–પત્નીમાંથી) કોઈને રકતપિત્ત થાય.

O **એઈડઝ** : (પતિ–પત્નીમાંથી) કોઈને એઈડઝ Aids થાય.

## [૪૬૧] શું નામર્દ (નપુંસક)ની પત્ની પતિથી છુટકારો મેળવી શકે ?

જો કોઈ સ્ત્રીનો પતિ હીજડો અને નપુંસક હોય અને પત્ની તેની સાથે રહેવા રાજી ન હોય, તો સ્ત્રીને અમુક શર્તોની સાથે શરઈ કાઝી અથવા શરઈ પંચાયતમાં કેસ દાખલ કરીને નિકાહને ફસ્ખ કરવાનો (તોડવાનો) અધિકાર થશે.



શર્તો આ છે :–

[૧] નિકાહ પછી પતિ એક વખત પણ સંભોગ કરવા શકિતમાન ન થઈ શકયો હોય.

[૨] નિકાહથી પહેલાં પત્નીને પતિનું હીજડો હોવાનું અથવા શિશ્ન કપાયેલું હોવાનું જ્ઞાન કોઈ રીતે ન થઈ શકયું હોય.

[૩] જયારથી પત્નીને હીજડો હોવાનું અથવા શિશ્ન કપાયેલ હોવાની જાણ થઈ હોય, ત્યારથી લઈને હમણાં સુધી એક વખત પણ રઝા (સહમતિ)ની સ્પષ્ટતા ન કરી હોય, દાખલા તરીકે : આ ન કહ્યું હોય કે હું એની સાથે આ હાલતમાં પણ રહેવા રાજી છું. હાં, માત્ર ચુપ રહેવું રાજી હોવાની નિશાની ગણાશે નહિ.

[૪] શરઈ કાઝીના એક વર્ષના મુહલત (મુદ્દત) આપવા પછી જયારે કાઝી સ્ત્રીને અધિકાર આપે તો તે જ મજલિસમાં જુદાઈને અપનાવી લે.

[૫] નિકાહથી જુદાઈ શરઈ કાઝી અથવા શરઈ પંચાયતના મારફતે જ થઈ શકે છે, તેના સિવાય કોઈ બીજા પ્રકારથી થઈ શકતી નથી.

ઉપર જણાવેલ બધી શર્તો પૂર્ણ થતી હશે તો સ્ત્રીને નિકાહને ફસ્ખ (ખતમ) કરવાનો અધિકાર થશે. જો એક પણ શર્ત પૂરી ન થશે તો નિકાહને ફસ્ખ (ખતમ) કરવાનો અધિકાર ન થશે. અહીંયા સુધી કે જો ઈઝ્ઝત અને

પ્રતિષ્ઠા બચાવવું અને પતિ–પત્નીના હક્કો પ્રાપ્ત ન થવા પર ફિત્નામાં પડવાનું પ્રબળ અનુમાન હોય તો ઉપરની શરૂઆતની ત્રણ શર્તો પૂરી નહિ થવા છતાં પણ નિકાહને ફસ્ખ (ખતમ) કરવાનો અધિકાર પ્રાપ્ત થશે.

['અહસનુલ્ ફતાવા' : ૫ / ૪૦૯]

<u>નોંધ</u> :–

જો <u>પુરુષ</u>નું શિશ્ન (ગુપ્તાંગ) પૈદાઈશથી ઘણું જ નાનું હોય અર્થાત્ ન હોવાના બરાબર હોય, તો તે શિશ્ન કપાયેલાના <u>હુકમ</u>માં છે, જેથી કાઝી તરત જ નિકાહ ફસ્ખ કરાવી દેશે. ઉપચારના માટે <u>મુહલત</u>ની જરૂરત નથી.

['શામી' : ૫ / ૧૬૬]

## [૪૬૨] નામર્દ (નપુંસક) તલાક ન આપે તો પત્ની શું કરે ?

જો નપુંસક તલાક ન આપે તો પ્રથમ ખુલઅ કરાવવાનો પ્રયત્ન કરવામાં આવે, અર્થાત્ મહેર બાકી હોય તો તે માફ કરીને તલાકની માંગણી કરે. અને જો આ વાત પર પણ તલાક ન આપે તો પોતાનો મા'મલો શરઈ કાઝી અથવા શરઈ પંચાયતના સામે રજૂ કરે. તે આ મસઅલાના બધાં પહેલુ અને શર્તોને નજર સમક્ષ રાખીને નિકાહ ફસ્ખ કરી શકે છે.

['ફતાવા રહીમિય્યહ' : ૨ / ૧૨૦]

## [૪૬૩] પતિ નામર્દ (નપુંસક) હોવાથી ઈન્કાર કરે

પત્નીએ પોતાના પતિના નપુંસક અથવા શિશ્ન કપાયેલા હોવાનો દા'વો કર્યો જયારે કે પતિ આ વાતનો ઈન્કાર કરે છે, અને પતિ આ વાતનો <u>સ્વીકાર કરે છે કે હું ખરો અને તંદુરસ્ત છું. અને આ મારા પર આક્ષેપ છે, તો</u>

આ હાલતમાં ફેસલાની રીત આ થશે કે :–

- જો પતિ પત્ની સાથે સંભોગ કરવાનો દા'વો કરે છે, તો જોવામાં આવે કે પત્ની પોતાના કુંવારી હોવાનો દા'વો કરે છે, જો (પત્ની) દા'વો કરતી નથી, તો પતિ પાસે કસમ લેવામાં આવે, જો પતિ સંભોગ વિષે કસમ ખાય લે, તો પત્નીને જુદાઈનો અધિકાર ન રહેશે, અને જો પતિએ કસમ ખાવાથી ઈન્કાર કરી દીધો, તો તેને એક વર્ષ સુધી ઉપચારના હેતુથી મુહલત (સમય) આપવામાં આવે.
- અને જો પત્ની કુંવારી હોવાનો દા'વો કરે છે તો કાઝી અનુભવી અને વિશ્વાસુ સ્ત્રી પાસે નિરીક્ષણ કરાવે, અને જો કાઝીના બદલે શરઈ પંચાયત ફેસલો કરે, તો બે સ્ત્રીઓનું નિરીક્ષણ કરવું જરૂરી છે. જેથી જો નિરીક્ષણ કરવાથી સાબિત થયું કે (સ્ત્રી) કુંવારી નથી, તો પતિ પાસે સંભોગ વિષે કસમ લેવામાં આવે, (પતિ) કસમ ખાઈ લે તો તેની (પતિની) વાત વિશ્વાસપાત્ર ગણાશે અને પત્નીને જુદાઈનો અધિકાર ન રહેશે. અને જો પતિ કસમથી ઈન્કાર કરી દે, તો એક વર્ષની મુહલત (સમય) ઉપચારના માટે આપવામાં આવે.
- જો નિરીક્ષણ કરવાથી (સ્ત્રીનું) કુંવારી હોવાનું સાબિત થશે તો કાઝી કસમ લેવા વગર પતિને ઉપચારના માટે એક વર્ષની મુહલત (સમય) આપશે. જો આ સમયગાળામાં પતિ એક વખત પણ સંભોગ કરવા પર શકિતમાન થઈ ગયો, તો પત્નીને નિકાહ ફસ્ખ કરવાનો અધિકાર ન રહેશે. અને જો (પતિને) એક વખત પણ (સંભોગ કરવા પર) કુદરત ન થઈ, તો કાઝી તલાક આપવાનો હુકમ આપશે. જો (પતિ) ઈન્કાર કરે, તો કાઝી અથવા શરઈ પંચાયત પતિ–પત્ની વચ્ચે જુદાઈ કરી દેશે.

વધુ વિગત માટે ધ્યાનપૂર્વક વાંચો :

['અહસનુલ્ ફતાવા' : ૫ / ૪૦૮, 'શામી' : ૫ / ૧૭૩]

## [૪૬૪] પૈદાઈશથી નામર્દ (નપુંસક) હોય તો શું કરે ?

જો કોઈ માણસ પૈદાઈશથી નપુંસક હોય અને ડોકટરી રિપોર્ટ પ્રમાણે અસાધ્ય (ઉપચાર ન થઈ શકે તેવો) હોય, તેણે શાદી કરી લીધી, તે પછી પત્નીએ તલાકની માંગ કરી, તો પતિએ તલાક આપી દેવી જોઈએ. અને જો (પતિ) તલાક ન આપે તો પત્નીને અધિકાર છે કે શરઈ અદાલતમાં કેસ દાખલ કરે, શરઈ અદાલત એ બન્ને પતિ–પત્ની વચ્ચે જુદાઈ કરાવી દેશે. શરઈ અદાલતનું આ (પતિ–પત્ની વચ્ચે) જુદાઈ કરવું તલાકે બાઈનના હુકમમાં થશે. ['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૫ / ૪૦૮]

## [૪૬૫] પતિ નિકાહ પછી નામર્દ (નપુંસક) થઈ જાય અથવા પતિનું શિશ્ન કપાઈ જાય

ફુકહાએ કિરામે લખ્યું છે કે જો પતિએ પોતાની પત્ની સાથે એક વખત પણ સંભોગ કરી લીધો છે અને પત્ની પણ એ વાત કબૂલ કરે છે, તે પછી જો પતિ નપુંસક થઈ જાય અથવા પતિનું શિશ્ન કપાઈ જાય, તો પત્નીને આ ખામીના કારણે નિકાહ ફસ્ખ કરવાનો અધિકાર ન થશે. જેમ કે તેની વિગતવાર ચર્ચા "અલ્‌હીલતુન્નાજિઝહ" માં મોજૂદ છે. તેમ છતાં પણ આ પરિસ્થિતિમાં ઘણી પરેશાની અને કઠિનતા થઈ શકે છે કે પતિના નપુંસક અથવા શિશ્ન કપાયેલા થઈજવાના કારણે (પત્ની) પોતાના વિશિષ્ટ અધિકારથી વંચિત થઈ જશે. ખાસ કરીને જયારે જવાનીની ઉંમર હોય તો ફિત્નામાં પડી જવાનું પ્રબળ અનુમાન થાય છે, તો આ પરિસ્થિતિમાં સ્ત્રી શું કરે ?

હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ

લખ્યું છે કે :–

ઉપર જણાવેલ પરિસ્થિતિમાં સ્ત્રીને જુદાઈનો અધિકાર પ્રાપ્ત ન થશે. યોગ્ય આ છે કે પતિને ઉપચારના માટે મુહલત (સમય) આપવામાં આવે અને મદદ પણ કરવામાં આવે. જો (પતિ) એ બીમારીથી તંદુરસ્ત ન થાય તો ખુલઅ વગેરે પર (પતિને) રાજી કરવામાં આવે, (જો પતિ) ઈન્કાર કરે અને (પત્નીને) ન છોડવા પર જીદ કરે, અને સ્ત્રી જવાન હોવાના કારણે પતિ વગર રહી ન શકે, ગુનાહમાં પડી જવાનો વધારે ભય હોય, તો પત્ની જબરદસ્તીથી અને (પતિની) નાખૂશીથી પણ તલાક પ્રાપ્ત કરવાનો અધિકાર ધરાવશે. ઈન્શાઅલ્લાહુલ્ અઝીઝ તે (સ્ત્રી) આરોપી ન થશે, અર્થાત્ જો પતિ નપુંસક હોય અને સ્ત્રીને વ્યભિચારમાં પડી જવાનો વધારે ભય હોય તો તેને (સ્ત્રીને) જુદાઈનો અધિકાર મળવો જોઈએ.

['ફતાવા રહીમિય્યહ' : ૫ / ૨૫૧, 'શામી' : ૫ / ૧૬૮]

## [૪૬૬] ચુપ રહેવાથી હક્ક ખતમ ન થશે

પતિ નામર્દ (નપુંસક) હોય અથવા શિશ્ન કપાયેલો હોય, જો પત્ની ખામોશીના સાથે તેના પાસે રહી, તે પછી તેણે (પત્નીએ) નિકાહ ફસ્ખ કરવાની અને જુદાઈની માંગ કરી, તો તેનો આ અધિકાર ચુપ રહેવાથી ખતમ થશે નહીં, બલ્કે જયાં સુધી ઝબાનથી સ્પષ્ટ રીતે આ ન કહી દે કે જે કંઈ હોય હું તો તેના સાથે જ રહીશ. ત્યાં સુધી તેને (સ્ત્રીને) જુદાઈ કરાવવાનો અધિકાર રહેશે. ['અહસનુલ્ ફતાવા' : ૫ / ૪૦૯, 'શામી' : ૫ / ૧૭૩]

## [૪૬૭] ખસ્સી પતિથી નિકાહ ખતમ કરવા વિષે હુકમ

○ જો ખસ્સી (ખુસ્યા અર્થાત્ વૃષણ કઢાવી નાંખનાર)નું શિશ્ન ઉત્થાન પામતું

ન હોય તો તે પણ નામર્દ (નપુંસક)ની જેમ છે, અને નપુંસકની પત્નીને જે શર્તો સાથે નિકાહ ફસ્ખ (ખતમ) કરવાનો અધિકાર હોય છે તે જ શર્તોની સાથે એવા માણસની સ્ત્રીને પણ નિકાહ ફસ્ખ કરવાનો અધિકાર થશે.

o જો ખસ્સી (પતિ) સંભોગના લાયક રહેતો હોય, તો નિકાહ ખતમ કરવાનો અધિકાર પ્રાપ્ત ન થશે.

['અહસનુલ્ ફતાવા' : ૫ / ૪૦૯, 'ફતાવા આલમગીરી' : ૧ / ૫૨૫]

## [૪૬૮] નસબંદીના કારણે જુદાઈનો હક્ક

નસબંદી શરઈ દષ્ટિએ એક ગુનો છે, અને એનાથી જો કે સંભોગની શકિત તેની હાલત પર બાકી રહે છે, પરંતુ વંશવૃદ્ધિની શકિત ખતમ થઈ જાય છે. જયારે કે સંતાન પૈદા કરવું અને વંશવૃદ્ધિ નિકાહના મૂળભૂત હેતુઓમાંથી છે. પણ માત્ર વંશવૃદ્ધિ અપ્રાપ્ય થવાના કારણે જુદાઈ કરાવવાનો સ્ત્રીને અધિકાર ન થશે. અલબત્ત, ખુલઅ કરવાની ઈજાઝત થઈ શકે છે.

['ફતાવા રહીમિય્યહ' : ૫ / ૩૨૨, 'ફતાવા આલમગીરી' : ૧ / ૫૨૫]

## [૪૬૯] રકતપિત્તના રોગીની પત્ની

જુઝામ અર્થાત્ કોઢ (રકતપિત્ત)ના બે પ્રકાર છે. એક અસલી (મૂળગત) અને જુનું, બીજો આરિઝ (હંગામી) અને હાદિસ (નવું) છે.

[૧]

અસલી તે છે જેના વિષે તબીબી વિદ્યાના નિષ્ણાત ડોકટરના સંશોધનથી મા'લૂમ થઈ જાય કે આ (માણસ) લા ઈલાજ (ઉપચાર ન થઈ શકે તેવો) છે. તંદુરસ્તી મુશ્કિલ અને અશકય છે. આ હાલતમાં જો પત્ની જુદાઈની માંગણી કરે, તો કાઝી અથવા શરઈ પંચાયતને તરત જ નિકાહ ફસ્ખ કરી દેવાનો અધિકાર થશે.

[૨]

અને જો કોઢનો બીજો પ્રકાર છે અર્થાત્ આરિઝ (હંગામી) અને હાદિસ (નવું) છે કે જેના સારા થવાની ઉમ્મીદ અને શકયતા છે, તો તરત જ નિકાહ ફસ્ખ કરવાનો અધિકાર ન થશે. બલ્કે એક વર્ષ સુધી ઉપચારની મુહલત (સમય) આપવામાં આવશે. તે એક વર્ષ દરમિયાન જો પત્ની :

o સંભોગ કરવા ન દે, અથવા

o સંભોગની ખ્વાહિશ ન દર્શાવે, અથવા

o પતિની સાથે રહેવાની રગબત પણ ન થાય,

તો એક વર્ષ પૂરું થઈ જવા પછી જો સારો થઈ ગયો, તો નિકાહનો હક્ક ખતમ ન થશે. નહીંતર પત્નીને (જુદાઈની) માંગણીનો અધિકાર થશે અને આ નિકાહનો હકક ખતમ કરવાનું કામ કાઝી અથવા શરઈ પંચાયત મારફતે થશે.
['ફતાવા આલમગીરી' : ૧ / ૫૩૬]

## [૪૭૦] કાયમ બીમાર રહેનારી પત્ની શું કરે ?

જો કોઈ માણસ પહેલાંથી સારો હતો, નિકાહ પછી તે કાયમી બીમારી અને તે પણ ઘૃણાજનક રોગમાં સપડાઈ ગયો, દાખલા તરીકે : રૂઝાય નહીં તેવો ઝખમ ફૂટી નીકળ્યો, પણ પુરૂષાતનની શકિત વગેરે ખતમ થઈ નથી, તો આ હાલતમાં પત્નીને નિકાહનો હક્ક ખતમ કરવાનો અધિકાર ન થશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૦ / ૨૩૨]

અલબત્ત, પતિ–પત્નીમાં જો ઘણી દૂરી પૈદા થઈ જાય કે હક્કોની અદાયગી દેખીતી રીતે અશકય હોય અને પત્ની કોઈ પણ રીતે તેની સાથે રહેવા રાજી ન હોય, બલ્કે અન્ય ફિત્નાનો ભય હોય અને બન્ને પક્ષ તરફથી બુદ્ધિમાન હઝરાત રિશ્તા (સંબંધ)ને ઠીક કરવાથી લાચાર થઈ ગયા હોય, તો

પછી પતિને સમજાવવામાં આવે કે તલાક આપી દે અથવા ખુલઅની રજૂઆત કરે.

## [૪૭૧] પતિના બીમાર થવા પર બીજા નિકાહ કરવાનો હક્ક

પુરૂષના બીમાર થવા પર સ્ત્રીને આ અધિકાર નથી કે તે પોતાના બીજા નિકાહ કરી લે. પુરૂષના તલાક આપવા વગર (સ્ત્રી) બીજા નિકાહ કરી શકતી નથી. એ જ પ્રમાણે શરઈ હાકિમ (કાઝી)ના ફેસલાથી પહેલાં પણ નિકાહ થઈ શકતા નથી. ['કિફાયતુલ્ મુફતી' : ૫ / ૩૧૧]

## [૪૭૨] પતિ અંધ થઈ જાય

પતિ જો અંધ થઈ જાય, તો એના કારણે સ્ત્રીને નિકાહનો હક્ક ખતમ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે નહીં. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૦ / ૨૪૦]

## [૪૭૩] પતિ પાગલ થઈ જાય તો શું કરે ?

જુનૂન (પાગલપણા)ના બે પ્રકાર છે. એક નવું પાગલપણું અને બીજું જૂનુ પાગલપણું છે.

જુનૂને હાદિસ તે છે જે પાછળથી થયું હોય અને જુનૂને મુતબક તે છે જે હંમેશાથી હોય.

જો કોઈ પતિ નિકાહના સમયે તદ્દન સહીહ હતો. પણ પાછળથી પાગલ થઈ ગયો. અને તેની પત્ની તેની સાથે રહેવા બિલ્કુલ તૈયાર નથી, તો શરઈ કાઝી અથવા શરઈ પંચાયતમાં પોતાનો કેસ દાખલ કરે. પછી તે કાઝી

તેને એક વર્ષની મુહલત (સમય) આપે. જો એક વર્ષ દરમિયાન તેનું જુનૂનં (પાગલપણું) દૂર થઈ ગયું, તો પત્ની હંમેશ પ્રમાણે તેના નિકાહમાં બાકી રહેશે. અને જો જુનૂન (પાગલપણું) દૂર ન થયું, તો પછી બીજી વખત નિકાહનો હક્ક ખતમ કરવાનો દા'વો કરે. તે પછી શરઈ કાઝી નિકાહનો હક્ક ખતમ કરી દેશે. નિકાહનો હક્ક ખતમ થવા પછી ઈદ્દત વીતાવીને તે સ્ત્રી કોઈ બીજા સાથે નિકાહ કરી શકે છે. માત્ર જુનૂન (પાગલપણા)ની બીમારી થવાથી આપમેળે નિકાહ ફસ્ખ (ખતમ) થતા નથી.

['ફતાવા આલમગીરી' : ૬૭૪,
'આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૫ / ૧૮૬]

## [૪૭૪] અર્ધપાગલ અને દુષ્ટ દિમાગવાળાની તલાક



- એવો માણસ જેની બુદ્ધિ બહેર મારી ગઈ હોય, ઓછી સમજવાળો હોય, જેનું મગજ ઠેકાણે ન હોય, અર્થ વિનાની વાતો કરતો હોય, બેઢંગીપણું હોય, બરાબર વિચારી શકતો ન હોય, બરાબર કામ કરી શકતો ન હોય. અલબત્ત, ગાંડાની જેમ મારામારી, ગાળો ન આપતો હોય, એવા માણસને મઅતૂહ (અર્ધપાગલ) કહે છે.
- એ જ પ્રમાણે તે માણસ જે હૃદય અને મગજની તકલીફના કારણે ભાન ભૂલેલો અને મદહોશ હોય કે તેને પોતાની વાત અને કામની સહીહ ખબર ન પડતી હોય અથવા પોતાના કાબૂ વગર વાતો અને કામો તે કરતો હોય, તો એવા માણસને ભ્રષ્ટ દિમાગવાળો કહે છે.

જો કોઈ માણસ મઅતૂહ (અર્ધપાગલ) હોય અથવા ભ્રષ્ટ દિમાગવાળો હોય અને ખરેખર એવી જ પરિસ્થિતિમાં તલાક આપી હોય, તો (તલાક) થશે નહીં. અને જો તે સમયે એવી હાલત ન હતી, બલ્કે તલાક બોલતા સમયે અથવા (તલાક) લખતા સમયે બુદ્ધિ દુરુસ્ત હતી અને જાણીને–સમજીને

(તલાક) લખી અથવા (તલાક) બોલ્યો, તો તલાક થઈ જશે.

['ફતાવા આલમગીરી' : ૧ / ૩૫૩, 'મિશ્કાત શરીફ' : ૨ / ૨૮૪, 'ફતાવા રહીમિય્યહ' : ૨ / ૧૪૫, 'ફતાવા મહમૂદિય્યહ' : ૪ / ૧૪૪, 'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૯ / ૧૦૧, 'બહર' : ૩ / ૩૪૯]

## [૪૭૫] દવા લેવાથી મદહોશ થઈ ગયો અને તલાક આપી દીધી

જો બીમાર માણસને ડોકટરે એવી દવા આપી જેનાથી ખરેખર કોઈ મદહોશ થઈ જતો હોય અને તે સમજશકિત અને સૂઝબૂઝ ખોઈ નાંખતો હોય, તો દવાના કારણે પણ કોઈ મદહોશ થયો અને એ જ હાલતમાં તલાક આપી દીધી, તો તલાક થશે નહીં.

## [૪૭૬] તાવ દિમાગ પર ચઢી ગયો અને તલાક આપી દીધી

જો તાવ દિમાગ પર એટલો ચઢી ગયો કે બકવાસ કરવા લાગ્યો, તેને પોતાની વાતનું કોઈ ભાન જ નથી, જો એ જ હાલતમાં તેણે તલાક કહી દીધી તો (તલાક) થશે નહીં. હાં, બીમારી દૂર થવા પછી (તલાક) કહેવાથી તલાક થઈ જશે.

## [૪૭૭] તલાક આપવા પછી પતિ જો પાગલપણાનો દા'વો કરે

આ વાત તો મુસલ્લમ (પ્રમાણિત, નિર્વિવાદ) છે કે પાગલ, મદહોશ વગેરે માણસોએ આપેલી તલાક થતી નથી. હવે જો કોઈ માણસે તલાક આપવા

પછી કહ્યું કે ત્યારે (તલાક આપવાના) સમયે મારા મગજનું સમતોલન ખતમ થઈ ગયું હતું. ગાંડપણની સ્થિતિ ઉત્પન્ન થઈ ગઈ હતી. થોડા સમય પછી જયારે ભાન આવ્યું તો પસ્તાવો થયો, તો આવા પાગલપણાનો દા'વો કરનાર માણસની તલાક થવા અને ન થવામાં વિગતો આ છે :–

[૧] જો તેના ગાંડપણની સ્થિતિ પહેલાંથી લોકોમાં પ્રખ્યાત હતી, અને તે સમયે પણ ખરેખર ગાંડપણ હતું, તો તલાક થશે નહીં.

[૨] અને જો લોકોમાં પહેલાંથી તેનું ગાંડો હોવું પ્રખ્યાત ન હતું, તો જો બે વિશ્વાસુ પુરુષ અથવા એક વિશ્વાસુ પુરુષ અને બે વિશ્વાસુ સ્ત્રીઓ આ વાતની સાક્ષી આપે કે તલાક આપતા સમયે તેની ગાંડપણની સ્થિતિ હતી, તો તલાક થશે નહીં.

[૩] અને જો પાગલ હોવું પહેલાંથી લોકોને ખબર નથી અને તલાક આપતા સમયે ગાંડપણની હાલત તારી થવાથી ઉપર જણાવેલ વિગતો મુજબ બે વિશ્વાસુ સાક્ષી નથી, તો તલાક થઈ જશે.

જો ઉપર જણાવેલ શર્તોનો લિહાઝ ન રાખવામાં આવે તો દરેક માણસ દા'વો કરવા લાગશે કે હું મદહોશ અને ગાંડો થઈ ગયો હતો.

['ઈમ્દાદુલ્ ફતાવા' : ૨ / ૭૦૯, 'અલ્ ઉકૂદુર્રિય્યહ' : ૧ / ૩૯]

## [૪૭૮] પાગલની પત્ની બીજા નિકાહ કરી શકે છે ?

જો કોઈ માણસ પાગલ થઈ જાય, તો તેની પત્ની અથવા પત્નીના વાલીઓ બીજી જગ્યાએ તેના નિકાહ કરી શકતા નથી. હાં, બીમારી દૂર થવા પછી તલાક લઈ લે અથવા શરઈ કાઝી અથવા શરઈ પંચાયતમાં કેસ દાખલ કરે. અમુક શર્તોની સાથે નિકાહ ફસ્ખ થઈ જાય તો બીજી જગ્યાએ નિકાહ કરી શકે છે. એ સિવાય પોતે જ નિકાહ ફસ્ખ થઈ ગયા સમજીને (બીજી જગ્યાએ)

નિકાહ કરવું દુરુસ્ત થશે નહીં. ['નિઝામુલ્ ફતાવા' : ૧૭૪]

## [૪૭૯] અબુધ, અણસમજુ પતિની પત્ની શું કરે ?

જો કોઈ માણસ મૂર્ખ અર્થાત્ ઓછી અક્કલવાળો હોય, અલબત્ત પાગલ, બાવળો ન હોય, તો તેની પત્નીને નિકાહનો હક્ક ખતમ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે નહીં. જો એવા માણસે તલાક આપી દીધી, તો તલાક થઈ જશે.

પરંતુ જો કોઈ માણસ એવો અબુધ, અણસમજુ હોય કે તેને સારા, ખરાબની ખબર રહેતી નથી, તે શું બોલે છે તેની તેને કંઈ સમજ પડતી નથી. બલ્કે તે પાગલ કે અબુધ માણસની હદ સુધી હરકત કરે છે. ક્યારેક ઘરેથી ભાગે છે, ક્યારેક રડવા લાગે છે, બિનસંસ્કારી કૃત્યો કરવા લાગે છે, ગાંડી–ઘેલી વાતો કરે છે, તો તેની પત્નીને નિકાહનો હક્ક ખતમ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૦ / ૨૪૨, 'કિફાયતુલ્ મુફતી' : ૬ / ૧૪૪]

## [૪૮૦] એઈડઝવાળા પતિથી નિકાહનો હક ખતમ કરવાનો અધિકાર

એઈડઝ એક એવો ઘાતક અને ચેપી રોગ છે કે એ પ્રકારના રોગીઓથી મેળમિલાપ જીવલેણ સાબિત થાય છે. જેથી જો કોઈ માણસને આ રોગ થાય, તો પત્નીને નિકાહનો હક્ક ખતમ કરવાનો અધિકાર થશે.

['અહમ ફિકહી ફેસલે' : ૮૯]

# 34 મહેરનું બયાન

## [૪૮૧] નામર્દ (નપુંસક) અને શિશ્ન (ગુપ્તાંગ) કપાયેલ પતિ માટે મહેર

નિકાહ પછી ખબર પડી કે પતિ નામર્દ (નપુંસક) છે અથવા શિશ્ન (ગુપ્તાંગ) કપાયેલ છે. તે પછી બન્ને વચ્ચે જુદાઈ થઈ ગઈ. જેથી જો બન્ને વચ્ચે એકાંતવાસ થઈ ગયો છે, તો પૂરેપૂરી મહેર આપવી પતિ માટે વાજિબ થશે. અને જો બન્ને વચ્ચે એકાંતવાસ ન થયો હોય, તો અડધી મહેર પતિ માટે આપવી વાજિબ થશે. અને પહેલાં પ્રકારમાં સાવચેતી તરીકે પત્ની માટે ઈદ્દત ગુજારવી પણ વાજિબ થશે.

['ફતાવા મહમૂદિય્યહ' : ૧૧ / ૧૯૭, 'શામી' : ૪ / ૩૪૯]

<u>નોંધ</u> :-

મજબૂબ એવા માણસને કહે છે જેનું શિશ્ન (ગુપ્તાંગ) કપાયેલું હોય.

## [૪૮૨] જે ન મર્દ હોય અને ન ઔરત હોય તેના માટે મહેર

જે માણસ ન મર્દ હોય અને ન ઔરત હોય અર્થાત્ બન્નેમાંથી કોઈ એકના લક્ષણ દેખાતા ન હોય, તેને હિજડો કહે છે, હિજડાથી નિકાહ કરવું સહીહ થતું નથી. જેથી તેના માટે ન પૂરેપૂરી મહેર છે, ન અડધી મહેર છે, કંઈ વાજિબ થશે નહીં. જો હિજડાએ મહેર આપી દીધી અને બન્ને વચ્ચે એકાંતવાસ

પણ થયો હોય, તો પણ મહેર પાછી લઈ શકે છે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૮ / ૨૬૦, 'શામી' : ૬૧]

## [૪૮૩] જેની સાથે સંભોગ શકય ન હોય તેવા પતિની મહેર

પત્ની જો યોનિમાં હાડકી ઉપસી આવવાના રોગના કારણે સંભોગના બિલ્કુલ લાયક ન.હોય, અર્થાત્ સોપારીનું (શિશ્ન, ગુપ્તાંગનો ખત્ના કરેલો અગ્ર ભાગ) દાખલ કરવું પણ શકય ન હોય, તો આ સ્થિતિમાં ભલે પતિ–પત્ની એકાંતમાં એક જગ્યાએ મળ્યા હોય, તો પણ શરઈ દષ્ટિએ સહીહ એકાંતવાસ સાબિત થશે નહીં. જેથી જો એ રોગના કારણે એકાંતવાસ પછી પણ બન્ને વચ્ચે જુદાઈ થઈ જાય, તો પણ પતિ માટે પૂરેપૂરી મહેરના બદલે અડધી મહેર આપવી લાઝિમ થશે. અને જો સોપારીનો ભાગ (સ્ત્રીની યોનિમાં) દાખલ થઈ શકે તો પૂરેપૂરી મહેર લાઝિમ થશે.

['કિફાયતુલ્ મુફતી' : ૫ / ૧૨૭, 'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૮ / ૩૧૮]

**નોંધ :–**

સ્ત્રીની યોનિમાં હાડકી આવી જાય છે, તેને 'રિત્ક' કહે છે.

અલબત્ત, જો પતિ–પત્નીમાંથી જો કોઈ મૃત્યુ પામે તો પૂરેપૂરી મહેર લાઝિમ થશે.

['ઈમ્દાદુલ્ ફતાવા' : ૨ / ૨૯૭]

## [૪૮૪] બીમારીની હાલતમાં મહેર માફ કરી દે તો ?

જો કોઈ સ્ત્રીએ પોતાની બીમારીના સમયમાં પતિની મહેરને માફ કરી દીધી, તો તેના બે પ્રકાર થશે :–

જો તે (સ્ત્રી) મોતના રોગમાં સપડાઈ ચુકી છે અને આ સ્થિતિમાં

મહેર માફ કરે છે, તો તેના માફ કરવાનો કોઈ ભરોસો નથી, બલ્કે તેના મૃત્યુ પછી પત્નીના વારસદારોને મહેરની માંગણીનો અધિકાર થશે. હાં, સ્ત્રીના મૃત્યુ પછી પુખ્ત વયના વારસદારો માફ કરવા રાજી થઈ જાય તો માફ કરનારાઓનો ભાગ માફ થઈ જશે. અને નાબાલિગ (સગીર વયના) વારસદારોનો ભાગ માફ થશે નહીં.

અને જો તેણે બીમારીની સ્થિતિમાં મહેર માફ તો કરી, પરંતુ તે મોતની બીમારીમાં સપડાયેલી ન હતી, તો આ સ્થિતિમાં માફ કરવું મુઅતબર થશે. ભવિષ્યમાં કોઈને મહેરની માંગણીનો કોઈ અધિકાર ન રહેશે.



ફાયદો :-

મોતની બીમારીનો અર્થ આ છે કે એવો રોગ કે તે જ રોગમાં તે સ્ત્રીનું મૃત્યુ થઈ જાય. અને માફ કરવા પછી રોગ વધવા લાગે અને અશક્તિ વધવા લાગે. ['કિફાયતુલ્ મુફતી' : ૫ / ૧૧૮, 'દુર્રે મુખ્તાર' : ૧૦ / ૩૫૨, ૩૮૦]

## [૪૮૫] મૃત્યુની બીમારીમાં પતિની મિલ્કત મહેરના બદલામાં પત્નીએ લખાવી લેવી

જો પત્ની પતિની બીમારીની હાલતમાં મહેરના બદલામાં મિલ્કત લખાવી લે અથવા બે સાક્ષીઓના રૂબરૂ પતિ પાસે કબૂલ કરાવી લે કે ફલાણી વસ્તુ મહેરના બદલામાં તેને આપી દીધી, જયારે કે (મહેરની) રકમ ઓછી હતી અને તેના બદલામાં મોટી મિલ્કત પત્નીએ લખાવી લીધી, તો તેનો શરઈ હુકમ આ છે કે જો પત્નીએ પોતાના પતિથી આ મામલો તે સમયે કર્યો જયારે કે તે (પતિ) મૃત્યુની બીમારીમાં સપડાઈ ગયો તો એટલા માટે કે મૃત્યુની બીમારીના બધાં અધિકારો વારસદારોના હકમાં વ્યર્થ હોય છે, જેથી પતિનું લખી આપવું અથવા સાક્ષીઓ સમક્ષ કહી દેવું વ્યર્થ અને નકામું થશે અને તે

મિલ્કત વારસામાં શામિલ થશે. હાં, પત્ની નકકી થયેલ મહેરની રકમની હકદાર થશે. ['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૫ / ૧૬૧]

અને જો મૃત્યુની બીમારીની હાલતથી પહેલાં પતિએ મહેરના હકના બદલામાં મોટી મિલ્કત લખી દીધી, તો તેની ગુંજાઈશ થશે, આ શર્તે કે બીજા વારસદારોને વંચિત કરવાનો ઈરાદો અને યુકિત ન હોય.

## [૪૮૬] પત્નીની બીમારીના કારણે નિકાહ તૂટે તો મહેરનો હુકમ



મહેરનું લાઝિમ થવું નિકાહ કરવાથી થાય છે. જો (બન્ને વચ્ચે) એકાંતવાસ ન થયો હોય, તો અડધી મહેર આપવી પડશે અને જો (બન્ને વચ્ચે) એકાંતવાસ થઈ ચુકયો હોય, તો પૂરી મહેર પતિ માટે આપવી લાઝિમ થાય છે. જેથી પત્નીની કોઈ બીમારીના કારણે જો નિકાહ તૂટે, તો પણ પત્ની મહેરની હકદાર થશે.

# 35 ઈદ્દતનું બયાન

## [૪૮૭] ઈદ્દતના સમયમાં સૂકાયેલો હમલ (ગર્ભ) પડાવનાર સ્ત્રીની ઈદ્દતની મુદ્દત

ગર્ભવતી સ્ત્રીની ઈદ્દત પ્રસૂતિ (બાળક પૈદા થવા) સુધી છે. એ પહેલાં ઈદ્દત પૂરી થઈ શકતી નથી. હવે જો કોઈ સ્ત્રીનો ગર્ભ સૂકાઈ જાય અને બાળકના જન્મનો કોઈ રસ્તો બાકી ન રહે, તો તંદુરસ્તીના હેતુથી અને ઈદ્દત પૂરી થવા માટે દવા વગેરેના મારફતે ગર્ભ પડાવી નાંખવો જાઈઝ થશે.

જો ગર્ભમાં બાળકના અંગો અમુક પ્રમાણમાં બની ગયા હતા, તો તેના પાડી નાંખવાથી ઈદ્દત પણ પૂરી થઈ જશે. અને જો અંગો બન્યા ન હતા, તો તેનાથી ઈદ્દત પૂરી થશે નહીં. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૦ / ૩૪૫]

## [૪૮૮] પાગલ સ્ત્રીની ઈદ્દત

પતિએ પત્નીના પાગલ હોવાની હાલતમાં અથવા તંદુરસ્તીની હાલતમાં તલાક આપી દીધી, તો તલાક થઈ જશે અને ઈદ્દત વીતાવવું વાજિબ થશે. અલબત્ત, તેના (પત્નીના) વાલીઓ માટે વાજિબ થશે કે તેની દેખરેખ રાખે કે પાગલપણામાં ઘરની બહાર ચાલી ન જાય.

['ફતાવા મહમૂદિય્યહ' : ૫ / ૩૯૮]

## [૪૮૯] નામર્દ (નપુંસક)ની પત્ની પર ઈદ્દત

પતિ અને પત્ની વચ્ચે એકાંતવાસ થઈ જાય, અર્થાત્ કોઈ એવી જગ્યાએ ભેગા થઈ જાય કે સંભોગ કરવાથી કોઈ વસ્તુ અવરોધક ન હોય,

• હિસ્સી (સંવેદનીય) અવરોધ (રુકાવટ),
• તબઈ (પ્રાકૃતિક) અવરોધ,
• શરઈ અવરોધમાંથી કોઈ ચીઝ અવરોધક ન હોય.

તો એવો એકાંતવાસ સંભોગના સ્થાને છે. હીજડો, નપુંસક અથવા મજબૂબ (શિશ્ન કપાયેલ) જો કે સંભોગ કરી શકયો ન હોય, પરંતુ સાવચેતી રૂપે તેનો એકાંતવાસ પણ સંભોગના સ્થાને છે, જેથી નપુંસક જો એકાંતવાસ પછી તલાક આપી દે, તો સ્ત્રી માટે ઈદ્દત વીતાવવું લાઝિમ થશે.

['ફતાવા રહીમિય્યહ' : ૮ / ૪૨૯,
'ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૦ / ૨૮૮, 'હિદાયહ' : ૪૨૧]

## [૪૯૦] તબીઅત ખરાબ થવાના કારણે ઈદ્દતમાં બીજી જગ્યાએ રહેવું

મૃત્યુની ઈદ્દત હોય અથવા તલાકની ઈદ્દત હોય, સ્ત્રીએ તે જ મકાનમાં ઈદ્દત વીતાવવું જરૂરી છે, પણ જો તે મકાનમાં આબો હવા ખરાબ હોય અથવા ચિંતાઓ અને વસવસાઓના કારણે તબીઅત દરરોજ ખરાબ થતી હોય અને નિષ્ણાત અનુભવી મુસ્લિમ ડોકટરનું આ કહેવું હોય કે આ જગ્યાએથી જો બીજી જગ્યાએ સ્ત્રીને ખસેડી નહીં, તો તબીઅતને તીવ્ર ભય થઈ શકે છે. જો આ વાત પ્રબળ અનુમાનની મર્યાદા સુધી દુરુસ્ત હોય, તો બીજી જગ્યાએ જવાની ગુંજાઈશ થશે. જો કે માત્ર શંકાના કારણે બીજી જગ્યાએ જવું જાઈઝ ન થશે. ['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૦ / ૩૧૨]

## [૪૯૧] જેને માસિક ન આવતું હોય તેની ઈદ્દત

જે સ્ત્રીને માસિક ન આવતું હોય, તેની તલાકની ઈદ્દતની મુદ્દત ત્રણ માસ છે. અને મૃત્યુની ઈદ્દત ચાર માસ દસ દિવસ છે. હવે જો કોઈ સ્ત્રીને

તલાક થઈ ગઈ, જયારે કે તેની કુદરતી વય માસિક આવવાની થઈ ચુકી છે, તે છતાં પણ તેને માસિક આવતું નથી, અથવા ઉંમર એટલી વધારે થઈ ચુકી છે જે ઉંમરમાં માસિક આવવાનું બંધ થઈ જાય છે, તો જો તલાક એકાંતવાસ પછી થઈ છે તો ત્રણ માસ ઈદ્દત વીતાવવું વાજિબ થશે. અને જો એકાંતવાસ પહેલાં તલાક થઈ હોય તો તેના માટે કોઈ ઈદ્દત નથી.

અને જો પતિ મૃત્યુ પામે તો દરેક સ્થિતિમાં ચાર માસ દસ દિવસ ઈદ્દત વીતાવવું વાજિબ થશે. ['શામી' : ૪ / ૧૮૭]

## [૪૯૨] જે સ્ત્રીને લાંબા સમયગાળા પછી માસિક આવતું હોય તેની ઈદ્દતની મુદ્દત



અમુક સ્ત્રીઓને ઘણી લાંબી મુદ્દત પછી માસિક આવે છે અને અમુક સ્ત્રીઓને પ્રસૂતિ પછી એક–બે વર્ષ માસિક આવતું નથી. તે પછી સતત (માસિક) આવવા લાગે છે. હવે એવી સ્ત્રી માટે જો ઈદ્દત વાજિબ થાય તો તેના માટે પણ લાઝિમ છે કે માસિક આવવાની રાહ જુએ. જયારે એક–બે વર્ષ પછી માસિક આવશે, ત્યારે માસિકથી ઈદ્દત ગણવામાં આવશે, જો કે તે સ્ત્રીની ઈદ્દત ઘણી લાંબી થશે, પણ શરીઅતનો હુકમ આ જ છે. ['શામી' : ૪ / ૧૮૫]

જો દવા વગેરેના મારફતે માસિકનું લોહી ચાલુ કરી લે અને માસિકની વ્યાખ્યા તેના માટે સાબિત થઈ જાય તો ત્રણ માસિકના આવવાથી ઈદ્દત પૂરી થઈ જશે.

## [૪૯૩] ગર્ભપાતથી ઈદ્દત ક્યારે પૂરી થાય ?

સગર્ભા સ્ત્રીની ઈદ્દત પ્રસૂતિ છે. હવે જો કોઈ સ્ત્રી સગર્ભા હોય અને તેણે તીવ્ર ઉઝ્રના કારણે અથવા બીજા કોઈ કારણસર ગર્ભપાત કરાવ્યો, તો તેના બે પ્રકાર થશે :–

[૧] જો ગર્ભમાં બાળકના અમુક અંગો, દાખલા તરીકે : હાથ વગેરે બની ગયા (અને આ સ્થિતિ મોટે ભાગે ચાર માસ પછી થાય છે) તે પછી ગર્ભપાત કરાવ્યો, તો તેનાથી ઈદ્દત પૂરી થઈ જશે.

[૨] અને જો હજુ ગર્ભ રહ્યો જ છે, (બાળકના) અંગો બન્યા નથી. તે જ સ્થિતિમાં જો ગર્ભપાત કરાવ્યો, તો તેનાથી ઈદ્દત પૂરી થશે નહીં. બલ્કે નવેસરથી ત્રણ માસિક સુધી ઈદ્દત ગણવી પડશે. તેનાથી પહેલાં ઈદ્દતના અહકામ બાકી રહેશે. ['દુર્રે મુખ્તાર' : ૧ / ૫૦૩]

## [૪૯૪] તલાકવાળી સ્ત્રી જેને લાંબા સમયે માસિક આવતું હોય તે શું કરે ?

જો કોઈ સ્ત્રીને ત્રણ તલાક આપવામાં આવી. જયારે કે તે સ્ત્રી માસિક બંધ થઈ જાય એટલી મોટી ઉંમરની નથી, બલ્કે લાંબા સમયગાળા પછી માસિક આવે છે અથવા પ્રસૂતિના બે–ત્રણ વર્ષ પછી માસિક આવે છે, તો એવી સ્ત્રીની ઈદ્દત કયારે પૂરી થશે. અને એવી સ્ત્રી બીજા નિકાહ કયારે કરી શકે છે. જયારે કે ઈઝ્ઝતની સાથે તેના માટે રહેવું મુશ્કિલ હોય અથવા ભરણપોષણના ખર્ચની સખ્ત તકલીફ હોય, તો તેનો ઉકેલ આ છે કે પ્રથમ દવા–ઈલાજ કરાવી પ્રયત્ન કરવામાં આવે કે માસિક આવતું થઈ જાય. જો આ યુક્તિ અસરકારક ન થાય તો હનફીઓનો મસલક આ છે કે માસિક આવવાની ઉંમરની મુદત (૩૦ વર્ષ) સુધી રાહ જુએ, જો તે સમય સુધી માસિક ન આવે તો માસિક આવવાની ઉંમરની હદ વટાવી ગયેલી સ્ત્રી સમજીને ત્રણ માસ ઈદ્દત વીતાવવી પડશે, તે પછી બીજા નિકાહ કરી શકે છે. પરંતુ જો ૩૦ (ત્રીસ) વર્ષ સુધી પ્રતિષ્ઠા અને પવિત્રતાની સાથે જીવન વીતાવવું મુશ્કિલ હોય, ભરણપોષણની પણ યોગ્ય વ્યવસ્થા ન હોય, તો શરઈ પંચાયતમાં કેસ દાખલ કરીને તેનો ઉકેલ કાઢી લે. તેની વિગતો માટે ધ્યાનપૂર્વક વાંચો :

- 'મુન્તખબાત, નિઝામુલ્ ફતાવા' : ૨ / ૧૮૭

## [૪૯૫] ઈદ્દતની હાલતમાં તેલ નાંખવું અને માથું ઓઢવું

ઈદ્દતની હાલતમાં સ્ત્રી માટે દરેક તે વસ્તુઓનું છોડી દેવું જરૂરી છે, જે શણગારના પ્રકારમાંથી છે, દાખલા તરીકે : પાન, ખૂશ્બૂ , તેલ, સુરમો, પાવડર, ક્રિમ, ઘરેણાં, બંગડી, મહેંદી, ઘણાં ઉછાંછળા (ભડકીલા) રંગનું કપડું વગેરે.

સામાન્ય સ્થિતિમાં કોઈ પણ પ્રકારનું તેલ માથા અને મોંઢા પર લગાડવું દુરુસ્ત નથી. પરંતુ જો માથામાં દુઃખાવો હોય અને તેલ ન લગાડવાથી ઘણી બેચેની થતી હોય, તો સુગંધ વિનાનું તેલ જરૂરતના પ્રમાણમાં ઉપયોગ કરવાની ગુંજાઈશ (છૂટ) છે. એ જ પ્રમાણે જો માથું ઓઢવું જરૂરી હોય, તો મોટા દાંતાવાળી કાંસકીથી માથું ઓઢી શકે છે. ['શામી' : ૫ / ૨૧૮, 'અહસનુલ્ ફતાવા' : ૫ / ૪૪૨, 'ઈમ્દાદુલ્ ફતાવા' : ૨ / ૫૧૧]

## [૪૯૬] ઈદ્દતવાળી સ્ત્રીનું હોસ્પિટલ જવું અને ત્યાં રહેવું

ઈદ્દતની હાલતમાં સ્ત્રીના માટે જયાં શણગારની વસ્તુઓનો ઉપયોગ કરવું મના અને નાજાઈઝ છે, ત્યાં તેના (સ્ત્રી) માટે ઘરની બહાર નીકળવું પણ જાઈઝ નથી. પરંતુ જો સ્ત્રી બીમાર થઈ જાય, તો પ્રથમ પ્રયત્ન કરવામાં આવે કે અનુભવી નિષ્ણાત ડોકટર ઘરે આવીને ઈલાજ કરે. પરંતુ આ શકય ન હોય અથવા નિષ્ણાત અનુભવી ડોકટરની સલાહ હોય કે હોસ્પિટલમાં દાખલ થવું અત્યંત જરૂરી છે, તો જરૂરતના પ્રમાણમાં હોસ્પિટલ જવાની અને ત્યાં રહેવાની ગુંજાઈશ (છૂટ) થશે. જરૂરતથી વધારે રહેવાની છૂટ નથી.

['ફતાવા રહીમિય્યહ' : ૫ / ૪૩૫, 'અહસનુલ્ ફતાવા' : ૫ / ૪૪૧]

# 36 નફકહ (ભરણપોષણ)નું બયાન

## [૪૯૭] બીમારીના સમયના ભરણપોષણનો ખર્ચ

સ્ત્રી જો પતિના સાથે છે અને સતત બીમાર છે અને તે પણ એટલી વધારે બીમાર છે કે તેનાથી કુદરતી ઈચ્છા પૂરી કરવું મુશ્કિલ છે, તો પણ પતિ માટે પત્નીનો ભરણપોષણનો ખર્ચ વાજિબ થશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૬ / ૧૪૧, 'દુર્રે મુખ્તાર' : ૫ / ૨૮૫]

## [૪૯૮] ઈદ્દતના સમયમાં દવાનો ખર્ચ

તલાકની ઈદ્દતમાં સ્ત્રી જો બીમાર થઈ જાય, તો ઈલાજ અને ઉપચારના ખર્ચાઓ વફાદારીપૂર્વક પતિએ આપવું જોઈએ. ઈદ્દત વીતવા પછી જે લોકો પર તેના ભરણપોષણનો ખર્ચ વાજિબ છે તેમણે દવાના ખર્ચાઓ આપવા લાઝિમ થશે.

## [૪૯૯] પ્રસૂતિનો ખર્ચ કોણ આપે ?

પ્રસૂતિના જેટલા પણ ખર્ચાઓ છે તે બધાં પતિએ આપવા લાઝિમ છે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૧ / ૧૫૦]

## [૫૦૦] નામર્દ (નપુંસક) પર ભરણપોષણનો ખર્ચ

નામર્દ (નપુંસક)ના નિકાહ સહીહ છે. જેથી તેના માટે ભરણપોષણનો ખર્ચ આપવો વાજિબ છે. જો એકાંતવાસ પછી બન્ને વચ્ચે જુદાઈ થઈ, તો તેના માટે પૂરેપૂરી મહેર આપવી લાઝિમ થશે અને ઈદ્દતનો ખર્ચ પણ આપવો લાઝિમ થશે.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૧ / ૧૩૧]

## [૫૦૧] રોજી કમાવાથી લાચાર હોય, તેનું ભરણપોષણ કોના પર ?

જે માણસ બીમારીના કારણે રોજી કમાવાથી બિલ્કુલ અશકત થઈ જાય, તો એવા બીમારનું ભરણપોષણ તેના નિકટના મહરમ સગાંઓ પર છે. અલબત્ત, ભરણપોષણ વાજિબ થવાની દૃષ્ટિએ મહારિમના ૭ (સાત) પ્રકાર છે.

વધુ વિગત માટે ધ્યાનપૂર્વક વાંચો :

'અહસનુલ્ ફતાવા' : ૫ / ૭૨, ૪૭૦

['દુર્રે મુખ્તાર' : ૫ / ૩૬૧]

# 37 બાળકની પરવરિશ (ઉછેર)નું બયાન

## [૫૦૨] બાળકની પરવરિશ (ઉછેર)નો હક્ક કોનો ?

પતિ–પત્ની વચ્ચે જો જુદાઈ થઈ જાય અને બાળકો નાના હોય, તો છોકરાની સાત વર્ષ સુધી અને છોકરીની નવ વર્ષ સુધી માતાને પરવરિશ (ઉછેરં) કરવાનો અધિકાર છે. આ સમયગાળામાં બાપને (બાળકો) છીનવી લેવાનો અધિકાર નથી.

પરંતુ બાળક જો માતા પાસે છે, પણ તેને એવો જીવલેણ રોગ થઈ ગયો છે કે તેની માતા ખતરનાક રોગના ઈલાજનો સહીહ અને સંતોષકારક ઈલાજ અને ઉપચાર કરી શકતી નથી, તો બાળકને નુકસાનથી બચાવવા માટે બાપને તેનાથી (માતા પાસેથી) બાળકને સંપૂર્ણ તંદુરસ્તી મળે ત્યાં સુધી લઈ લેવાનો અધિકાર રહેશે.

['અહસનુલ્ ફતાવા' : ૫ / ૪૬૦, દુર્રે મુખ્તાર' : ૫ / ૨૫૩]

## [૫૦૩] માતા જો લાચાર અને બીમાર હોય તો ઉછેરનો હક્ક કોનો ?

છોકરો સાત વર્ષ સુધી અને છોકરી નવ વર્ષ સુધી બન્ને માતાની ખિદમત અને ઉછેરના વધારે મુહતાજ હોય છે. પરંતુ જો માતાને કોઈ એવો રોગ થયો છે કે તેનો (બાળકનો) ઉછેર કરવો તેનાથી મુશ્કિલ છે, તો આ સ્થિતિમાં તે સ્ત્રીને (બાળકના) ઉછેરનો અધિકાર પ્રાપ્ત થશે નહીં. અલબત્ત, તે બાળકની નાનીને ઉછેરનો અધિકાર મળશે. જો નાની ન હોય તો દાદીને ઉછેરનો અધિકાર પ્રાપ્ત થશે.

# 38 બીમારની મન્નતનું બયાન

## [૫૦૪] બીમારે કયા પ્રકારની મન્નતનું પૂરું કરવું વાજિબ છે ?

**નોંધ :-**

બીમાર અથવા તેના ઘરવાળાઓ તરફથી મન્નત માનવાનો ઘણો રિવાજ છે, એટલા માટે નીચે વિગત સાથે તેના અમુક મહત્ત્વના મસઅલાઓનો ઉલ્લેખ કરવામાં આવે છે.





બીમાર માણસે અથવા બીજા કોઈ માણસે બીમારીથી શિફા થવા માટે મન્નત માની કે :

"હે અલ્લાહ ! જો ફલાણો માણસ બીમારીથી તંદુરસ્ત થઈ જાય, તો ફલાણું કામ કરીશ."

તે પછી બીમાર માણસ તંદુરસ્ત થઈ જાય, તો તે મન્નત અને નઝરને પૂરું કરવું વાજિબ થશે. આ શરતે કે મન્નતના વાજિબ થવાની જે શરતોછે, તે શરતો તેમાં હોવી જોઈએ. જો કોઈ એક પણ શરત ન હશે, તો પછી મન્નત સહીહ ન થશે.

નીચે અમુક મહત્ત્વની શરતો લખવામાં આવે છે :–

[૧] • જે કામ અને અમલની નઝર (મન્નત) માને તે શરઈ દષ્ટિએ વાજિબ પ્રકારનો અમલ હોય,

- વળી તે અમલ વાજિબુલ્ અય્ન (અર્થાત્ દરેક માટે વાજિબ) હોય. (વાજિબુલ્ કિફાયહ ન હોય.)
- એટલે જો કોઈએ એવા અમલની નઝર (મન્નત) માની કે એ પ્રકારનો અમલ કોઈ જગાએ વાજિબુલ્ અય્ન (દરેક માટે વાજિબ) નથી તો તે નઝર (મન્નત) સહીહ નથી.

  જેમ કે :

  – બીમારની બીમારપુરસી કરવી અથવા

  – જનાઝાની નમાઝમાં શરીક થવું...વગેરેની

  નઝર (મન્નત) માની તો એ બન્ને કામો વાજિબુલ્ અય્ન નથી એટલે એ ચીઝો (કામો)ની મન્નત પૂરી કરવી વાજિબ નથી.

[૨] જે વસ્તુની મન્નત માનવામાં આવે, તે વસ્તુ અને અમલ શરીઅતમાં મકસૂદ બિઝ્ઝાત (ખુદ પોતે જ લક્ષ્ય) હોય, વસીલહ અને ઝરીઅહની રીતે વાજિબ ન હોય. દાખલા તરીકે :

- વુઝૂ. વુઝૂ ફર્ઝ અને ઈબાદત છે પરંતુ એ પોતે અસલી મકસૂદ (મૂળભૂત ધ્યેય) નથી બલ્કે નમાઝ સહીહ થવા માટે એક વસીલહ અને ઝરીઅહ છે.
- એ જ પ્રમાણે તિલાવતનો સજદહ. એ પણ એક વસીલહ અને ઝરીઅહ છે.

એટલે એવી વસ્તુ અને અમલની મન્નત માની, તો એ મન્નત પૂરી કરવી વાજિબ નથી.

[૩] જે વસ્તુની મન્નત માનવામાં આવે, તે પોતાની ઝાતના એ'તિબારથી (મૂળભૂત રીતે) ગુનાહનું કામ ન હોય.

  દાખલા તરીકે :

- શરાબ (દારૂ) પીવું,
- કારણ વગર સંબંધ તોડી નાંખવું,

• કારણ વગર તલાક આપવું વગેરે.

ઉપરોકત પ્રકારના કામો મૂળભૂત રીતે ગુનાહના કામો છે એટલે એ પ્રકારની મન્નત સહીહ ન થશે અને તેને પૂરું કરવું જાઈઝ ન થશે.

[૪] જે વસ્તુની મન્નત માની છે તે અસંભવિત અને અશકય ન હોય.

[૫] મન્નત માનતી વેળા ઝબાનથી પણ કહ્યું હોય. માત્ર દિલમાં ઈરાદો કરી લેવાથી મન્નત સહીહ ન થશે.

ઉપરની (પાંચ) શરતોને નઝર સામે રાખીને બીમારની અથવા બીજા કોઈની પણ મન્નતને જોવામાં આવશે. જો તેની મન્નતમાં ઉપર જણાવેલી (પાંચ) શરતો હોય, તો મન્નત પૂરી કરવી વાજિબ થશે. જો કોઈ એક શરત પણ ન હોય તો મન્નત સહીહ ન થશે.



## [૫૦૫] તંદુરસ્તી માટે મન્નત માનવું બહેતર છે કે સદકહ કરવું ?

કોઈ બીમાર માણસે અથવા બીજા કોઈ માણસે આ મન્નત માની કે જો બીમારીથી તંદુરસ્તી પ્રાપ્ત થઈ તો ફલાણું કામ કરીશ, તો તંદુરસ્તી માટે મન્નત માનવું જાઈઝ છે. પણ એનાથી બહેતર (ચઢિયાતું) આ છે કે મન્નત માનવા વગર સદકહ અને ખયરાત કરવામાં આવે અને અલ્લાહ તઆલાથી તંદુરસ્તીની દુઆ કરવામાં આવે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૩ / ૪૨૧]

## [૫૦૬] મઝાર પર બકરો, મિઠાઈ, ચાદર, નારિયેળ અને ફૂલ ચઢાવવાની મન્નત માનવી

જો કોઈ બીમાર માણસે અથવા કોઈ અન્ય માણસે આ મન્નત માની કે

બીમાર તંદુરસ્ત થઈ ગયો અથવા ફલાણું કામ થઈ ગયું, તો ફલાણી મઝાર, દરગાહ પર બકરો ઝબહ કરીશ, અથવા મિઠાઈ વગેરે ચઢાવીશ, તો એટલા માટે કે આ બધાં કામો નાજાઈઝ અને હરામ છે. જેથી આ પ્રકારની મન્નત સહીહ થતી નથી અને તેને પૂરું કરવું પણ વાજિબ થતું નથી. બલ્કે જો (આ પ્રકારની મન્નતને) પૂરી કરી તો ગુનેહગાર થશે.

'બહરુર્રાઈક' (કિતાબ)માં છે :

એવું જોવામાં આવે છે કે, સામાન્ય લોકો વધુ પ્રમાણમાં એવી મન્નતો માને છે કે :

- જો કોઈ માણસ ગુમ થયેલો હોય, અથવા
- જો કોઈ માણસ બીમાર હોય, અથવા
- જો કોઈ માણસને પોતાને કોઈ જરૂરત હોય,

તો તે (સામાન્ય માણસ) સુલહા (નેક લોકો)ના મઝાર પર જાય છે અને મઝારના ગિલાફ (ચાદર)ને પોતાના માથા ઉપર મૂકીને કહે છે કે,

હે મારા ફલાણા સય્યિદ (સરદાર) !

- જો ફલાણો ગુમ થયેલો માણસ આવી જશે, અથવા
- જો મારો (ફલાણો) બીમાર માણસ સારો થઈ જશે, અથવા
- જો મારી ફલાણી હાજત પૂરી થઈ જશે,

તો હું આપના મઝાર પર :

- આટલો માલ ચઢાવીશ, અથવા
- આટલું ખાવાનું ચઢાવીશ, અથવા
- આટલું પાણી ચઢાવીશ, અથવા
- આટલું તેલ ચઢાવીશ, અથવા
- આટલી મિણબત્તીઓ ચઢાવીશ, અથવા
- આટલા ચિરાગ (દીવાઓ) ચઢાવીશ !

તો એવી મન્નત, નીચે જણાવેલા કેટલાક કારણોસર સર્વાનુમતે બાતિલ (વ્યર્થ) છે :

[૧] આ મન્નત મખ્લૂક (સાહિબે મઝાર)ના માટે છે અને મખ્લૂકના માટે મન્નત માનવું કોઈ હાલતમાં જાઈઝ નથી; કારણ કે મન્નત માનવું ઈબાદત છે અને ઈબાદત મખ્લૂકના માટે થઈ શકતી નથી (માત્ર ખાલિક અર્થાત્ અલ્લાહના માટે જ થઈ શકે છે.)

[૨] જેના માટે મન્નત માનવામાં આવી છે તે (સાહિબે મઝાર) મય્યિત છે અને મય્યિત કોઈ વસ્તુનો માલિક થઈ શકતો નથી.

[૩] જો આ ગુમાન (ધારણા) હોય કે દુનિયાની બાબતોમાં અલ્લાહના સિવાય મય્યિત પણ મુતસર્રિફ (કાર્યકર્તા) છે તો આ માન્યતા (અકીદો) કુફ્ર છે.

['બહ્રુર્રાઈક' બાબુલ્ એ'તિકાદ : ૨ / ૨૯૨]

[૪] કબરો (ગૈરુલ્લાહ) પર ચઢાવેલ વસ્તુ હરામ થઈ જાય છે જેથી તેને ખાવું કોઈના માટે પણ હલાલ નથી. અલબત્ત, નઝર (મન્નત) માનનારો જો આ શિર્કવાળા અકીદાથી તવબહ કરી લે, તો મન્ઝૂર લિ ગય્રિલ્લાહ, હલાલ થઈ જશે અને તેનાથી ફાઈદો હાસિલ કરવો જાઈઝ છે.

['અહસનુલ્ ફતાવા' : ૫ / ૪૯૨]

## [૫૦૭] રોઝહ રાખવાની મન્નત માની પણ શક્તિ ન રહી

[૧] જો કોઈ માણસે તંદુરસ્તી મેળવવા અથવા કોઈ પણ કામના થવા પર હંમેશા રોઝહ રાખવાની મન્નત માની લીધી, તો તેના માટે કાયમ રોઝહ રાખવા લાઝિમ થશે. અલબત્ત, રમઝાન માસમાં રમઝાનના રોઝહ રાખશે, અને જે દિવસોમાં રોઝહ રાખવા મના છે તે દિવસોમાં રોઝહ રાખવું જાઈઝ ન થશે. હવે જો આવો માણસ અશક્તિ અને કમઝોરીના

કારણે કાયમ રોઝહ રાખવાની શકિત ધરાવતો ન હોય, તો ફિદયહ અદા કરી દે. જો ફિદયહ અદા કરવાની શકિત ધરાવતો ન હોય તો અલ્લાહથી માફી માંગતો રહે.

[૨] બીજી રીત આ છે કે અમુક દિવસ, અમુક અઠવાડિયા અથવા અમુક માસ રોઝહ રાખવાની મન્નત માની, તો એવી સ્થિતિમાં સરળતા અનુસાર રોઝહ રાખવું લાઝિમ અને જરૂરી થશે. ભલે અલગ અલગ રીતે રોઝહ રાખવા પડે. જિંદગીમાં ફિદયહ આપવું દુરુસ્ત નથી. જો રોઝહ ન રાખી શકે, તો ફિદયહ અદા કરવાની વસિય્યત કરે.



## [૫૦૮] તિલાવત, કુર્આનખ્વાની, તસ્બીહ અને તબ્લીગમાં જવાની મન્નત માનવી

[૧] ૦ કુર્આને પાકની તિલાવત ઘણી જ અગત્યની ઈબાદત છે; અને ખયૂર તેમજ બરકતનો ઝરીઓ છે.

૦ એ જ પ્રમાણે :

– કોઈ પાસે (કુર્આને પાક) પઢાવવું ; અથવા

– તબ્લીગમાં જવું ; ઉપરાંત

– તસ્બીહ પઢવું,

કામિયાબી અને નજાત તેમજ સવાબ અને રહમતનો ઝરીઓ છે.

૦ પરંતુ આ બધી વસ્તુઓ ગૈર મકસૂદ ઈબાદતો છે. (મકસૂદ બિઝ્ઝાત ઈબાદતો નથી.) (સમજૂતી માટે જુઓ : મસ્અલહ નં. : ૫૦૦, પેટા નં. : ૨)

એટલે જો કોઈ બીમાર માણસે અથવા બીજા કોઈ માણસે ઉપરોકત બાબતોમાંથી કોઈ બાબતની મન્નત માની, તો મન્નત સહીહ ન થશે. એટલે એ મન્નત પૂરી કરવું વાજિબ ન થશે.

હાં, (મન્નત) પૂરી કરી લે તો કોઈ વાંધો નથી.

[૨] અલબત્ત, નમાઝ પછી જે તસ્બીહ પઢવામાં આવે છે તે ઈબાદતે મકસૂદહ (મકસૂદ બિઝ્ઝાત)છે અને તેનો પ્રકાર વાજિબ છે.

દાખલા તરીકે :

- સૂરએ ફાતિહામાં તહમીદ (અલ્લાહ તઆલાની તા'રીફ) ;
- નમાઝની શરૂઆતમાં તકબીર (તકબીરે તહરીમહ) ;
- બન્ને ઈદોની (વધારાની છ) તકબીરો ;
- તકબીરે તશરીક (ઝિલ્હજ મહિનાની તા. ૯ ની ફજરની નમાઝથી તા. ૧૩ ની અસરની નમાઝ સુધી કુલ ૨૩ (ત્રેવીસ) ફર્ઝ નમાઝોની સલામ ફેરવવા બા'દ પઢવામાં આવતી તકબીર)ની મન્નત માનવું સહીહ છે.
- એ જ પ્રમાણે દુરૂદ શરીફની મન્નત માનવું પણ સહીહ છે.

['અહસનુલ્ ફતાવા' : ૫ / ૫૦૧]

## [૫૦૯] ઉમરહ, તવાફ અને એ'તિકાફની મન્નત માનવી

ઉમરહ, તવાફ અને એ'તિકાફ ઈબાદતે મકસૂદહ છે અને તેની જાતથી વાજિબ પણ છે. જેથી જો બીમાર માણસ વગેરેએ તંદુરસ્તી મેળવવા અથવા કામિયાબ થવા પર તવાફ કે એ'તિકાફની મન્નત માની, તો મકસદ (હેતુ) પૂરો થવા પછી તવાફ કે એ'તિકાફ કરવું વાજિબ થશે.

['અહસનુલ્'ફતાવા' : ૫ / ૫૦૨, દર્સે તિરમિઝી]

## [૫૧૦] મસ્જિદ, મદ્રસા, હોસ્પિટલ અથવા બીમાર માણસોની મદદ કરવાની મન્નત માનવી

મસ્જિદ અને મદ્રસાનું નિર્માણ મહત્ત્વની ઈબાદત છે અને તેની અસંખ્ય ફઝીલત મોજૂદ છે. એ જ પ્રમાણે હોસ્પિટલ અને પુલ (Bridge) બનાવવું ઘણું મોટું ભલાઈનું કામ છે. પરંતુ આ બધી ઈબાદતે મકસૂદહ નથી. જેથી જો કોઈએ આ વસ્તુઓમાંથી કોઈની મન્નત માની, તો મન્નત વાજિબ ન થશે. જેથી તંદુરસ્તી પ્રાપ્ત થવા પર અથવા કામ થવા પર તેને (મન્નતને) પૂરી કરવું જરૂરી નથી. હાં, જો (મન્નત પૂરી) કરી દે, તો તેના બહેતર હોવાનો શું સવાલ ?

['અઝીઝુલ્ ફતાવા' : ૫૭૨, 'શામી' : ૫ / ૫૧૬]

એ જ પ્રમાણે જો ઉપર જણાવેલ જગ્યાઓ પર રૂપિયા આપવાની મન્નત માની, તો તેને પૂરું કરવું પણ વાજિબ નથી.

['ફતાવા દારુલ્ ઉલૂમ' : ૧૨ / ૧૨૯, 'શામી' : ૫ / ૫૧૬]

## [૫૧૧] ગરીબોને ખવડાવવાની મન્નત માનવી

જો કોઈ બીમાર માણસે અથવા કોઈ અન્ય માણસે આ મન્નત માની કે જો તંદુરસ્તી મળી ગઈ, અથવા કામ થઈ ગયું, તો ફલાણી જગ્યાના ગરીબોને ખવડાવીશ, તો આ પરિસ્થિતિમાં મકસદ (હેતુ) પૂરો થવા પછી ઓછામાં ઓછા ૧૦ (દસ) ગરીબોને ખવડાવવું વાજિબ થશે. અલબત્ત, જગ્યાની નિયુક્તિ વ્યર્થ છે, જેથી કોઈ પણ જગ્યાના ગરીબોને ખવડાવી દે, તો કાફી (પૂરતું) થઈ જશે. ['દુર્રે મુખ્તાર' : ૩ / ૪૨૩]

## [૫૧૨] મસ્જિદમાં શીરીની (મીઠી વસ્તુ) મોકલાવવાની મન્નત માનવી

જો કોઈ માણસે આ મન્નત માની કે બીમાર તંદુરસ્ત થઈ ગયો અથવા ફલાણું કામ થઈ ગયું, તો મસ્જિદમાં પતાશા અથવા શીરીની (મીઠી વસ્તુ) મોકલાવીશ, તો જો એનાથી તેની નિય્યત સદકહ કરવાની છે, તો મન્નત સહીહ થઈ ગઈ. અલબત્ત, એ જ મસ્જિદમાં મોકલાવવું જરૂરી નથી, જેનું તેણે નામ લીધું છે. ['દુર્રે મુખ્તાર' : ૫ / ૫૨૪]



## [૫૧૩] એક લાખ નફિલ નમાઝની મન્નત માનવી

જો કોઈ માણસે એક લાખ અથવા તેનાથી ઓછી–વધારે નફિલ નમાઝ પઢવાની મન્નત માની, તો તેના માટે એને તરત જ પૂરું કરવું જરૂરી નથી. અહીંયા સુધી કે જેટલું જલ્દી થઈ શકે, તેને અદા કરી દે. તેનો કોઈ કફ્ફારહ અને બદલ પણ નથી. ['ફતાવા રહીમિય્યહ' : ૪ / ૪૨૯]

## [૫૧૪] બકરો ઝબહ કરવાની મન્નત માનવી

જો કોઈ બીમાર માણસે અથવા કોઈ અન્યએ આ મન્નત માની કે બીમારીથી તંદુરસ્ત થઈ ગયો અથવા કામ થઈ ગયું, તો બકરો ઝબહ કરીશ. તો એટલા માટે કે મૂળભૂત રીતે બકરો ઝબહ કરવો વાજિબ નથી, જેથી મન્નત સહીહ નથી. અલબત્ત, જો તેની સાથે આ પણ કહ્યું કે સદકહ કરીશ, તો મન્નત સહીહ થઈ જશે. ['શામી' : ૫ / ૫૨૩]

## [૫૧૫]. મન્નત પૂરી કરવા પહેલાં મૃત્યુ પામે તો શું કરે ?

જો કોઈ માણસે રોઝહ રાખવાની મન્નત માની અને પછી તંદુરસ્ત થઈ ગયો, પરંતુ તેણે મન્નતના રોઝહ કયાં તો રાખ્યા જ નહીં અથવા અમુક રોઝહ રાખ્યા, તો તેના બે પ્રકાર થશે :–

[૧] તંદુરસ્ત થઈ જવા પછી જેટલા દિવસ રોઝહ રાખી શકતો હતો એટલા દિવસ રોઝહ રાખ્યા અને હજુ અમુક રોઝહ બાકી હતા કે મૃત્યુ પામી ગયો, તો એના બાકીના રોઝહનો શું હુકમ છે ?

[૨] તંદુરસ્તી પ્રાપ્ત કરવા પછી જેટલા દિવસ રોઝહ રાખવાની શકિત હતી તેટલા દિવસ રોઝહ રાખ્યા નહીં, તો તેના માટે બહેતર બે પ્રકારો છે :

- તેના માટે વસિય્યત કરવું વાજિબ છે. જો વસિય્યત કરી, તો વસિય્યત પ્રમાણે તેના ત્રીજા ભાગના માલમાંથી વારસદારો ફિદયહ અદા કરશે, અને
- જો વસિય્યત ન કરી તો ફિદયહ આપવું વાજિબ નથી. હાં, વારસદારો આપી દે, તો બહેતર છે.

અને જો મન્નત માનવા પછી તંદુરસ્ત થઈ શકયો નહીં, બલ્કે બીમારીની હાલતમાં મૃત્યુ પામ્યો, તો તેના માટે વસિય્યત વાજિબ નથી.

વધુ વિગત માટે 'શામી' : ૩ / ૪૨૪ અને ૪૨૫ ધ્યાનપૂર્વક વાંચો.

['દુર્રે મુખ્તાર' : ૩ / ૪૨૪]

# 39 મૌતની બીમારીનું બયાન

## [૫૧૬] મૌતની બીમારીની અસર

- ઈન્સાન તંદુરસ્તીની હાલતમાં હોય અથવા સામાન્ય બીમારીની હાલતમાં હોય. જો તે નાબાલિગ (સગીર વયનો) અથવા દિવાનો કે પાગલ નથી, તો પોતાની માલિકીની વસ્તુઓમાં દરેક પ્રકારના તસર્રુફ☆નો પૂરેપૂરો અધિકાર ધરાવે છે અને તેના દરેક પ્રકારના તસર્રુફ પૂરા કરવાના લાયક હોય છે આ શરતેકે તે કામો શરીઅતના વિરુદ્ધ ન હોય.
- પરંતુ જો ઈન્સાન સામાન્ય બીમારીમાંથી નીકળીને મૌતની બીમારીની હાલતમાં પહોંચી જાય, તો તેને પોતાની સંપત્તિ અને મિલકતમાં સંપૂર્ણ અધિકાર નથી રહેતો, બલ્કે તેના તસર્રુફનું વર્તુળ અને ઈખ્તિયારનું વર્તુળ મર્યાદિત થઈ જાય છે. અને તેનો દરેક પ્રકારનો તસર્રુફ વસિય્યતના હુકમમાં થઈ જાય છે અર્થાત્ જેવી રીતે કોઈના હકમાં તેની વસિય્યત માત્ર અને માત્ર ત્રીજા ભાગ સુધી જારી અને લાગુ થાય છે, એથી વધારેમાં નહિ. એ જ પ્રમાણે તેના દરેક પ્રકારના માલી વ્યવહારો અને તસર્રુફ પૂરેપૂરા જારી થતા નથી, બલ્કે માત્ર ત્રીજા ભાગની સંપત્તિમાં સહીહ અને લાગુ થાય છે અને જેવી રીતે વારસાના હકદારના માટે વસિય્યત કરવું દુરુસ્ત નથી, એ જ પ્રમાણે મૌતની બીમારીમાં એવા વારસદારને હદિય્યહ (ભેટ) અને બક્ષિસ કરવું અને કોઈ કર્ઝ (દેવું) માફ કરી દેવું દુરુસ્ત નથી.
- મતલબ કે મૌતની બીમારી લાગુ થઈ જવા પછી બીમાર માણસના

☆ તસર્રુફ : નિકાલ કરવું, ઉપયોગ કરવું, ઉપભોગ કરવું, ખર્ચ કરવું, વાપરવું, ફેરફાર કરવું.

તસર્રુફના અહકામ બદલાઈ જાય છે, એટલા માટે યોગ્ય મા'લૂમ થાય છે કે પ્રથમ મૌતની બીમારીની વ્યાખ્યા કરવામાં આવે, જેથી સામાન્ય બીમારી અને મૌતની બીમારીના વચ્ચે ફરક અને તફાવત થઈ શકે.

## [૫૧૭] મૌતની બીમારીની વ્યાખ્યા અને પ્રકારો

[૧]

મૌતની બીમારીમાં સપડાયેલો તે માણસ કહેવાશે જે એવી ખતરનાક હાલત અથવા એવી બીમારીમાં સપડાઈ જાય કે પ્રબળ અનુમાન અને અંદેશો હોય કે આ હાલત અથવા આ રોગમાં તે મૃત્યુ પામશે, દાખલા તરીકે :

- કોઈ એવી બીમારી લાગુ થઈ ગઈ, જેમાં સામાન્ય રીતે મૃત્યુ થઈ જાય છે, એ જ પ્રમાણે
- હોડી ડૂબી રહી હોય અથવા
- પોતે પાણીમાં ડૂબી રહ્યો હોય અથવા
- મહોલ્લામાં ઘાતક અને જીવલેણ રોગચાળો ફેલાયલો હોય અથવા
- બંધ કમરામાં આગ લાગી ગઈ હોય અને તે એ કમરામાં જ બંધ હોય,

તો આ પ્રકારની ભયાનક સ્થિતિમાં સપડાયેલો માણસ પણ મૌતની બીમારીના હુકમમાં હોય છે.



[૨]

- તે રોગ જેમાં મૃત્યુનો અંદેશો અને પ્રબળ અનુમાન હોય, પરંતુ તે રોગ લંબાઈ જાય અને વર્ષો વર્ષ સુધી તે જ રોગમાં એક હાલતમાં સપડાયેલો રહે, તો જો એક વર્ષ વીતી જાય અને મૃત્યુનો અંદેશો ન રહે, તો હવે મૌતની બીમારીમાં સપડાયેલો ન કહેવાશે અને તેનો હુકમ સામાન્ય બીમાર માણસની જેમ થશે.

o પરંતુ જયારે તેનો રોગ વધવા લાગી જાય અને અશકિત વધવાની શરૂ થઈ જાય, પથારીવશ થઈ જાય, તો તે સમયથી તે નવેસરથી મૌતની બીમારીમાં સપડાયેલો કહેવાશે. જેથી લકવો વગેરે (બીમારી)માં લાંબા સમયથી રહેનાર માણસનો આ રોગ (લકવો) જયારથી વધવા લાગે અને પછી એ જ હાલતમાં મૃત્યુ થઈ જાય, તો (બીમારી) વધવાના દિવસથી તેને મૌતની બીમારી કહેવામાં આવશે.

[૩]

જે ઘાતક રોગમાં સપડાયો હોય અને મૃત્યુનો પણ પ્રબળ અંદેશો થઈ ચુકયો હોય, પરંતુ તે પછી તંદુરસ્ત થઈ ગયો, તો હવે તે મૌતની બીમારી ન કહેવાશે. જેથી તે રોગમાં જે પ્રકારના તસર્રુફાત કર્યા હતા, તે બધાં લાગુ અને જારી થશે.

[૪]

મૌતની બીમારીમાં સપડાયેલો તે જ સમયથી માનવામાં આવશે જે સમયથી કોઈ રોગ લાગુ થઈને મૃત્યુ પામે. જેથી જે દિવસથી તે રોગ લાગુ થયો હતો તે જ દિવસથી મૌતની બીમારીની હાલત ગણવામાં આવશે.

[૫]

જે રોગને એક વર્ષથી વધારે લાંબો સમય થઈ જાય, તે રોગને મૌતની બીમારી કહેવામાં આવશે નહીં. બલ્કે જે દિવસથી રોગ તીવ્ર થવા લાગે અને અશકિત વધવા લાગે, અને એ જ હાલતમાં મૃત્યુ થઈ જાય, તો તે દિવસથી તેને મૌતની બીમારીમાં સપડાયેલો માનવામાં આવશે.

[૬]

સ્ત્રી પ્રસૂતિમાં મૃત્યુ પામી, તો જે સમયથી પ્રસૂતિનો દુ:ખાવો શરૂ થયો, તે જ સમયથી મૌતની બીમારી ગણવામાં આવશે.

[૭]

જો કોઈ માણસને એવો તાવ ચઢયો કે તાવ ઉતર્યો નહીં, અને તાવ વધતો ગયો કે એ જ હાલતમાં મૃત્યુ પામ્યો, તો તે તાવ પણ મૌતની બીમારીમાં ગણવામાં આવશે. ['શામી' બાબુ તલાકિલ્ મરીઝ : ૫ / ૩ થી ૫, 'મુફીદુલ્ વારિષીન' : ૬૫ થી ૬૮]

## [૫૧૮] બીમાર માણસ વારસદારને બક્ષિસ અથવા હદિયહ આપી શકે ?



ઈન્સાન તંદુરસ્તીની હાલતમાં વારસદારને અથવા ગૈર વારસદારને કોઈ વસ્તુ હદિયહ અને બક્ષિસ આપી દે અને કબજો આપીને દરેક પ્રકારના તસર્રુફનો માલિક બનાવી દે, તો શરઈ દષ્ટિએ તે માણસ તે હદિયહ અને બક્ષિસનો માલિક થઈ જશે. અલબત્ત, જો બીજા વારસદારોને વંચિત કરવું ધ્યેય હોય તો સખત ગુનેહગાર થશે.

જો બીમારીની હાલતમાં કોઈને કોઈ વસ્તુ બક્ષિસ અથવા હદિયહમાં આપી, તો જે બીમારીમાં આપી છે તે બીમારીના બે પ્રકાર થશે.

[૧] જો હદિયહ આપવા પછી તે બીમારીથી તંદુરસ્ત થઈ ગયો, તો તેનો તે હદિયહ મુઅતબર અને સહીહ થશે, ભલે વારસદારને આપ્યો હોય અથવા ગૈર વારસદારને આપ્યો હોય.

[૨] અને જો તે બીમારીથી તંદુરસ્ત થઈ શકયો નહીં, બલ્કે તે બીમારીમાં તેનું મૃત્યુ થઈ ગયું, જેને મૌતની બીમારી કહે છે, તો મૌતની બીમારીમાં કોઈને હદિયહ અને બક્ષિસ આપવું શરઈ દષ્ટિએ વસિય્યતના હુકમમાં હોય છે અને શરીઅતનો કાનૂન છે કે કોઈ વારસદારના માટે વસિયત કરવું સહીહ નથી. જેથી મૌતની બીમારીમાં જો એવા માણસને હદિયહ

અથવા બક્ષિસ આપી, જે તેના મૃત્યુ પછી વારસદાર થશે, તો તેનું હદિયહ અને બક્ષિસ આપવું સહીહ ન થશે. અહીં સુધી કે જો કબજો અને તસર્રુફનો અધિકાર પણ આપી દીધો, તો પણ તે એનો માલિક ન થશે અને તેના મૃત્યુ પછી તે વસ્તુ વારસામાં શામિલ થશે. હાં, બધા વારસદાર પુખ્ત વયના હોય અને બધાં તેને ઈજાઝત આપી દે. (તો વારસદાર હદિયહ અને બક્ષિસ લઈ શકે છે.) ['શામી' : ૫ / ૬]

## [૫૧૯] મૌતની બીમારીમાં ગૈર વારસદારને હદિયહ આપવું અથવા સદકહ અને વકફ કરવું

કાયદો આ છે કે મૌતની બીમારીમાં હદિયહ, સદકહ અને વકફ વસિયતના હુકમમાં હોય છે અને વસિયત માત્ર ત્રીજા ભાગના માલમાં લાગુ થાય છે. જેથી જો કોઈ માણસ મૌતની બીમારીમાં સપડાઈ ગયો અને એ જ હાલતમાં કોઈ ગૈર વારસદારને હદિયહ અથવા સદકહ આપ્યો અથવા કોઈ ભલાઈના કામમાં વકફ કર્યું, તો આ બધું વસિયતના હુકમમાં થશે. જેથી કફન અને દફન તેમજ કર્ઝની અદાયગી પછી જે કંઈ માલ બાકી રહેશે, તેના ત્રીજા ભાગમાંથી તેના બતાવેલ મિકદાર (પ્રમાણ) અનુસાર આપવામાં આવશે. અને જો ત્રીજા ભાગના માલની માત્રા ઓછી હોય અને તેના હદિયહ, સદકહ અને વકફની માત્રા ત્રીજા ભાગથી વધારે હોય, તો આ પરિસ્થિતિમાં ત્રીજા ભાગના માલ જેટલો જ આપવામાં આવશે, એથી વધારે આપી શકાતો નથી. અલબત્ત, વારસદારો બધાં પુખ્ત વયના હોય અને બધાં ઈજાઝત આપી દે, તો કોઈ વાંધો નથી. ['મુફીદુલ્ વારિષીન' : ૬૮, 'શામી' : ૫ / ૬]

## [૫૨૦] મૌતની બીમારીમાં ગૈર વારસદારને ત્રીજા ભાગથી વધારે આપી દીધું તો શું કરે ?

પોતાના શરઈ વારસદાર ઉપરાંત કોઈ પણ માણસ (ભલે નિકટનો સગો કેમ ન હોય)ને તોહફા અને હદિયહ આપી દે અથવા આપવા માટે કહી દે, તો અમલી રીતે અપાવી દેવામાં આવશે. પરંતુ બીમાર માણસ જો એ બીમારીમાં મૃત્યુ પામ્યો અને મા'લૂમ થયું કે તે મૌતની બીમારી હતી, તો પછી તે તોહફા અને હદિયહનો હુકમ વસિયત પ્રમાણે થશે, અર્થાત્ જો મરનાર માણસના ત્રીજા ભાગથી ઓછો છે, તો સહીહ થશે. અને જો ત્રીજા ભાગના માલથી વધારે હોય તો પછી ત્રીજા ભાગના માલથી વધારે માલને પરત લેવામાં આવશે. હાં, બધાં પુખ્ત વયના વારસદારો તેની ઈજાઝત આપી દે તો આપવું સહીહ થશે. ['મુફીદુલ્ વારિષીન' : ૭૩, 'શામી' : ૫ / ૬]

## [૫૨૧] મૌતની બીમારીમાં મકાન બક્ષિસ કરી દીધું

જો કોઈ માણસે ગૈર વારસદારને મકાન બક્ષિસ કરી દીધું, તો તેના બે પ્રકાર થશે :

[1]

જેને મકાન બક્ષિસ આપ્યું છે તેને મકાનનો કબજો આપ્યો નથી અને પોતાનો કબજાનો અધિકાર ખતમ કર્યો નથી, બલ્કે પોતે જ પોતાનો અધિકાર બાકી રાખ્યો, ત્યારે તો આ બક્ષિસ આપવું બિલ્કુલ જ સહીહ ન થયું. જેથી તેની હયાતી (ઝિંદગી)માં તે મકાનનો હકદાર ન થશે અને તેના મૃત્યુ પછી પણ તે મકાનનો હકદાર ન થશે.

[2]

જો (મકાનનો) કબજો આપીને પોતાના કબજાનો અધિકાર તેનાથી ખતમ કરી લીધો, તો તે મૌતની બીમારીની બક્ષિસ હોવાથી ૧ / ૩ (ત્રીજા) ભાગના માલ જેટલો ગૈર વારસદાર (મકાનનો) હકદાર થશે. જેથી તેની આખી

મિલ્કતમાં તે મકાન ૧ / ૩ (ત્રીજા) ભાગનો દર્જો ધરાવતો હોય, તો પછી તે મકાનનો હકદાર થઈ જશે. અને જો તે મકાન ત્રીજા ભાગની મિલ્કતથી વધારે કિમતનું હોય, તો વધારે ભાગની કિમત તેણે પાછી આપવી પડશે.

['શામી' : ૫ / ૬]

## [પર૨] લાંબા સમય સુધી બીમાર રહેનારનું બક્ષિશ કરવું

જો કોઈ બીમાર માણસની બીમારીની મુદત લાંબી થઈ જાય, દાખલા તરીકે : એક વર્ષ અથવા એથી વધુ સમય વીતી જાય અને બીમારી એક હાલત પર કાયમ રહે, તો પછી તે મૌતની બીમારીના હુકમમાં રહેતો નથી, બલ્કે તંદુરસ્તના હુકમમાં થઈ જાય છે અને આ હાલતના તસર્રુફાત મૌતની બીમારીના તસર્રુફાત નથી. જેથી આ હાલતના તસર્રુફાત (કામો) બક્ષિસ, સદકહ, વકફ મુઅતબર થશે.

## [પર૩] મદહોશીની હાલતમાં બક્ષિસ કરવું

જો કોઈ માણસે મદહોશીની હાલતમાં બક્ષિસ અથવા વકફ કે વસિય્યત કરી, તો તે મુઅતબર નથી. હાં, જો મદહોશીની હાલત ખતમ થઈ જાય અને સમજશકિત સ્થિર થઈ જાય અને પછી બીજી વખત બક્ષિસ, વકફ અથવા વસિય્યત કરે, તો તે મુઅતબર થશે. ['મહમૂદિય્યહ' : ૮ / ૩૧૧]

## [પર૪] મૌત પછી બક્ષિશ કરવું

જો કોઈ માણસ પોતાના વારસદાર અથવા ગૈર વારસદારને આ કહી

દે કે મારા પછી ફલાણી વસ્તુ આપની છે, અથવા બધુ જ તારું છે. માત્ર આટલું કહ્યું અને સંપૂર્ણપણે આપીને માલિક બનાવ્યા નહીં, તો આ બક્ષિસ આપવું સહીહ નથી, બલ્કે મૃત્યુ પછી તે માલ વારસામાં શામિલ થશે.

એ જ પ્રમાણે જો કોઈ વારસદાર અથવા ખિદમત કરનાર છોકરાથી કહ્યું, પણ સંપૂર્ણ કબજો આપ્યો નહીં, તો પણ એનો કોઈ એ'તિબાર થશે નહીં અને તે એનો હકદાર અને માલિક ન થશે.

## [પરપ] મૌતની બીમારીમાં વકફની ખબર આપવી



મૌતની બીમારીમાં જો કોઈ માણસે કહ્યું કે, ફલાણું મકાન યા વાડી યા જમીન અથવા ફલાણો સામાન વકફ છે. જો આ ખબર થઈ જાય કે તેનો મકસદ (હેતુ) પોતાના તરફથી વકફ કરવો છે, તો આ વસિય્યતના હુકમમાં ગણાશે. અને જો અસલ હેતુ તે સમયે વકફ કરવું નહિ, બલ્કે વકફ થયેલા હોવાની ખબર અને જાહેરાત કરવી છે, તો પછી તે વકફ સમજવામાં આવશે.

એટલા માટે કે મૌતની બીમારીની હાલતમાં વકફ કરવું વસિય્યતના હુકમમાં થાય છે અને વસિય્યત ત્રીજા ભાગના માલમાં જારી થાય છે. જેથી પહેલા પ્રકારમાં તે વકફ કરેલી વસ્તુ તેના સંપૂર્ણ વારસાના ત્રીજા ભાગ જેટલી હોય તો સહીહ છે, નહીંતર ત્રીજા ભાગથી વધુ ભાગની કીંમત વારસદારોને પાછી આપવી વાજિબ થશે. ['શામી' : ૫ / ૬]

## [પર૬] મૌત પછી વકફ કરેલી વસ્તુને અદ્ધરતાલ રાખવું

જો કોઈ માણસે આ પ્રમાણે વકફ કર્યું કે મારા મૃત્યુ પછી ફલાણી

જમીન વકફ છે, અથવા એ (જમીન)ને વેચીને અલ્લાહ તઆલાના માર્ગમાં, દાખલા તરીકે : મસ્જિદ, મદ્રસામાં લગાવવામાં આવે, તો આ વકફ કરવું વસિય્યતના હુકમમાં છે. જેથી જો ત્રીજા ભાગના વારસાથી ઓછી કીંમતની હોય, તો સહીહ છે. નહીંતર ત્રીજા ભાગના વારસાથી વધુમાં તેનું વકફ કરવું દુરુસ્ત ન થશે, બલ્કે ત્રીજા ભાગમાં જ વકફ કરવું મુઅતબર થશે.

['અઝીઝુલ્ ફતાવા' : ૧ / ૭૩૧]

## [૫૨૭] વારસદાર માટે કર્ઝ વગેરે કબૂલ કરવું

નિયમ આ છે કે વારસદાર માટે કર્ઝનું કબૂલ કરવું મૌતની બીમારીમાં મુઅતબર નથી. હાં, બીજા વારસદારો તેને સ્વીકારી લે તો મુઅતબર થશે. જેથી જે માણસ શરઈ દૃષ્ટિએ વારસદાર હોય, એવા માણસ માટે મૌતની બીમારીમાં સપડાયેલા માણસે સ્વીકાર કર્યો કે :

- તેનું કર્ઝ મારા ઝિમ્મે બાકી છે અથવા
- ફલાણી વસ્તુ તેની છે, જે અમાનતરૂપે મારી પાસે છે અથવા
- તેનો ફલાણો વાજિબ થયેલ હકક મારા ઝિમ્મે છે. અથવા
- કોઈ ગૈર વાજિબ વસ્તુ તેને આપવાની વસિય્યત કરી અથવા આપી દીધી,

તો આ વસ્તુઓના સ્વીકાર કરવાનો કોઈ એ'તિબાર ન થશે, બલ્કે ગૈર મુઅતબર થશે. અને આ સ્વીકાર કરવાથી કંઈ લાઝિમ થશે નહીં. જેથી તે માણસ જયાં સુધી મૌતની બીમારીમાં સપડાયેલો રહે, આ હાલતમાં આપવું વાજિબ થશે નહીં. અને તેના મૃત્યુ પછી પણ આપવું વાજિબ થશે નહીં. હાં, જો અન્ય વારસદારો ઈજાઝત આપી દે, તો અલગ વાત છે, આ શર્તે કે બધા વારસદારો પુખ્ત વયના હોય.

['મુફીદુલ્ વારિષીન' : ૬૮ થી ૭૨, 'કિફાયતુલ્ મુફતી' : ૮ / ૪૪૫, 'શામી' : ૮ / ૩૮૩]

## [૫૨૮] બીમારનું કર્ઝ વગેરે સ્વીકારવું

મૌતની બીમારીમાં પોતાના ઝિમ્મે જો કોઈ એવા વાજિબ થયેલ હકનો સ્વીકાર કર્યો, જેનું વાજિબ હોવું સામાન્ય રીતે લોકોને મા'લૂમ છે અથવા સાક્ષી મૌજૂદ છે, તો આ સ્વીકાર કરવો મુઅતબર થશે. અને આ કર્ઝ અથવા અમાનત વગેરે (જેનો સ્વીકાર કર્યો છે) બિલ્કુલ એ જ પ્રમાણે લાઝિમ અને અદા કરવું વાજિબ થશે, જેવી રીતે તંદુરસ્તીના સમયમાં કર્ઝ વગેરે લાઝિમ થાય છે. ['શામી' : ૮ / ૩૮૦]

## [૫૨૯] નિકટના સગાં-સંબંધીના માટે કર્ઝ સ્વીકારવું

જો મૌતની બીમારીમાં સપડાયેલા માણસે પોતાના વારસદારની પત્ની અથવા વારસદારના પુત્રના માટે પોતાના ઝિમ્મે કર્ઝ વગેરેનો સ્વીકાર કર્યો, તો સ્વીકાર કરવો મુઅતબર થશે. કારણ કે ગૈર મુઅતબર તે સ્વીકાર કરવો છે જે વારસદારના માટે હોય, આ આ સ્વીકાર કરવો વારસદારના માટે નથી. અલબત્ત, આ શર્ત છે કે સાક્ષી મૌજૂદ હોય. હાં, વારસદારો સાક્ષી વગર પણ સ્વીકાર કરી લે, તો સ્વીકાર પ્રમાણે આપવું વાજિબ થશે. ['શામી' : ૮ / ૩૮૨]

## [૫૩૦] કર્ઝ માફ કરી દેવું

જો મૌતની બીમારીમાં સપડાયેલા માણસ પર તેની મિલ્કતથી વધુ એટલું કર્ઝ છે કે બધો માલ કર્ઝની અદાયગીના માટે કાફી (પૂરતો) નથી. જયારે કે ખૂદ તેનું કર્ઝ પણ બીજાના ઝિમ્મે છે, અને તેણે પોતાના કર્ઝદારને માફ કરી દીધો, તો માફ કરવું મુઅતબર ન થશે. કારણ કે એમાં લેણદારોનો હક મારવો છે. ['શામી' : ૮ / ૩૮૨]

## [૫૩૧] કર્ઝ વસૂલ થવાનો સ્વીકાર કરવું

જો મૌતની બીમારીમાં સપડાયેલા માણસનું કર્ઝ કોઈના ઝિમ્મે બાકી હોય અને તે કર્ઝ તંદુરસ્તીની હાલતમાં અર્થાત્ મૌતની બીમારીથી પહેલાં વાજિબ થયેલું હોય અને હવે તે મૌતની બીમારીમાં સ્વીકાર કરતો હોય કે મેં તે કર્ઝ લેણદારથી વસૂલ કરી લીધું છે, તો આ સ્વીકાર કરવું જાઈઝ અને દુરુસ્ત છે. આ શર્તે કે તે કર્ઝદાર માણસ બીમાર માણસના તે વારસદારોમાંથી ન હોય જે તેના માલમાંથી ભાગ મેળવશે. કારણ કે વારસદાર માટે એવું સ્વીકાર કરવું દુરુસ્ત નથી.

['શામી' : ૮ / ૩૮૨]

## [૫૩૨] મૃત્યુ પામેલ વારસદારથી કર્ઝ વગેરે મેળવી લીધાનો સ્વીકાર કરવો

જો કોઈ શરઈ વારસદાર જીવતો હોય અને બીમાર માણસ મૌતની બીમારીની હાલતમાં સ્વીકાર કરે કે તેણે કર્ઝ વગેરે અદા કરી દીધું છે, તો માત્ર તેના સ્વીકાર કરવાથી તે વારસદાર જવાબદારીમાંથી મુકત થશે નહીં. અલબત્ત, જો તે વારસદાર મૃત્યુ પામી ચુકયો છે અને તે મૃત્યુ પામેલ વારસદાર વિષે મૌતની બીમારીમાં સપડાયેલો માણસ માત્ર સ્વીકાર કરે છે કે તેનાથી કર્ઝ વગેરે મેળવી લીધું છે, તો તેનું સ્વીકાર કરવું મુઅતબર થશે અને મૃત્યુ પામેલ વારસદારના વારસામાંથી કર્ઝની માંગણીનો અધિકાર રહેશે નહીં.

['મુફીદુલ્ વારિષીન' : ૭૧, 'શામી' : ૮ / ૩૮૩]

# 40 વસિયતનું બયાન

## [૫૩૩] વસિયત લખવાની ફઝીલત

હક્કોના બે પ્રકાર છે, એક હુકૂકુલ્લાહ (અલ્લાહના હક્કો), અને બીજો હુકૂકુલ્ ઈબાદ (માનવ હક્કો).

અલ્લાહના હક્કોમાં જો કોતાહી (ઉણપ) થાય છે તો આશા છે કે મગફિરત થઈ જાય. પરંતુ માનવ હક્કોનો મા'મલો અત્યંત જ સંગીન અને ઘણો નાજુક છે, કારણ કે જયાં સુધી હકદારનો હક અદા કરવામાં ન આવે, અથવા તેનાથી માફ કરાવવામાં ન આવે, ત્યાં સુધી બંદાઓના હક્કો માફ થતા નથી. બીમારીની હાલતમાં દર્દીનું હૃદય નરમ રહે છે અને લોકોના હૃદયોમાં પણ હમદર્દી (સહાનુભૂતિ) રહે છે, એટલા માટે પ્રથમ તો કોઈના હક્કો પોતાના ઝિમ્મે બાકી રહેવા ન જોઈએ. પરંતુ જો હક્કો બાકી છે, તો યથા શકિત તેને અદા કરી દેવું જોઈએ. અને જો (અદા કરવાની) શકિત ન હોય, તો વસિય્યતનામામાં જરૂર લખીને રાખવું જોઈએ, જેથી તેના મૃત્યુ પછી વસિયત પ્રમાણે તેના વારસામાંથી અદા કરી શકાય.

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે :

"કોઈ મુસલમાનના માટે આ યોગ્ય નથી કે તેની પાસે કોઈ એવી વસ્તુ હોય, જેના વિષે તે વસિયત કરવા ઈચ્છતો હોય, આ કે બે રાત વીતી જાય, પણ તેની પાસે વસિયત લખેલી હોય."

['મિશ્કાત શરીફ' : ૨૬૫]

વસિયત લખનારાઓ વિષે ફઝીલત ધ્યાનપૂર્વક વાંચો :

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે :

"જે માણસનું મૃત્યુ વસિયત લખવા પછી થયું, તે સીધા માર્ગ પર અને સુન્નતવાળા રસ્તા પર મૃત્યુ પામ્યો. અને તકવા (પરહેઝગારી) અને શહાદત પર તેનું મૃત્યુ થયું. અને મગફિરતની હાલતમાં દુનિયાથી ગયો." ['ઈબ્ને માજહ શરીફ']

આ પવિત્ર હદીસ શરીફથી વસિયતની મહત્વતા અને ફઝીલતનો અંદાઝો લગાવો. હઝરાતે સહાબા (રદિ.) અને પૂર્વજો તેમજ મહાન માનવીઓમાં તેનો ઘણો જ પ્રબંધ હતો. એટલા માટે યોગ્ય આ છે કે જો કોઈ માણસનું કર્ઝ બાકી છે અથવા અમાનત છે અથવા કોઈ ઉધાર લીધેલું હોય, તો વસિયતનામામાં લખી લે, જેથી મૃત્યુ પછી વારસદારો તેને પૂરું કરી લે, અને તે (મરનાર) પકડથી બચી જાય.

એ જ કારણે ફુકહાએ કિરામે લખ્યું છે કે :

"જેના ઝિમ્મે કોઈ વાજિબ હક્ક હોય, તો તેના માટે વસિયત કરવું વાજિબ છે, જેથી બીજાઓનો હક્ક બરબાદ ન થાય, અને તે આખિરતના અઝાબથી બચી જાય." ['શામી' : ૧૦ / ૩૩૬]

## [૫૩૪] વસિયતના કેટલાક મસઅલાઓ

[૧] ઈન્સાનને શરીઅતે આ વાતનો અધિકાર આપ્યો છે કે પોતાના માલની ત્રીજા ભાગની વસિયત વારસદારો સિવાય કોઈ અન્ય માટે અથવા મસ્જિદ વગેરે માટે કરી દે.

[૨] જો ત્રીજા ભાગના માલથી અધિકની વસિયત કરી, તો વધુ માલમાં વસિયત સહીહ ન થશે, બલ્કે ત્રીજા ભાગમાં જ વસિયત જારી થશે. અલબત્ત, બધાં વારસદારો પુખ્ત વયના હોય અને ખૂશીથી ઈજાઝત

આપી દે, તો આ અલગ વાત છે.

[૩] કોઈ વારસદાર માટે વસિયત મુઅતબર નથી. જો (વારસદાર માટે) વસિયત કરી, તો પણ (વસિયત) સહીહ થશે નહીં. હાં, વારસદારો સહમત થઈ જાય, તો આ અલગ વાત છે.

[૪] કોઈ એવા નિકટના માણસ માટે વસિયત કરી કે કોઈ અક્રબ (ખૂબ જ નજીકનો માણસ) મોજૂદ હોવાના કારણે તે વંચિત થઈ રહ્યો હોય, જો તે અક્રબ (ખૂબ જ નજીકનો માણસ) ન હોતે, તો એ વંચિત ન થતે, તો એવા નિકટના સગાં માટે પણ વસિયત સહીહ છે, દાખલા તરીકે : પુત્ર અને પૌત્ર બન્ને મૌજૂદ હોય તો પુત્ર બાપના માટે ખૂબ જ નજીકનો સગો છે, તેની મોજૂદગીમાં પૌત્ર વંચિત થાય છે, પણ જો છોકરો ન હોતે, તો પૌત્રને ભાગ મળતે. જેથી જેવી રીતે કોઈ અજાણ્યા માટે વસિયત કરવું સહીહ છે, એવી જ રીતે વંચિત પૌત્રના માટે પણ વસિયત કરવું સહીહ થશે.

['શામી' : ૧૦ / ૩૩૮, ૩૩૯, 'આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૬ / ૩૯૫]

## [૫૩૫] કેટલા માલની વસિયત કરી શકે છે ?

શરીઅતે ઈન્સાનને પોતાના માલમાં વસિયત કરવાનો અધિકાર આપ્યો છે. તેમ છતાં પણ વસિયતના મુઅતબર (ભરોસાપાત્ર) થવાના માટે શર્ત આ છે કે ત્રીજા ભાગના વારસાથી અધિક ન હોય.

જેથી જો ત્રીજા ભાગથી અધિકની વસિયત કરી દીધી અને તેનો કોઈ વારસદાર પણ હાજર છે, તો ત્રીજા ભાગ સુધી જ વસિયત લાગુ થશે. તેના વધુમાં વસિયત મુઅતબર ગણાશે નહીં. હાં, જો બધાં વારસદારો પુખ્ત વયના હોય, અને બધાં રાજીખૂશીથી ત્રીજા ભાગથી અધિક આપવા પર સહમત થઈ જાય. (તો આપવું જાઈઝ છે.) ['શામી' : ૧૦ / ૩૩૯]

## [૫૩૬] વારસદારના માટે વસિયત કરવી

કોઈ માણસે કોઈ એવી વ્યકિત માટે વસિયત કરી, જે તેના મૃત્યુ પછી પોતે એ જ વારસામાં વારસદાર થશે અને શરઈ હિસ્સાનો હકદાર થશે, તો એવા કોઈ પણ માણસ માટે વસિયત મુઅતબર નથી. જેથી જો પત્ની, મા, બાપ, સંતાન અથવા કોઈ ખિદમત કરનાર છોકરા વગેરેના માટે પણ વસિયત કરે, તો તે વસિયત કરવું મુઅતબર નથી. અલબત્ત, જો બધાં જ વારસદારો પુખ્ત વયના હોય અને દરેક ખૂશીથી ઈજાઝત આપી દે, તો વસિયત પ્રમાણે આપવું જાઈઝ થશે. ['શામી' : ૧૦/૩૩૭]

## [૫૩૭] સેવા કરનાર વારસદારના માટે વસિયત કરવી

મોટે ભાગે કેટલાક સંતાનમાંથી કોઈ એક–બે સંતાનને સેવા કરવાનો મોકો વધુ મળે છે. અને આ સેવા કરવું તે સંતાનના માટે ઘણી મોટી સઆદત (સૌભાગ્ય) છે. મોટે ભાગે તે પોતાની આ સેવા કરવાના કારણે આવકના સાધનોમાં નુકસાન પણ બરદાશ્ત કરે છે. એવા ભાગ્યશાળી અને નસીબદાર સંતાનના માટે મૃત્યુ પામનાર વાલિદના હૃદયમાં બેપનાહ શફક્કત (સહાનુભૂતિ) પૈદા થાય છે. જેના પરિણામે વસિયત કરે છે કે ફલાણી મિલ્કત તેને ખિદમત કરવાના બદલે આપવાની વસિયત કરું છું. પરંતુ એટલા માટે કે શરીઅતનો પોતાનો નિયમ છે કે વારસદારના માટે વસિયત કરવું દુરુસ્ત નથી. એટલા માટે તેના માટે વસિયત કરવું મુઅતબર ન થશે. હાં, વારસદારોને જોઈએ કે મૃત્યુ પામનારના જઝબાત (ભાવનાઓ)નો ખ્યાલ રાખીને તેની વસિય્યતને લાગુ કરી દે. તેમ છતાં પણ જો વારસદારો લાગુ ન કરે તો સેવા

કરનાર સંતાનને આ સેવાના બદલામાં દુનિયા અને આખિરતમાં જે કંઈ મળવાનું છે, તે ઘણું વધારે હોય છે. જેના અસંખ્ય નમૂનાઓ દુનિયામાં મૌજૂદ છે. જેથી તેણે ઉદાસ અને નિરાશ થવું ન જોઈએ. ['શામી' : ૧૦ / ૩૩૭]

## [૫૩૮] નિકટના સગાં–સંબંધીના માટે વસિયત કરવી

મૃત્યુ પામનારે કોઈ એવા માણસ માટે વસિયત કરી કે મૃત્યુ પામનારના મૃત્યુ સમયે આ માણસ તેનો વારસદાર નથી થતો, દાખલા તરીકે : મૃત્યુ પામનારનો નિકટનો સગો મૌજૂદ છે, જેમ કે : મૃત્યુ પામનારનો પુત્ર અને પૌત્ર છે અથવા ભાઈ અને ભત્રીજો છે, બહેન અને ભાણેજ છે, બાપ અને દાદા છે, તો એટલા માટે કે પૌત્ર છોકરાની હયાતીમાં, ભત્રીજો ભાઈની હયાતીમાં, ભાણેજ બહેનની હયાતીમાં, દાદા બાપની હયાતીમાં વારસદાર થતા નથી. જેથી જો કોઈ મૃત્યુ પામનારે પુત્રની હાજરીમાં પૌત્રના માટે વસિયત કરી, તો આ વસિયત કરવું દુરુસ્ત થશે અને પૌત્રને વસિયત પ્રમાણે ત્રીજા ભાગના માલ સુધી વારસામાંથી આપવામાં આવશે. આ જ સ્થિતિ દરેક તે માણસની થશે જે કોઈ નિકટના સગાઈ–સંબંધના કારણે (વારસાથી) વંચિત થઈ રહ્યો હોય, જો તેના માટે વસિયત કરવામાં આવે, તો વસિયત મુઅતબર થશે. ['શામી' : ૧૦ / ૩૩૭]

## [૫૩૯] વારસાથી વંચિત પૌત્રના માટે બક્ષિશ અથવા વસિયત કરવી

શરીઅતનો આ નિયમ છે કે નિકટના સગાં–સંબંધીની હયાતીમાં દૂરનો સગો વંચિત થઈ જાય છે. આ જ કારણ છે કે જો કોઈ માણસના કેટલાક પુત્રો હોય, તેમાં કોઈ એક (પુત્ર) વાલિદના જીવનમાં જ મૃત્યુ પામે, તો

તે(મૃત્યુ પામનાર પુત્ર)ના સંતાન દાદાની મિલ્કતમાંથી વંચિત થઈ જાય છે. જયારે કે મોટા ભાગે ખૂદ મૃત્યુ પામનાર પુત્રની માલિકીમાં કંઈ નથી હોતું. તે છતાં પણ તેના સંતાનને દાદાની મિલ્કતમાંથી કંઈ મળતું નથી. તેનો આ અર્થ બિલ્કુલ નથી કે શરીઅત આ યતીમો (અનાથ, નિરાધાર)નો ખ્યાલ કરતી નથી, બલ્કે વારસાના કાનૂનના બદલે મદદ અને સહકારના બીજા માર્ગો બતાવ્યા છે :

[૧] દાદા પોતાના જીવનમાં જ બક્ષિશ અને તોહફો આપીને તેમને કબજો આપી દે, જેથી ખાલી હાથ રહી ન જાય.

[૨] અથવા પછી ત્રીજા ભાગના માલ સુધી વસિયત કરી જાય કે દાદાના મૃત્યુ પછી તે છોકરાઓને પણ વસિયત પ્રમાણે કંઈ મળી જાય.

સામાન્ય રીતે ઉપર જણાવેલ વસિયતમાં લોકોને પણ ખ્યાલ નથી આવતો કે દાદાના જીવનમાં જ તેમનાથી બક્ષિશ અપાવી દે અથવા વસિયત લખાવી દે. પણ જયારે દાદા મૃત્યુ પામે છે તો તે વંચિત બાળકોના હમદર્દ (સહાનુભૂતિ ધરાવનારા) અને શુભેચ્છક જોવામાં આવે છે, જો કે હમદર્દી (સહાનુભૂતિ)નો તકાઝો આ જ હતો કે તેમના (દાદાના) જીવનમાં જ બક્ષિશ અપાવવામાં આવતે અથવા વસિયત કરાવી લેવામાં આવતે.

['શામી' : ૧૦ / ૩૩૭, કાનૂને વિરાષત]

## [૫૪૦] દત્તક લીધેલ બાળકના માટે વસિયત કરવી

કોઈને છોકરો–છોકરી બનાવી લેવાથી શરઈ દષ્ટિએ તેનું સંતાન બની જતું નથી, અને નસબી (વંશીય) સંતાન જેવું પણ બની જતું નથી. જેથી તેના (પાલક પિતાના) મૃત્યુ પછી તે દત્તક લીધેલ બાળક વારસદાર બનશે નહીં. જેથી જો તે માણસે દત્તક લીધેલ બાળકના માટે વસિયત કરી, તો તેના હકમાં આખા વારસામાંથી ત્રીજા ભાગ જેટલી જ વસિયત સહીહ અને લાગુ થશે.

['કિફાયતુલ્ મુફ્તી' : ૭ / ૮]

## [૫૪૧] નમાઝ, રોઝહ, હજ, કુર્બાની અદા કરવાની વસિયત કરવી

જો કોઈ માણસના ઝિમ્મે નમાઝ કે રોઝહ કે ઝકાત કે કુર્બાની કે હજ બાકી છે અને તેણે વસિયત કરી કે નમાઝ વગેરેનો ફિદયહ અદા કરી દેજો, તો ત્રીજા ભાગના વારસામાંથી (નમાઝનો) ફિદયહ અને ઝકાત અદા કરવામાં આવશે. એ જ પ્રમાણે ત્રીજા ભાગના માલમાંથી કુર્બાનીનો મધ્યમ પ્રકારનો બકરો સદકહ કરવો પડશે અને જો ફિદયહ વગેરેની માત્રા ત્રીજા ભાગના વારસાથી વધુ હોય, તો ત્રીજા ભાગથી વધુ ફિદયહ આપવું લાઝિમ ન થશે. હાં, જો બધાં વારસદારો પુખ્ત વયના હોય અને બધાં ઈજાઝત આપી દે, તો ત્રીજા ભાગથી વધુ પણ અદા કરી શકે છે. ['શામી' : ૧૦ / ૩૩૬]

## [૫૪૨] કોઈ ખાસ જગ્યાના ગરીબો પર સદકહની વસિયત કરવી

જો કોઈ માણસે કોઈ ખાસ જગ્યાના ગરીબો, ફકીરો વગેરેના માટે વસિયત કરી કે તેમને ખાવાનું ખવડાવી દેવામાં આવે, તો તે જ જગ્યાના ફકીરોને ખવડાવવું લાઝિમ ન થશે. બલ્કે કોઈ બીજી જગ્યાના ફકીરોને પણ ખવડાવી શકે છે. ['શામી' : ૧૦ / ૩૫૯]

## [૫૪૩] કોઈ મદ્રસામાં કિતાબો આપવાની વસિયત કરવી

જો કોઈ માણસે મદ્રસામાં કિતાબો આપવાની વસિયત કરી; તો

હકીકતમાં આ વસિયત બિલ્ વકફ છે, કારણ કે મદ્રસામાં કિતાબો આપવાના બે પ્રકારો હોય છે :–

[૧] કિતાબો તે મદ્રસાના વિદ્યાર્થીઓને વહેંચી આપવાના માટે વસિયત કરી હોય.

[૨] મદ્રસાના વકફ કુતુબ ખાના (લાયબ્રેરી)માં કિતાબો જમા કરાવવા અને વિદ્યાર્થીઓના ભણતરમાં કામ આવવા માટે વસિયત કરી હોય.

સામાન્ય રીતે આ બીજો જ પ્રકાર હોય છે. જેથી જો કિતાબોની કીમત ત્રીજા ભાગના વારસાથી વધુ ન હોય, તો તે કિતાબોને તે જ મદ્રસામાં આપવું લાઝિમ થશે, જે મદ્રસાની સ્પષ્ટતા કરી છે. અને જો એકંદરે કોઈ પણ મદ્રસામાં આપવાની વસિયત કરી, તો પછી એવી સંસ્થામાં આપવામાં આવે, જેનાથી લાભ ઉઠાવનારની ખરેખર ઉમ્મીદ હોય. અને જો ત્રીજા ભાગના વારસાથી વધુ હોય, તો પછી પુખ્ત વયના વારસદારોની ઈજાઝત પર મોકૂફ (મુલતવી) રહેશે. ['શામી' : ૧૦ / ૩૫૯, 'કિફાયતુલ્ મુફતી' : ૮ / ૪૨૭]

## [૫૪૪] પોતાના શહેરમાં મદ્રસા ન હોવાના કારણે બીજા શહેરના મદ્રસાના માટે વકફની વસિયત કરી

જો કોઈમાણસે પોતાના શહેરમાં મદ્રસા ન હોવાના કારણે કોઈ બીજા શહેરના મદ્રસામાં કિતાબો આપવાની વસિયત કરી, પછી ખૂદ તે જ શહેરમાં મદ્રસા બની ગયો, તો એટલા માટે કે વસિયત કરનારનો હેતુ તે કિતાબથી લાભ પહોંચાડવો છે, એટલે જો તે જ શહેરના મદ્રસામાં આપી દેવામાં આવે, તો તેની ગુંજાઈશ (છૂટ) થશે. હાં, બહેતર આ છે કે તે મદ્રસામાં આપવામાં આવે, જે મદ્રસામાં આપવાની વસિયત કરી છે.

['કિફાયતુલ્ મુફતી' : ૮ / ૪૫૦]

## [૫૪૫] નાજાઈઝ કામની વસિયત કરવી

જો કોઈ માણસે કોઈ એવા કામની વસિયત કરી, જે નાજાઈઝ છે અથવા એવા કામ પર પોતાના માલને ખર્ચ કરવાની વસિયત કરી કે તે કામ નાજાઈઝ છે, તો તેની વસિયત બાતિલ (રદ) છે. અને તેને પૂરી કરવી જાઈઝ નથી.

## [૫૪૬] બદકાર સ્ત્રીની વસિયતનો મસરફ (ખર્ચ કરવાની જગ્યા)

જો કોઈ ફાહિશા (બદકાર) સ્ત્રીએ વસિયત કરી કે મારા મૃત્યુ પછી મારા વારસામાંથી આટલો આટલો માલ મસ્જિદ અથવા મદ્રસા કે કોઈ ભલાઈના કામમાં લગાવવામાં આવે, તો એટલા માટે કે બદકારીથી પ્રાપ્ત કરેલા માલની તે પોતે માલિક નથી, એટલા માટે તેની વસિયત બાતિલ (રદ) છે. જેથી તેના માલને મુહતાજ (નિર્ધન) મુસલમાનો પર આ નિય્યતથી ખર્ચ કરી દેવામાં આવે કે જે માણસ આ માલનો મૂળ હકદાર છે, તેને સવાબ પહોંચે.

['કિફાયતુલ્ મુફતી' : ૮ / ૪૩૮]

# 41 વારસાઈનું બયાન

## [૫૪૭] પાગલ, દીવાના, લાચારની વારસાઈ

મજનૂન (દીવાના) અને મઅ્ઝૂર (અપંગ) માણસ પોતાના મૂરિસ (વારસો છોડી જનાર મૃતક)ની મિલ્કતમાંથી એ જ પ્રમાણે વારસાઈનો હકદાર છે, જેવી રીતે અન્ય વારસદારો હકદાર છે. જેથી કોઈ માણસ આ કારણસર વંચિત કરવામાં આવતો નથી કે તે તો દીવાનો છે અથવા મઅ્ઝૂર (અપંગ) છે. અલબત્ત, એટલા માટે કે તે પોતે આ વારસાઈના માલનું રક્ષણ કરી શકતો નથી. એટલા માટે તેનો વહીવટકર્તા અથવા ભાઈ વગેરે તે(માલ)નું રક્ષણ કરશે. અને તેનું ભરણપોષણ તેના માલમાંથી કરશે.

['આપકે મસાઈલ ઔર ઉનકા હલ' : ૬ / ૩૦૯]



## [૫૪૮] બીમારે તલાક આપી તો પત્ની વારસદાર થશે કે નહિ ?

બીમાર માણસ બીમારીની હાલતમાં પત્નીને તલાક આપે. (ભલે તલાકે રજઈ હોય અથવા તલાકે બાઈન આપે) અને પછી પત્નીની ઈદ્દતના સમયમાં જ તેનું મૃત્યુ થઈ જાય, તો પત્ની તેના વારસામાં વારસદાર થશે કે નહીં. આ બાબતમાં વિગતો નીચે પ્રમાણે છે :–

[૧] બીમાર માણસે તલાક આપી અને પત્નીની ઈદ્દત વીતવા પછી તેનું મૃત્યુ થયું, તો પત્ની વારસદાર થશે નહીં.

[૨] બીમાર માણસે બીમારીની હાલતમાં તલાક આપી. પછી તે બીમારીથી

તંદુરસ્ત થઈ ગયો. તે પછી કોઈ અન્ય કારણસર તેનું મૃત્યુ થયું. જયારે કે તેની પત્ની હજુ ઈદ્દતમાં છે, તો પત્ની વારસદાર ન થશે. અલબત્ત, તલાકે રજઈની હાલતમાં વારસદાર થશે.

[૩] બીમાર માણસ આ બીમારીમાં મૃત્યુ પામ્યો અને પત્ની હજુ ઈદ્દતમાં છે, તો પત્ની વારસદાર થશે, ભલે કોઈ પણ પ્રકારની તલાક આપી હોય.

[૪] પત્નીએ તલાકની માંગણી કરી હોય અને તેણે તલાકે બાઈન આપી અને પછી તે જ બીમારીમાં મૃત્યુ થઈ ગયું હોય, તો પત્ની વારસદાર ન થશે. અલબત્ત, જો તલાકની માંગણી પછી તલાકે રજઈ આપી હોય તો વારસદાર થશે.

[૫] બીમારીની હાલતમાં પતિએ તલાકે બાઈન મુઅલ્લક (શરતી) રીતે આપી કે જો તુ ઘરમાંથી બહાર નીકળી, તો તને તલાકે બાઈન અથવા ત્રણ તલાક. અને પછી તે ઘરમાંથી બહાર નીકળી ગઈ, તો તલાકે બાઈન પડી જશે. હવે જો આ બીમારીમાં ઈદ્દતના અંદર પતિ મૃત્યુ પામે, તો આ પત્ની વારસદાર ન થશે. અલબત્ત, તલાકે રજઈ મુઅલ્લક (શરતી) આપી, તો વારસદાર થશે.

[૬] જો બીમારીની હાલતમાં કોઈ એવી વસ્તુ પર મુઅલ્લક (શરત) કરી કે તેનું કરવું જરૂરી છે. તેના વગર કોઈ વિકલ્પ નથી. દાખલા તરીકે : બીમાર માણસે કહ્યું કે, જો તું ખાવાનું ખાશે અથવા નમાઝ પઢશે, તો તને તલાકે બાઈન અથવા તલાકે રજઈ થઈ જશે. અને તેની પત્નીએ તે કામ કરી લીધું, તો તલાક તો પડી જશે, પણ ઈદ્દતના અંદર પતિ મૃત્યુ પામે, તો આ (પત્ની) વારસદાર થશે.

[૭] કોઈ તંદુરસ્ત માણસે કહ્યું કે, જો ઘરથી બહાર નીકળી, તો તને તલાક. પછી જે સમયે તે ઘરથી બહાર નીકળી, તે સમયે તે (પતિ) બીમાર હતો અને એ જ બીમારીમાં ઈદ્દતના અંદર તે મૃત્યુ પામ્યો, તો પત્ની વારસદાર ન થશે.

['બિહિશ્તી ઝેવર' : ૨૬ , ૨૭, 'ફતાવા રહીમિય્યહ' : ૬ / ૪૭૯, ૨ / ૨૬૮]

## [૫૪૯] તંદુરસ્તીના સમયમાં તલાક આપી અને પછી પતિનું મૃત્યુ થઈ જાય

એક માણસે તંદુરસ્તીના સમયમાં તલાકે બાઈન આપી અને પત્ની ઈદ્દતમાં બેસી ગઈ, અને પતિ બીમાર થઈ ગયો અને એ જ બીમારીમાં તેનું મૃત્યુ થઈ ગયું, તો આ પરિસ્થિતિમાં પત્નીને તેના વારસામાંથી કોઈ હિસ્સો ન મળશે. ['ફતાવા મહમૂદિય્યહ' : ૮ / ૩૫૭]

## [૫૫૦] મઅ્ઝૂર☆ અને મજનૂન (પાગલ)ના માલમાં તસર્રુફ✪ કોણ કરે ?



મજનૂન (પાગલ, મઅતૂહ (મંદ બુદ્ધિવાળા) અને વિકૃત મગજના શખ્સના માલમાં તસર્રુફ કરવાની વિલાયત (વાલીપણું, સત્તા) અને ઈખ્તિયાર બે પ્રકારના છે :

[૧] વિલાયતે તસર્રુફ : ખર્ચ વગેરે કરવાની સત્તા

[૨] વિલાયતે હિફાઝત : સાચવવાની સત્તા

વળી મજનૂન (પાગલ) અને મઅતૂહ (મંદ બુદ્ધિવાળો) હોવાની બે સૂરતો છે :

[૧] પુખ્ત ઉંમરનો થવા પહેલાંથી જ મજનૂન છે.

[૨] પુખ્ત ઉંમરનો થવા સુધી ઠીક રહ્યો અને તે પછી પાગલપણું તારી થયું.

- જો બાલિગ (પુખ્ત ઉંમરનો) થવા પહેલાંથી જ પાગલપણું હોય તો તેના માલમાં તસર્રુફની વિલાયત (હક, સત્તા, વાલીપણું) નીચેની વ્યક્તિઓને

---

☆ મઅ્ઝૂર : ઉઝ્રવાળો, મજબૂર, લાચાર, વિવશ

✪ તસર્રુફ : કબ્જો, ઈખ્તિયાર, ઉપયોગ, ખર્ચ, વહીવટ, બહુવચન : તસર્રુફાત

મળશે :

[૧] બાપ

[૨] બાપે જેને વસી (વહીવટકર્તા) બનાવ્યો હોય

[૩] દાદા

[૪] વસી (વહીવટકર્તા)

[૫] કાઝી

[૬] વસી

❍ અને જો પુખ્ત ઉંમરનો થવા પછી પાગલપણું તારી થયું તો તેના માલમાં તસર્રુફનો ઈખ્તિયાર માત્ર અને માત્ર કાઝીને મળશે. જો કાઝી ન હોય, જેમ કે આજના જમાનામાં, તો :

- વાલિદ (પિતા)
- વસી
- દાદા...વગેરેને તસર્રુફનો ઈખ્તિયાર મળશે.

❍ વિલાયતે હિફાઝત અર્થાત્ મજનૂન (પાગલ), મઅતૂહ (મંદ બુદ્ધિવાળા)ના માલની હિફાઝત અને નિગરાની (દેખરેખ)નો ઈખ્તિયાર તે શખ્સને મળશે; જે તેની નિગરાની (દેખરેખ) અને ખિદમત કરતો હોય.

❍ જો તેની નિગરાનીની નિયુક્તિમાં ઈખ્તિલાફ (મતભેદ) થાય, તો હાકિમ અથવા અહલે હલ વ અકદ (સમસ્યાઓને હલ કરનારા કાબિલ લોકો) જેને શુભેચ્છક સમજે તેને નિયુક્ત કરી દે, તે એનો વલી (વાલી) થશે. અલબત્ત, વલી (વાલી)ને મજકૂર મજનૂન (પાગલ)ના માલમાં તિજારત (વેપાર)ના તસર્રુફનો હક નહિ મળશે,

- માત્ર જરૂરિયાતની (ચીઝોને) ખરીદ કરવું, અને
- મનકૂલહ (તેની પાસે આવેલી) ચીઝો જો (જરૂરત કરતાં) વધારે હોય અને બગડવા (સડવા) લાગે તો તેને વેચવું જાઈઝ થશે.

['ઈમ્દાદુલ્ ફતાવા' : ૨ / ૩૫૦, 'શામી' : ૫ / ૧૭૪]

## [૫૫૧] મૌતની બીમારીમાં ઓછી કિંમતમાં મિલ્કત વેચી નાંખવું

ઈન્સાનને અધિકાર છે કે પોતાની માલિકીની વસ્તુ જેટલી કિંમતમાં ચાહે વેચાણ કરી દે. પરંતુ મૌતની બીમારીમાં એટલા માટે કે તેની માલિકીની વસ્તુથી વારસદારોનો હક એક કક્ષામાં સંબંધિત થઈ જાય છે, એટલા માટે આ હાલતમાં તેની માલિકીની વસ્તુમાં સામાન્ય રીતે તસર્રુફનો હક બાકી રહેતો નથી. જેથી જો કોઈ માણસ મૌતની બીમારીમાં પોતાની મિલ્કત કોઈને ઘણી ઓછી કિંમતમાં વેચી નાંખે, તો તેના બે પ્રકાર થશે :–

[૧] જો ખરીદ કરનાર પોતે તેનો વારસદાર છે, તો બાકીના વારસદારોની ઈજાઝતથી તે ખરીદ–વેચાણ લાગુ થઈ જશે.

[૨] જો ગૈર વારસદારે ખરીદ્યું, તો આ હાલતમાં પ્રમાણિક, અનુભવી માણસ તે વસ્તુની કિંમત નક્કી કરે અને પછી જુએ કે ખરીદનારે તેનાથી કેટલી ઓછી કિંમત અદા કરી છે, જો તે કમી વેચનારના ત્રીજા ભાગના વારસાની બરાબર અથવા તેનાથી ઓછી હોય, ત્યારે તો ખરીદ–વેચાણ સહીહ થશે. નહીંતર વારસદારોની ઈજાઝત પર મોકૂફ (મુલતવી) રહેશે, આ શર્તે કે બધાં વારસદારો પુખ્ત વયના હોય, નહીંતર ખરીદનારથી કહેવામાં આવશે કે તેની કિંમત પૂરેપૂરી અદા કરી દો, નહીંતર ખરીદ–વેચાણને રદ કરી દેવામાં આવશે. કારણ કે કમી વસિય્યતના હુકમમાં છે. ['ફતાવા મહમૂદિય્યહ' : ૬ / ૨૮૩]

# હઝરત મુફ્તી ઈન્આમુલ હક કાસિમી નકશબંદી (દા.બ.)ની બીજી બે ગુજરાતી કિતાબો

## [૧] અહકામે મુસાફિર

એમાં વિશ્વાસપાત્ર ફિકહી ઈબારતો અને હવાલાઓ સાથે, નીચેના વિષયોને લગતા, સફરના ૩૮૨ મસાઈલના હલ પેશ કરવામાં આવ્યા છે.

- જાઈઝ અને નાજાઈઝ સફર
- સફરમાં તહારત, અઝાન, ઈકામત
- સફરમાં જમાઅત અને ઈમામત
- સફરમાં બન્ને ઈદો અને જુમ્અહ
- સફરમાં સવારી પર નમાઝ
- સફરમાં રોઝહ અને હજ
- સફરમાં તલાક, ઈદ્દત અને નફકહ
- સફરમાં મુલાકાત અને મુઆનકહ
- ટ્રેઈનનો સફર
- ઔરતનો સફર અને મહરમ
- સફરમાં મૌત, શહાદત, કફન, દફન
- સફરના આદાબ
- સફરમાં સમય અને કિબ્લહ
- સફરમાં સજદએ સહવ
- સફરમાં કઝા નમાઝ
- સફરમાં જનાઝહની નમાઝ
- સફરમાં ઝકાત અને કુર્બાની
- સફરમાં મસ્જિદનો ઉપયોગ
- તબ્લીગી સફર
- સફરમાં નઝર અને મન્નત
- વતને અસલી અને વતને ઈકામત

આ માત્ર એક કિતાબ નથી, બલ્કે સફર અને મુસાફિરને લગતા મસાઈલનો સર્વ સંગ્રહ (એન્સાઈકલોપીડિયા) છે ! જે એના વાચકને અન્ય કિતાબોના વાચનથી મુક્તિ અપાવે છે.

### બુઝુર્ગો અને ઉલમાએ કિરામના અભિપ્રાયો

[૧] “આ કિતાબમાં ઘણી મહેનત અને પરિશ્રમથી અહકામ અને મસાઈલને આવરી લીધાં છે. સફર કરનારાઓ માટે શરઈ મસાઈલનું

એક અતિ મૂલ્યવાન દફતર તૈયાર કરી દીધું છે. વાંચીને હું ઘણો પ્રભાવિત અને ખૂશ થયો.''

**– હઝરત મૌલાના એ'ઝાઝ અહમદ આ'ઝમી સા. (દા.બ.) આઝમગઢ**

[૨] ''લેખકે મહેનત અને પરિશ્રમપૂર્વક સફરના અહકામ અને મસાઈલ ખૂબ જ સુંદર શૈલીથી એકત્ર કરી દીધાં છે અને આધુનિક, નૂતન મસાઈલ પર ખાસ રીતે રોશની નાખી છે.''

**– હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન અલી નદવી સા. (રહ.)**

[૩] ''મને કિતાબ પસંદ પડી.....
લેખક આપણાં સૌની સેંકડો મુબારકબાદના અધિકારી છે.''

**– હઝરત મુફતી ઝફીરુદ્દીન સા. (રહ.) પૂર્વ મુફતી : દારુલ ઉલૂમ, દેવબંદ.**

[૪] ''માશા અલ્લાહ ! તર્જમહ સલીસ, જાઝિબ ઔર બામુહાવરહ હે.''

**– હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપૂરી સાહબ (રહ.)**

[૫] ''મેં આ કિતાબ વાંચી છે. મને લાગે છે કે સફરના મસઅલા જાણવા માટે આ કિતાબ ઘણી જ લાભકારક છે.''

**– હઝરત મૌલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી સાહબ (દા.બ.)**

[૬] ''આ કિતાબ લાભકારક મસાઈલનો સંગ્રહ છે. બેશક, દરેક વર્ગના લોકોને એનાથી ફાયદો પહોંચશે અને ખાસ રીતે મુસાફિરને મુસાફરીની હાલતમાં બીજી કિતાબો જોવાથી બેનિયાઝ કરી દેશે.''

**– હઝરત મૌલાના અબ્દુલ્લાહ મઝાહિરી સા. (ઝી.મ.) હાંસોટ**

[૭] ''કિતાબ ઘણી લાભકારક અને સફર તેમજ મુસાફિર પર ઘણી માહિતીપૂર્વક મા'લૂમ પડી.''

**– હઝરત મૌલાના મુહમ્મદ બુર્હાનુદ્દીન સંભલી સા. (દા.બ.) ઉસ્તાદે હદીષ : દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવ**

[૮] "માશા અલ્લાહ ! આમ ફહમ, સરસ સમજૂતીમાં અનુવાદ કર્યો છે."

**– હઝરત મુફતી ઈસ્માઈલ વાડીવાલા સાહબ (ર.હ.) રાંદેર**

[૯] "કિતાબ બહુ જ લાભદાયી છે. વાચક પર ઈલ્મનો એક દરવાજો ખૂલી જશે. અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે ગુજરાતી ભાષાનો સુંદર પોષાક પહેરાવી કિતાબને ચાર ચાંદ લગાવી દીધા છે."

**– હઝરત મૌલાના ખલીલ અહમદ દીવાવાલા સાહબ (દા.બ.) તડકેશ્વર**

[૧૦] "કિતાબ બહુત હી કાબિલે દીદ હે. આપકે તર્જમહને હુસ્ન દોબાલા કર દિયા."

**– હઝરત મૌલાના અબ્દુલ કુદૂસ દીવાન સાહબ (ર.હ.) લાજપૂર**

[૧૧] "માનનીય સંપાદકે એમાં ઘણી મહેનત અને પરિશ્રમ કર્યો છે."

**– હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહબ (દા.બ.) ડાભેલ**

[૧૨] "ગુજરાતી ભાષામાં આ વિષયમાં એવી દલીલોયુકત અને ઉમદહે કિતાબ હજુ સુધી મારી નઝરથી ગુઝરી નથી."

**– હઝરત મૌલાના હસન ભડકોદ્રવી સાહબ (દા.બ.) કંથારીઆ**

[૧૩] "કિતાબ આવકાર્ય અને પ્રશંસાપાત્ર તથા અવામ અને ખવાસ સૌને એક સરખી ઉપયોગી છે."

**– હઝરત મૌલાના અબૂબકર કેસરપૂરી સાહબ ઝીદ મજ્દુહૂ પૂર્વ મુહતમિમ : 'દારુલ ઉલૂમ હિદાયતુલ ઈસ્લામ' આલીપૂર**

[૧૪] "મારી નઝદીક આપ તમામ અહલે ઈલ્મના તરફથી શુક્રિયહના અધિકારી છો, કારણ કે આપે સર્વના તરફથી એક ફર્ઝે કિફાયહ અદા કરી દીધો છે."

**– હઝરત મૌલાના મુહમ્મદ અબૂલ હસન અલી સાહબ (ર.હ.) પૂર્વ શયખુલ હદીષ : 'દારુલ ઉલૂમ માટલીવાલા', ભરૂચ**

[૧૫] "જિસ તરહ જિસ્મકી બકાકે લિએ મુસાફિરકે સાથ ઝાદ (તૌશા) હોના ઝરૂરી હે ઈસસે કઈ ઝિયાદહ હર મુસાફિરકે હમરાહ ઈસ કિતાબકા હોના ઝરૂરી હે. આપને દુન્યવી અસ્ફારકી દુશ્વારીયોંકો આસાન ફરમાયા. અલ્લાહ તઆલા આખિરતકે સફરમેં ઈસે ઝાદે રાહ બનાએ, આમીન."

– **હઝરત મુફ્તી અબ્દુલ કચ્યૂમ રાજકોટી સા. (દા.બ.) ડાભેલ**

## <u>અખબારોના અવલોકનો</u>

[૧] "આ માત્ર એક કિતાબ નથી, બલ્કે સફર અને મુસાફિરને લગતા મસાઈલનો સર્વસંગ્રહ છે." **'બયાને મુસ્તફા (સલ.)' માસિક**

[૨] "કિતાબ વાંચી, અમલમાં મૂકી પોતાની સફરને બરકતવંતી, આસાન અને કામિયાબ બનાવો." **'ઉમ્મીદ' સાપ્તાહિક**

[૩] "મૂળ ઉર્દૂ પુસ્તકને જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે ઘણો જ સુંદર ગુજરાતી પોષાક પહેરાવ્યો છે." **'વહોરા વેલ્ફેર' માસિક**

[૪] "ગુજરાતી ભાષામાં સફરના હુકમો વિષે આટલી છણાવટ કરેલ કિતાબ જોવામાં આવી નથી." **'હયાત' માસિક**

[૫] "સિદ્ધહસ્ત ભાષાંતરકાર જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબનું મુસ્લિમ ગુજરાતી સમાજની સેવામાં નવલું નઝરાણું એટલે અહકામે મુસાફિર." **'મુજાહિદ' પાક્ષિક**

## <u>'અહકામે મુસાફિર' પોકેટ સાઈઝમાં</u>

આ કિતાબ સફરમાં આસાની સાથે રાખી શકાય. અને જરૂર પડે ત્યારે તાત્કાલિક એમાં મસઅલો જોઈ શકાય એટલા માટે એને પોકેટ સાઈઝમાં પણ પ્રગટ કરવામાં આવી છે.

